# સાહિત્ય પ્રવેશિકા

એટલે-

**ગુજરાતી ભાષા સાહિત્યના ઇતિહાસમાં પ્રવેશ કરાવનાર લઘુ ગ્રંથ.**


લખનાર

**હિમ્મતલાલ ગણેશજી અંજારિયા**

એમ. એ. એલએલ., બી.

કાવ્યમાધુર્ય, સંગીતમંજરી, પદ્યસંગ્રહ વગેરેના સંપાદક.



**મુખ્ય એજન્ટ્સ: મેશર્સ એન. એમ. ત્રિપાઠીની કંપની,**

**પ્રિન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી, મુંબઇ.**

વિ. સં. ૧૯૭૮. મુંબઈ. ઇ. સ. ૧૯૨૨.

કિંમત રૂ. સવાબે.

લેખક અને પ્રકાશકઃ
હિમ્મતલાલ ગણેશજી અંજારિયા
એમ. એ., એલએલ. બી.
સુપરિન્ટેન્ડન્ટ, મ્યુનિસિપલ ગુજરાતી સ્કૂલ્સ,
ભૂલેશ્વર—મુંબાઈ.
ઠે. ગણપતિ બાગઃ—
બોરીવલી.



મુદ્રકઃ
જાદવજી પીતાંબર ઠક્કર
લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજ
કે. એન. સેલર પ્રેસ ૯૩,
ચીંચપોકલી પરેલ રોડ, મુંબઈ.

# પ્રસ્તાવના.



ગુજરાતી ભાષા સાહિત્યની સંબદ્ધ ઐતિહાસિક નોંધ-અભ્યાસીને માર્ગદર્શક બની, ભાષા સાહિત્યના ઇતિહાસમાં કાંઇક પ્રવેશ કરાવે તેવી નોંધ—ગુજરાતીમાં પુસ્તક રૂપે પ્રકટ કરવાનો આ પ્રથમ પ્રયાસ છે. શ્રી. ગોવર્દ્ધનરામના Classical Poets of Gujarat નો તરજુમો થયો છે અને શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના Milestones in Gujarati Literatureનો તરજુમો તુર્તમાં બહાર પડવાનો સંભવ છે. તે બંને પુસ્તકો અને આ પ્રવેશિકામાં જે જૂદાપણું છે તે વાચકોના લક્ષ બહાર નહિં રહે. વિસ્તારવાળી ચર્ચા અને સંપૂર્ણ વિગત આપી હોય તેવા પુસ્તકની ઘણી જરૂર છે. તે કામ કોઈ સમર્થ વ્યક્તિ ઉપાડી લે એ ઈચ્છવા જેવું છે.

આ પ્રયાસને એક સન્નારીએ તથા એક સદ્‌ગૃહસ્થે સાદ્યન્ત વાંચી જઇ ઘટતી સૂચનાઓ આપવાનો શ્રમ લીધો છે. તેમના તે શ્રમથી મારા પર ઉપકાર થયો છે. નામ પ્રકટ કરવાની છૂટ નહિં હોવાથી તે બંનેના ઉપકારથી નોંધ આ પ્રમાણે લઇ કૃતકૃત્ય થાઉં છું.

મેશર્સ એન. એમ. ત્રિપાઠીની કમ્પનીએ તથા કે. એન. સેલર પ્રેસના ઉત્સાહી મેનેજરે જે જે મદદ આપી છે, તે ખાતર તેમના ઉપકારની પણ નોંધ લેવી ઘટે છે. શ્રાવણ શુદ ૩ સંવત ૧૯૭૮.

લ. હિમ્મતલાલ ગણેશજી અંજારિયા.

# સાહિત્ય પ્રવેશિકા

## અનુક્રમણિકા.

---

ગુજરાતી ભાષા સાહિત્યના અભ્યાસની શરૂઆત કરનારને
અર્પણ.

# ભાષા સાહિત્ય પ્રવેશિકા.



## પ્રકરણ ૧.

### નરસિંહ યુગ. (નરસિંહ, મીરાં, ભાલણ વિ.)

**નરસિંહ મ્હેતો.**

**આદ્ય કવિ**

ગુજરાતના આદ્ય કવિ તરીકેનું સ્થાન અને માન ભક્ત કવિ નરસિંહ મ્હેતો ભોગવે છે. અને જો કે શોધખોળને પરિણામે બીજા કવિઓની હયાતી જાણમાં આવતી જવાનો સંભવ છે, તોપણ ગુજરાતનાં હૃદય ઉપર જે છાપ નરસિંહ મ્હેતે પાડી છે તે એવી તો સુદૃઢ અને ઉંડી છે કે ગુજરાતના હૃદયરાજ્યમાંથી તે કદી પણ પદભ્રષ્ટ થાય એવું બનવાનું નથી. નરસિંહ મ્હેતાની ભક્તિએ તેની પાસે એવાં પ્રભાતિયાં ગવરાવ્યાં છે, એવાં જ્ઞાનપદો લખાવ્યાં છે, એવાં વર્ણનો કરાવ્યાં છે કે તેની બરોબરી કરનાર કોઈ ભક્ત કે લેખક મળી આવવાનો સંભવ તો લાગતો નથી.

નરસિંહ મ્હેતાના સમય પછી તુર્તમાં લખાયેલ પદ્મનાભ કૃત કહાનડદે પ્રબંધ, કર્મણમંત્રીકૃત સીતાહરણ, અને વસંત વિલાસ નામનાં કાવ્યો છે. જેમાંનું પહેલું તો પ્રગટ પણ થયું છે. તે ઉપરાંત શ્રીધરકૃત રણમલ છંદ અને કેશવકૃત દશમસ્કંધ

લખાયાનું મનાય છે, અને ભાલણની કાદમ્બરી કાંઈ બહુ લાંબા સમય પછી લખાઇ નથી. કાદમ્બરી ઉપરાંત ભાલણે નળાખ્યાન, સપ્તશતી, દશમસ્કંધ તથા બીજાં પરચુરણ પદો લખ્યાં છે. કાદમ્બરી એક શિષ્ટ કાવ્ય તરીકે, અને છુટક પદો સારી કવિતા તરીકે સ્વીકાર પામી ચૂકયાં છે, તોપણ નરસિંહ મ્હેતામાં જે હૃદયતોષક ભકિતભાવ અને રસપોષક કવિત્વ મંગળ રીતે ભળેલાં છે, તેની ભાષામાં જે સૌંદર્ય, સરળતા, વિશદતા અને મોહકતા છે, તેની જીવન પ્રણાલીમાં જે અદ્વિતીયતા અને આદરણીયતા છે તે આદ્ય કવિ તરીકેનું સ્થાન તો તેને માટેજ રખાવશે; આજ સુધી તેજ ગણાય છે અને ભવિષ્યમાં પણ તેજ ગણાયા કરશે એમ ખાત્રીથી કહી શકાય છે.

જીવન

આદ્ય કવિ નરસિંહ મ્હેતો નાનપણમાં બુડથલ અને ગમાર બાળક હતો. ભાભીનાં મેણાંથી તેણે ઘર છોડયું અને શિવપૂજન પ્રતાપે હૃદયમાંનો ભક્તિપ્રવાહ પ્રગટ સ્વરૂપે નીકળી આવ્યો. આ હકીકત ગુજરાતનો એક બાળક પણ જાણતો હોય છે. તેના જીવન પ્રસંગનાં પ્રેમાનંદે લખેલાં આખ્યાનો સારી રીતે જાણીતાં થયેલાં છે અને તેથી તેના જીવન સંબંધી અતિ વિસ્તારની જરૂર નથી. શિવકૃપાથી કૃષ્ણદર્શન થયાં અને સંસારી આશ્રમમાં રહી ભકત તરીકે તેમણે પોતાનું અકિંચન છતાં ઉદાર જીવન ઉંચા આદર્શરૂપે ગાળ્યું. કાઠીઆવાડમાં ગિરનાર પાસે આવેલા જુનાગઢના વડનગરા નાગર ગૃહસ્થ હતા, કુટુંબી હતા, પુત્ર પુત્રી હતાં અને સર્વ વ્યવહાર જ્ઞાતિમાંજ હતો, છતાં નરસિંહ મ્હેતાને મન જ્ઞાતિનું કે વ્યવહારનું એકે બંધન સ્વીકાર્ય નહોતું. તેને મન તો માત્ર 'કૃષ્ણ કીર્તન વિના નર સદા સૂતકી' હતો; તે સિવાય બીજી એકે લાયકાત નરસિંહ મ્હેતાના ઉદાર અને ઉદાત્ત હૃદયને વધતી ઓછી જણાતી નહિ.

મ્હેતાનાં લખાણમાં 'મુખ્ય રાસ–સહસ્ત્રપદી–નાં પદો, આત્મ-

લખાણ

ચિંતન અને બોધથી ભરેલાં પ્રભાતિયાં અને સુરત-સંગ્રામ, વસંત વિલાસ, હીંડોળો, ચાતુરી, દાણલીલા, બાળ ક્રીડા, ગોપી વિરહનાં પદો, સુદામા ચરિત્ર, શામળદાસનો વિવાહ અને તે ઉપરાંત શૃંગારનાં તથા બીજાં પરચુરણ પદો એ તેની નિર્વિવાદ રીતે સ્વીકારાએલી કૃતિઓ છે. હારમાળાનાં પદો માટે બે મત છે—એક પક્ષ તેને નરસિંહ મહેતાનાં ગણે છે ત્યારે બીજો પક્ષ પ્રેમાનંદનાં ગણે છે. સંભવ એવો લાગે છે કે કાંઈ કાંઈ પદો નરસિંહ મહેતાનાં હોય; અને તેમાં કાળ પ્રવાહે સુધારા વધારા દાખલ કર્યા હોય. છેવટ પ્રેમાનંદના હાથમાં તે પદો હાલનું સ્વરૂપ પામ્યાં. કોઈ કોઈ પદમાં નરસિંહ મહેતાનો ભાવ, તેની તન્મયતા, તેનું જોમ, તેની છટા સ્વીકાર્યા વિના ન ચાલે તેવું લાગે છે, જ્યારે કોઈ કોઈ પદને નરસિંહ મહેતા સાથે કશોજ સંબંધ ન હોય એવું પણ લાગી આવે છે. પ્રેમાનંદ પહેલાં વિશ્વનાથ જાનીએ નરસિંહ મહેતાના જીવન પ્રસંગ પર લખાણ કર્યું છે એ હવે તો જાણીતી વાત છે. સંભવ છે કે થોડાં ઘણાં નરસિંહ મહેતાનાં પદ હોય, તેમાં જાનીએ કે બીજા તેવા કોઈએ ઉમેરો કર્યો હોય, અને છેવટે પ્રેમાનંદના સાંભળવામાં આવતાં તેણે પણ પોતાનો કાંઈક હિસ્સો સમાવિષ્ટ કર્યો હોય.

નરસિંહ મહેતાના લખાણમાં હૃદય એવા જોમથી અને એવી તન્મયતાથી વહી રહ્યું છે કે તેનું એક પણ પદ હૃદયને અસર કર્યા વિના રહેતું નથી. નરસિંહ મહેતે કૃષ્ણની ભક્તિ સખીભાવે સ્ત્રીરૂપ બની-ગાઈ છે. પોતે પુરૂષ હોવા છતાં જે કોમળતા તેનાં લખાણમાં માલમ પડે છે તે બતાવે છે કે કૃષ્ણ પાસે તે પોતાનું પોતાપણું તદ્દનજ ભૂલી જઈ એક સાચી ગોપી રૂપે રહી શકતા. તેની તન્મયતા અને હૃદયના ઉંચા ભાવનું જ્ઞાન આપણને તેવા લેખો દ્વારા થાય છે.

રાસનાં સહસ્ર પદોમાંથી જેટલાં મળ્યાં છે તે બધાં નરસિંહ મહેતાએ રાસલીલાનો કેવો આસ્વાદ લીધો હતો તે બતાવી આપે છે. તે પદો બધાં એકજ પ્રસંગનું અમુકજ જાતનું વર્ણન કરનારાં છે,–તેમાં એકની એક વાત ફરી ફરીનેજ આવ્યા કરે છે, છતાં તેની ખરી મંજા તો એ છે કે તેની વૈવિધ્ય-શૂન્યતા કંટાળો આપતી નથી, પણ એક પછી એક પદ વાંચ્યાંજ કરવાના મોહમાં આપણે સંકળાઇ રહીએ છીએ. સાગર તટે ઉભા ઉભા તેનાં તેજ પાણીનાં એક સરખાં મોજાં કાંઇ પણ વૈવિધ્ય વિના આવજાવ કરી કિનારા સાથે પછડાયા કરે છે અને એક જાતનું એકરૂપ ગાન મચાવ્યા કરે છે, છતાં તે દર્શન અને તે શ્રવણ જેમ આપણને નવ નવીન મજાનો ચાલુ પ્રસાદ આપ્યા કરે છે તેમજ જાણે નરસિંહ મહેતાનાં પદો પણ કુદરતની બક્ષીસોની પેઠે ક્ષણે ક્ષણે નવીનતા આપ્યા કરતાં હોય તેવું લાગે છે.

જ્ઞાનનાં પદો, બોધનાં પદો અને પ્રભાતીઆં કાંઇક એવા અજબ સંભારથી ભરેલાં છે, જીવનના સાદા પ્રસંગો એવા સુંદર ભાવથી ગાવામાં આવ્યા છે, સંસારની માયાજાળ અને આત્મ-જ્ઞાનની શુદ્ધ કોટિ એવા સરસ અને સફળ શબ્દોમાં બતાવવામાં આવેલ છે કે તેનો મોહ કદી પણ ઓછો થવાનો સંભવ નથી.

સુદામા ચરિત્ર એક નાનું સરખું આખ્યાન છે. તેમાં વાર્તા-રસની દરકાર નથી, તેમાં પ્રસંગ ઘટાવવાની જરૂર માની નથી, તેમાં કાવ્ય તરીકે ખાસ ઉંચા ગુણો કદાચ માલમ નહીં પડે, છતાં પણ તે નાના સરખા ચરિત્રમાં જે શિષ્ટત્વ છે તે ખરેખર અનન્ય પ્રતિનું છે. આખું ચરિત્ર, તેનું એકે એક પદ, પદમાંની એકે એક કડી એવી અજબ સૂચકતાથી ભરેલ છે કે હજાર બે હજાર લીટીના મોટા પ્રયાસથી જેટલું આપણે કદાચ સમજી ન શકીએ તે આ ચૌદ પદનું નાનું સરખું ચરિત્ર વાંચ્યાથી આપણે સમજી જઇએ છીએ.

શૃંગારનાં પદો અને સહસ્રપદી રાસમાંનાં પણ કોઇ કોઇ પદો નરસિંહ મહેતાએ સ્ત્રી, સ્ત્રીજ નહિં પણ પણ શ્રીકૃષ્ણની સખી-પત્ની, બનીને લખ્યાં છે. પતિપત્ની વચ્ચે જે ઐક્યં જગત સ્વીકારે છે તેવા ઐક્યનો સ્વીકાર નરસિંહ મહેતાએ કરેલો છે એ કહેવાની જરૂર નથી. પરંતુ જગત અમુક અમુક વ્યવહાર અને ઉદ્ગાર પર જે આવશ્યક પડદો નાખી રાખે છે તે પડદાનો નરસિંહ મહેતાને અસ્વીકાર કરતાં જ્યારે કોઇ કોઈ વખત જોઇએ છીએ, ત્યારે એક પ્રશ્ન ઉઠે છે કે શું નરસિંહ મહેતો પણ સ્થૂલ ભાવનામાં રમી રહેનારા હતા? પ્રેમ અને પ્રેમમયતા સ્થૂલ વિલાસોનાં વર્ણનથીજ પામી શકાય છે એવું કાંઇ નથી. તેવા વર્ણન વિસ્તારથી તો ઉલટું એમજ લાગે કે લેખક સ્થૂલ ભાવનાથીજ ભરેલો છે; સૂક્ષ્મ કલ્પનાના વિશાળ અને અનન્ત વ્યોમમાં નિરંકુશ વિહારની અક્ષય્ય મજાનું તેને ભાનજ નથી. પરંતુ એક સાધારણ લેખકને માટે જેવી શંકા ઉઠાવાય તેવી નરસિંહ મહેતાને માટે કેમ ઉઠાવાય? તેણે પોતાની સ્થૂલ ભાવનાઓને તો અત્યંત વશ કરેલી હતી. સંસારની અસારતા તેને પ્રત્યક્ષ હતી. માનવજીવનનાં પ્રલોભનો તેને જરા પણ અસર કરી શક્યાં નહોતાં. એવો પ્રકૃષ્ટ ભક્ત સ્થૂલ ભાવનાથી વશ થઇને કાંઇ લખે એ માની શકાતું નથી. તેણે તો પોતાપણાનું ભાન ભૂલી જવા સાથે બધીજ દરકાર તજી દીધી હશે અને તન્મય થએલ વ્યક્તિ જેમ પોતાથી અતિરિક્ત કોઈ પણ જગતમાં છે એમ ભાન રાખી શકતી નથી તેમ ભાનશૂન્ય થઇ પોતાનાં પદો ગાયા કર્યાં હશે. વિચાર કરવાનો તો માત્ર વાંચનારાઓને અને પ્રગટ કરનારાઓને રહ્યો. નરસિંહ મહેતાની કોટિના અધિકારી માટે બધુંજ જેના તે સ્વરૂપમાં પ્રગટ કરવામાં બાધ ન ગણાય. પરંતુ તેવા અધિકારવાળા ન હોય તેને માટે શું કરવું?

એક શંકા

નરસિંહ મહેતાની ભાષામાં કોમળતા, અને સરળતા હોવા

ભાષા — ઉપરાંત અમુક અલંકાર અને શબ્દોની પસંદગીની દરકાર ઠેકઠેકાણે વ્યક્ત છે. કોમળ, સરળ, ભાવવાહી શબ્દો એ નરસિંહ મહેતાની ભાષાનો ખાસ ગુણ છે. પરંતુ તેની ભાષા હાલ જે સ્વરૂપમાં તેનાં પદો આપણને મળ્યાં છે તે સ્વરૂપની હોય એ માનવું તદનજ ખોટું છે. જે સ્વરૂપમાં આપણને પદો મળ્યાં છે તે સ્વરૂપમાં પણ તદન જૂદીજ જાતના અને સંપૂર્ણપણે ન સમજી શકાય તેવા શબ્દો, પ્રયોગો કે ઘાટી અહિં તહિં મળી આવે છે. બીજો કોઈ પુરાવો ન હોય તોપણ તેટલોજ પૂરાવો એટલું તો સિદ્ધરૂપેજ બતાવી શકશે કે નરસિંહ મહેતાની ભાષા સ્વરૂપમાં ભિન્ન હોવીજ જોઇએ. પરંતુ સ્વરૂપ ભિન્ન હતું માટે તે ગુજરાતી નહોતી એમ સમજવાનું નથી. અલબત્ત, તેના વખતની ભાષાને ગુજરાતી નામ મળેલું પુરવાર થઈ શકયું નથી. ઉલટું તે પોતે 'અપભ્રષ્ટગિરા' નામ વાપરે છે. ભાલણે પણ તેવુંજ નામ વાપરેલું કહેવાય છે. અપભ્રંશ નામે ઓળખાતી પ્રાકૃત ભાષાની પુત્રી ભાષા હળવે હળવે 'ગુર્જર અપભ્રંશ' અને પછી 'ગુજરાતી' નામ પામી છે.

નરસિંહ સમય — મહેતાની જન્મ મરણની સાલો જો કે ચોક્કસ રીતે નક્કી કરી શકાય તેવું નથી, તોપણ તેના સમય વિષે બહુ અનિશ્ચિતતા નથી. વિક્રમ સંવત ૧૪૭૦ થી ૧૫૩૬ એટલે ઇસ્વી સન ૧૪૧૪–૧૫ થી ૧૪૮૧ એ લગભગ ખરોજ સમય છે એમ મનાય છે.

## મીરાંબાઇ.

ગુજરાતમાં જેનો જન્મ નહોતો, છતાં ગુજરાતના જીવન — સુપ્રસિદ્ધ અને શિષ્ટ કવિમાં જેની ગણના ગુજરાત કરતું આવ્યું છે તે ભક્ત બાઈ મીરાંબાઈનું જીવન સામાન્ય સ્ત્રીવ્યક્તિના જીવનથી તદ્દન જુદીજ

પ્રતિનું હતું. મેડતાના રાઠોડની પુત્રી અને ચિતોડના (ગુહિલોત) રાણા કુટુંબ સાથે લગ્ન સંબંધથી જોડાયેલી બાઇ મીરાંબાઇ પુત્રી અને વધૂ તો માત્ર નામનીજ હતી. લગ્ન પછી થોડા સમયમાંજ પતિનું મૃત્યુ થતાં તેણે સંસાર જાળને તોડી ઇષ્ટ ભકિતમાંજ જીવન સમર્પણ કર્યું, અને શ્વસુર ગૃહમાં રહેવાનું અશક્ય થઇ જવાથી થોડો વખત પિતાને ઘેર રહી, પછી તો દ્વારિકામાંજ નિવાસ કર્યો. તેની ભકિત એટલી બધી હૃદયપૂર્વક, એકનિષ્ઠ અને અનન્ય હતી કે લોકોએ તેને દ્વારકાધીશની મૂર્તિમાં સમાઈ ગયેલીજ કલ્પી છે! મીરાંબાઇનું જીવન આખું ભકિતમયજ હતું અને તેની કવિતા એ તેની ભકિતનાજ ઉદ્દગાર છે. કાં તો પોતાના ઇષ્ટમાંજ સર્વવૃત્તિ સમાવી દઇ તેની ભકિતમાંજ મશગુલ રહેવાનો ઉપદેશ છે, કે કાં તો શ્રીકૃષ્ણ સાથેના વિલાસનું વર્ણન કે તે પ્રસંગથી મળેલા આનંદના ઉદ્દગારો છે. પરંતુ બધામાં તન્મયતા અને હૃદયનો ખરો ભાવ એવી સરસ અને સરળ રીતે ઉતરી આવ્યાં છે કે મીરાંબાઇની કવિતા દરેક વાચકના હૃદયને ઉંડી અસર કર્યા વિના રહેતી નથી.

**ભાષા**

મીરાંબાઇનાં જે પદો હાલ જાણવામાં છે તેમાંની ભાષા શુદ્ધ,—હાલના સમયની શુદ્ધ ગુજરાતી નથી એ તો દેખીતી વાત છે. કેટલાંક પદો હિન્દીમાં પણ છે. કેટલાંકમાં ભાષા હાલની ગુજરાતી હોવા છતાં મારવાડી અને હિન્દી પ્રયોગો છે. કેટલાંક તદ્દનજ ગુજરાતી થઇ ગયેલ હોવા છતાં 'બાઇ મીરાંકે પ્રભુ ગિરધર નાગર' એવાં અન્તિમ વચનથી જૂનું સ્વરૂપ પ્રકટ કરે છે; જોકે તેમાં પણ કેને કહેનું સ્વરૂપ આપી સંપૂર્ણ ગુજરાતી બનાવી દેવાના પ્રયાસો બહુ મળી આવે છે ખરા. આ વસ્તુસ્થિતિથી બે વાત સ્પષ્ટ થાય છે. એક તો એ કે મીરાંબાઈની ભાષા હાલની ગુજરાતી નહોતીજ; અને બીજી એ કે કંઠપરંપરાથી ઉતરી આવેલાં તેનાં પદોમાં

સમય પ્રમાણે ભાષા બદલાતી ચાલી છતાં કંઇક જૂના સંસ્કારો કે શબ્દો રહી ગયા.

મીરાંબાઈ કેટલોક સમય દ્વારકામાં રહેલાં હોવાને લીધે તે ગુજરાત અને ગુજરાતીમાં પૂજનીય થઇ પડેલ એમાં તો શંકા છેજ નહિં; એટલે ગુજરાતી કવિઓમાં તે સ્થાન પામે એ તો સ્વાભાવિકજ છે. પરંતુ તે પરથી મીરાંબાઇની ભાષા ગુજરાતી એટલે કે હાલ જેવી ગુજરાતી છે તેવી હતી એમ તો કોઇજ માની શકે નહિં. તળ ગુજરાતમાં જન્મી, રહી, જીવન ગાળી, જેણે ગાયા કર્યું છે એવા નરસિંહ મહેતાની ભાષા પણ હાલની ગુજરાતી ન હોતી એ તો ઉપર કહેવાયું છે. મીરાંબાઇની ભાષા તો નરસિંહ મહેતાની ભાષાથી પણ કાંઇક અંશે જૂદી હોય એમ માની શકાય તેવું છે. મીરાંબાઈ જે પ્રદેશમાં જન્મ્યાં હતાં તે પ્રદેશ, અને લાટ સૌરાષ્ટ્ર વગેરે પ્રદેશ કે જે હાલ ગુજરાત તરીકે ઓળખાય છે તે સઘળા પ્રદેશમાં બોલાતી ભાષા લગભગ સરખી હતી એમ અટકળ કરાય છે. લગભગ સરખી એટલે ઘણા પ્રયોગો એક સરખા, એક બીજાથી સમજી શકાય તેવો શબ્દ ભંડોળ, અને સામાન્ય રચના ઘણે ભાગે મળતી આવતી; 'બાર ગાઉએ બોલી બદલાય' એ ઉક્તિ પ્રમાણે બોલીમાં કંઈ કંઇ ભેદ હોય એ તો સ્વભાવિક છે. પરંતુ તે બોલીઓની મૂળ ભાષા તરીકે જે ભાષા વિશાળ પ્રદેશ પર પ્રચારમાં હતી તે ભાષા બધી બોલીઓવાળાથી સમજાય તેવું હોવાથી મીરાંબાઇના વખતમાં તેની ભાષા વિદેશી ભાષા તરીકે ગણાવાનો સંભવ ન હતો.

વિચારવાનું માત્ર એ છે કે તે ભાષાનું નામ શું હશે? પ્રાકૃતની પુત્રી અપભ્રંશ બહુ વૃદ્ધ થઇ હતી, અને તેને ઘણી પુત્રીઓ થઇ હતી. તે દરેક પુત્રી તદ્દન જૂદા જૂદા નામથી ઓળખાવા લાગી નહોતી, પણ માર્કંડેય પ્રાકૃત સર્વસ્વમાં ગણાવે છે તેમ પ્રાંત પ્રમાણે નામ ભેદ શરૂ થયા હતા. તે અનુસાર ગુજ્જર અપભ્રંશ એમ નામ જેને આપી

શકાય તેવી ભાષા નરસિંહ મીરાંના વખતમાં પ્રચલિત હતી એમ માની શકાય છે. નરસિંહ મહેતાએ 'અપભ્રષ્ટ ગિરા' શબ્દ વાપર્યો છે; ભાલણે એક વખત 'અપભ્રંશ' શબ્દ વાપર્યો છે અને અનેક વખત ગુર્જર ભાષા શબ્દ વાપર્યો છે. એ ઉપરથી તે સમયમાં ગુજ્જર-ગુર્જર શબ્દ ભાષા સાથે વપરાતો થયો હતો એટલું તો માની શકાય છે. દેશ માટે ગુજરાત શબ્દ પણ વપરાતો હતો એ કહાનડદે પ્રબંધ પરથી જાણી શકાય છે. માત્ર ગુજરાતી શબ્દ તે વખતે વપરાએલો હોય એમ સિદ્ધ કરી શકાય એમ લાગતું નથી. છતાં પણ ભાષાનાં નામ સાથે અપભ્રંશ શબ્દ ખરી પડયો હતો, અને ગુજ્જર ભાષા-એવું નામ પ્રયોગમાં આવવા લાગ્યું હતું. પરંતુ તે ભાષા તે હાલ વપરાય છે તેવી ભાષાજ હતી એમ માનવાનું નથી. તેનું સ્વરૂપ તો સારી પેઠે જૂદું હતું એમ તે વખતનાં હસ્તલિખિત પુસ્તકો પરથી સિદ્ધ થાય છે. મીરાંબાઇનાં પદોમાંનાં ઘણાં હાલની ગુજરાતી ભાષામાં મળી આવે છે તેનો અર્થ એટલોજ કે કંઠપરંપરાથી ઉતરી આવેલાં પદોની ભાષા સમયાનુસાર સ્વરૂપ બદલતી ગઇ, અને તેથી તેનું હાલનું સ્વરૂપજ આપણુનેજ મળ્યું. જે જે લખાણ કંઠપરંપરાથી નહિં, પણ પુસ્તકમાંજ સચવાઇ રહીને ટકી રહ્યાં છે તે તે લખાણમાં તે તે સમયની ભાષા જાણી શકાય તેવા પુરાવા રહ્યા છે. ભાલણનાં જે પદો કંઠપરંપરાએ ઉતરી આવ્યાં છે તેની ભાષા બદલાતી આવી છે. પણ તેની કાદમ્બરી માત્ર લિખિત રૂપેજ રહી તેથી તેમાં તેના સમયની ભાષા સચવાઇ રહી છે. મીરાંબાઈનાં પણ જો જૂના વખતમાં લખાયેલાં પદો મળી આવે તો તેના સમયની ભાષા વિષે આપણને સાચું જ્ઞાન મળી શકે.

મીરાંનાં પદો ઘણાં નથી. પરંતુ જેટલાં મળી શકયાં હશે તેટલાં બૃહત કાવ્ય દોહનના ભાગોમાં છપાઇ

**લખાણ** ગયેલાં છે. તેમાં કોઇ કોઈમાં ભાષા ભિન્નતા, કોઇમાં વિચાર ભિન્નતા. અને કોઇમાં ભાવ ભિન્ન-

તાને લીધે મીરાંનાં હોવા વિષે શંકા રહે તેવું છે; પરંતુ તેવી બાબતમાં છેવટનો અભિપ્રાય આપતા. પહેલાં ઘણી બાબતો જાણવી જોઈએ, તેથી આવી પ્રવેશપોથીંમાં તે વિગતમાં પડવાનું ઠીક નથી.

મીરાંબાઈનાં પદો ઉપર કહ્યું છે તેમ હૃદયને એકદમજ અસર કરી દે તેવાં છે. સ્રૈણ કોમળતાથી ભરેલી તેની મનોગમ અને સ્વભાવસરળ ભાષા બહુજ સચોટ છે અને તેના મનોભાવ એવા તો વેગવાન અને ઉન્માથી છે કે થોડા શબ્દોમાં તે પોતાનું સ્વરૂપ સુંદર રીતે પ્રગટ કરી શકે છે. તેનાં લખાણુમાં શ્રદ્ધાનું જોસ એટલું બધું છે કે તે કહે છે તે વીશે દલીલ કે સત્યાસત્યતાનો તોલ કરવાનો અવકાશ રહેતો નથી. પોતાના મતમાં તે મસ્ત છે અને તેની તે જાતની મસ્તી તેના હૃદયને અને તેની ભક્તિને ઓર પ્રકારના સૌંદર્યથી શોભાવી રહી છે. 'જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવારે લોલ,' 'બોલમાં બોલમાં બોલમાંરે, રાધા કૃષ્ણ વિના બીજું બોલમાં,' 'પ્રેમની પ્રેમની. પ્રેમનીરે, મને લાગી કટારી પ્રેમની,' 'કાનુડો ન જાણે મોરી પીડ' (કે કોઇ ગાય છે તેમ 'પ્રીત) 'ઘડી ન વિસારૂં હરિ,' 'મુજ અબળાને મોટી મિરાત બાઇ,' 'વરીએ તો શ્રી વિઠ્ઠલ વરને' એ પદો ગુજરાતમાં ચલણી સિક્કાથી પણ વધારે પરિચિત અને પ્રિય છે. મીરાંબાઇને માટે લોકોનો એટલો બધો મોહ છે કે કોઈ એક નવું પદ રચીને 'બાઈ મીરાં કહે પ્રભુ' થી તેનું નામ વાળી દે તો લોકો વિચાર વગરજ તેને મોઢે કરવા મંડી પડે. આવો મોહ ખરા હૃદય અને પવિત્ર આત્મા વિના ભાગ્યેજ ઉપજાવી શકાય છે. આપણા કવિ મંડળમાં મીરાંબાઇએ જે ઉંચું સ્થાન મેળવ્યું છે તે ખરેખર નવાઇ પમાડે તેવું છે. આપણે આપણું સદ્ભાગ્ય સમજવાનું છે કે એક તેવાં બાઇએ ગુજરાતમાં રહી, ગુજરાતને શોભા આપી છે.

મીરાંબાઈના સમય માટે નિશ્ચિત અભિપ્રાય બંધાયો નથી.

સમય તોપણ સંવત ૧૬૦૦માં તો તેની હયાતી ચોક્કસપણેજ મનાય છે, એટલે સંવત ૧૫૬૦થી ૧૬૨૦ સુધીમાં તેનો સમય ગણી શકાય. સંવત ૧૫૭૩ કેટલાકને મતે જન્મકાલ, તો કોઇને મતે લગ્નકાળ ગણાયો છે.

**પદ્મનાભ.**

ગુજરાતીનો અભ્યાસ નહિં થતો હતો, અને વાંચન પણ થોડું થતું હતું તે વખતમાં એક એવો અભિપ્રાય હતો કે જૂના વખતમાં તો માત્ર ભક્ત કવિઓ થઇ ગયા છે, ભક્તિ સિવાય બીજા વિષયની કવિતા થતીજ નહિં. જેમ જેમ અભ્યાસ વધતો ગયો અને અપ્રકટ પુસ્તકો હાથ લાગતાં ગયાં તેમ તેમ જણાતું ગયું કે ગુજરાતી ભાષામાં તો જુદા જુદા વિષય પર કવિતાઓ લખાયેલી છે. 'કહાનડદે પ્રબંધ' નામનું એક વીરકાવ્ય વિ. સં. ૧૫૧૨ એટલે ઈ. સ. ૧૪૫૬માં લખાયું છે. તેના લખનાર પદ્મનાભે બીજાં પણ કાંઈક કાવ્યો લખેલાં હશે કે કેમ એ જાણવાને હજી કશું સાધન હાથ આવ્યું નથી.

કહાનડદે પ્રબંધ એ કહાનડદેવ–'કહાનદેવ' નામના રાજાનાં પરાક્રમના વર્ણનવાળું ચાર ખંડનું–બધી મળી લગભગ બે હજાર લીટીનું એક કાવ્ય છે. તે કાવ્ય કંઠપરંપરાએ ઉતરેલું નહિ હોવાથી તેની ભાષા જેવીને તેવીજ સચવાઈ રહી છે. તે વાંચવાથી રજપૂતોની વીરકથાના પ્રસંગો વાંચવા મળે છે, એટલુંજ નહિં પણ તે વખતનાં લડાઈનાં હથીઆરો અને તે વખતના રીતરિવાજો સંબંધે પણ કાંઇ કાંઈ હકીકત જાણવામાં આવે છે. તેની ભાષાના નમુના તરીકે વિશ્વાસઘાતી વિક્રમસીનો પ્રસંગ નીચે ઉતાર્યો છે.

**॥ पवाडु ॥**

**आठ वरस मांहि आठदिह थाकिइ तुरके करी सजाई,**
**'पाछां कटक सहुको चालु' मलिकि इसि फुरमाई. ॥**

जहांइ सींह मलिक गढ ऊपरि बंदीखाणि रहावि,
सेजवाल तेहनुं सगपण जण हाथिं मोकलावी. ॥
वीकी नाटर डकनी वाविं सींह मलिक तेडाविउ;
आधी रातिं लपी छपंतु सुहाटिं मंलवा आविउ. ॥
वीकु भणि, 'पाछा जायिउ; वचन कहिसं वेद,
जु अह्म पातसाह गढ आपि, तु देखाडूं भेद'. ॥
रूडु भवाडी जमलु राखी करूं बोल प्रमाण,
मलिक भणि, 'जे बोल अह्मारि ते माने फुरमाण.' ॥

## ॥ चूपई ॥

सेजवाल काढि कारण करी पापी पापबुद्धि आदरी.
लोभि एक विटालि आप; लोभि एक करि घण पाप. ॥
लोभि एक नर लोपि धर्म; लोभि करइ पाडूंआं कर्म;
लोभि मिलि माल आथडइं; लोभि एक नर वाहणि चडइ. ॥
लोभि एक विदेसि वलइ; लोभि एक नर पाला पलइ;
लोभि एक दाखवि अणाथि; लोभि बूटां वालि हाथि; ॥
लोभि एक फरि दारिद्र; लोभि चोर न आवि निद्र;
लोभि काजि पीयारि मरइ; लोभि कन्य विक्रय करइ. ॥
लोभि जमलु वासि भवसे; लोभि एक सेडि सांडसे;
लोभि एक थाइ अन्यान; लोभि एक पडावि वान. ॥
लोभि धर्म लोप आदरइ; लोभि सगां सहोदर मरइ;
लोभि एक नर पाडइ वाढ, मारइ विप्र नगारी भाट. ॥

लोभि एक नर छांडि मान, नीच तणि घरि खाइ धान;
लोभि एक तणूं मन राखी; लोभि एक दीइ कूडी साखि. ।।

सेजवाल मनि एवडु लोभ, पाप तणु मनि नाणु क्षोभ;
हैया सरिसु विमासी जोइ लोभ समु नवि मिलु कोइ. ।।

लोभ विहुणु जे नर सरइ पद्मनाभ तेह पूजा करइ;
सीह मलिक ते रातिंज मांहि सेजवालनि देई कछाहि. ।।

वली लोभ देखाडिया घणा, टंका आपिया सोना तणा.
कटक चडेवा कहीउ मेल, वोगिं गढि पाडेसि भेल. ।।

लाधूं सुपन तेणइ वार, ब्राह्मण देखी करिउ जुहार.
पूछि राय, 'कवण तूं नर ?' 'विप्र वेषि हुं गढ जाल्होर. ।।

चडिया कटक जु माहरी पूठि; गढ भेलाणु वहिलु ऊठि,
आछि पाप माहरि जेतलुं, हुं भोगविसु काल तेतलुं. ।।

पुण्यवंत प्रीति पामसि वली वंश गाढि ताहरुं हासि'
पाछु विप्र ग्यु सांचरी. सुपन देखाडि आंशापुरी, ।।

कीहि, 'पीठि अह्मे जास्यूं आज जे वांछूं ते सीधां काज.
वली वंश नर ताहरि कोइ माहरि वचनि पामसि सोइ'. ।।

वली गणेश्ञ बुहुणा मांहि एह ज वात जणावी राई,
चुथूं सपनराय जव लहि, कान्ह स्वामि अइस आवी कहि. ।।

एह वात चतुर्मुखि कही, राय विचारि, साचूं सही;
कमाल [illegible] मलिक सुप्रमाण सज[illegible] थिउ आगेवाण. ।।

'माहली राति मलिक दडवडी कान्हमर गढि चालिउ चढी,
आगलि थिकु वीक मसी गइउ, इसिउ बोल घरणी प्रति कहिउ. ॥
हीरादेवि भणि, 'चंडाल सूं मुख देखाडि तु काल?
जेह पसाइं कीधां राज तेहणूं ते विणंसाडयूं काज! ॥
एक डील नइ कारणि आज गढ भेलाणु, लोपी लाज!
जे नरनि छि करि प्रतिपाल दूध तेहनुं पीइ बिडाल!' ॥
करि रीस ऊभी घरबारि गढि दल चडतां देखि नारी,
इसिउं बोल हीरादे भणिउ. सेजवाल त्रंबालु हणिउ. ॥
सासन आविए अहिनाण पडिउ धरातलि गया पराण,
अबला अंगि एतलि आहि हीरांदेवि गई गढ मांहि. ॥
राउल भणि गई पाघरी ऊभी रही वीनती करी;
'राउल! ऊधारिउ वात सेजवाले गढ कीधु घात'. ॥

ભાલણ.

ભક્તિ સિવાયનાં લખાણુમાં પદ્મનાભ કાંઇ એકલોજ નહોતો.

લખાણ

ભાલણે કાદમ્બરીની કથા ગુજરાતી કવિતામાં કહી છે. ભાલણની કાદમ્બરી એ કાંઇ સંસ્કૃતનું ભાષાંતરજ નથી. પરંતુ સંસ્કૃતનાં વર્ણનો અને શ્લેષાદિ અલંકારો બને તેટલાં જાળવી રાખી, ગુર્જર ભાષામાં એક સુવાચ્ય, સુંદર કાવ્ય તરીકે સ્વીકારાય તેવી કૃતિ છે. કથારચના તો મૂળને અનુસરતીજ રાખી છે, અને ઘણે ભાગે સંસ્કૃતનું અનુકરણ કરવા ચોકસાઇ રાખી છે. પરંતુ કાદમ્બરી જેવા ગદ્યકાવ્યનું અન્ય ભાષામાં તાદૃશ ભાષાંતર કરવું એ તો કદાચ બીજો બાણ પણ ન કરી શકે તેવું કાર્ય છે, છતાં ભાલણે જે કાદમ્બરી લખી છે તે

મૂળના સારાનુવાદ તરીકે ઉત્તમ હોવા સાથે ખરેખર એક સુંદર ગ્રંથ છે. કાદમ્બરીમાં પણ ભાષા તેના તે સ્વરૂપમાં જળવાઇ રહી છે. નીચે નમુના તરીકે એક વર્ણન આપવામાં આવ્યું છેઃ—

અચ્છોદ નામિ સરવર પ્રૂઢ, એટલિ દીઠું અશ્વારૂઢ.
ઉપરિ તરુઅર તાલ તમાલ, છાહ્યા છત્રાકાર રસાલ
મણુશિલશિલા દલી ગજદંત, પીત રેણુ દીસિ તટપ્રાંત.
પાષણભેદ તણી મંજરી, ઠામિ ઠામિ જાણી કોતરિ.
હંસ, કારંડવ, ચક્રી બહુ આનંદિ ક્રીડી પંખી સહૂ.
સ્ફટિક મણિ તણાં સોપાન. રચના અતિશિ તેણિ સ્થાનિ.
ત્રઇલોકયલક્ષ્મીનિ ધામ વસવા કીધૂં છિ અભિરામ.
જાણી શૂં શિવજીનૂં હાસ્ય સરોવરરૂપિ પરકાશિ.
અતિશિ નિર્મલતા શી ભણું? જાણી મંન મહામુનિ તણૂં!
જાણી દેવ દૈત્ય મલિ જોડિ મિહિરામણ મથિઉ અતિ કોડિ,
અતિ ઉત્તમ અમ્રત નીસર્યૂં જાણી શૂં એ તેણિ ભર્યૂં!
રક્ત નીલ અનિશ્વેત નિ પીત દીસિ અંબુજ મધુકર ગીતિ;
કૂજિ કોકિલ મધુરઇ સાદિ, પડછંદિ ઊપજિ ઓહ્‌લાદ.
દર્શન મુનિ જનનાં મન હરિઃ કામીનિ કામાતુર કરિ.
પવંન વેગિ વાધિ તરંગ, જાણી ઉદધિસ્પર્ધા અંગિ.
જે એ મહેલી શ્યામ શરીર શયન કરિછિ ઉદધિ નીરિ,
ચતુરપણું કાંઇ નહિ મુરારિ જે નહિ સેવિ આહાવું ઠાર;
જાણીઈ એ પૂરવિ સહી, એણી વેલાં પ્રગટયૂં નહીં;
જાણિ સકલ ભુવન જલ થયૂં તેહ મ્યલી નિ સર નિરમિયૂં.

ભાલણે એ સિવાય નળાખ્યાનનું, અને સપ્તશતીનું ભાષાંતર કર્યું છે. પણ તે ભાષાંતરો તો મૂળને બહુજ ચીવટાઇથી અનુસરવામાં તદ્દન નીરસ અને શુષ્કજ થઈ રહ્યાં છે. ભાષાના સ્વરૂપમાં

પણ તેના પ્રકટ કરનારાઓએ ફેરફાર કર્યો છે તેથી મૂળ કે પ્રાપ્ત થએલી ભાષાના જે લાભ મળે તે પણ મળવાના રહ્યા નથી.

આ ઉપરાંત ભાલણે દશમ સ્કંધ અને બીજાં પરચુરણ પદો અને ગ્રંથો પણ લખેલાં છે. પરચુરણ પદોમાં રામ બાળલીલાનાં પદો લોકપ્રિય બની રહે તેવાં છે. ઘણાંક સારી રીતે પ્રચલિત પણ માલમ પડશે. કૃષ્ણની બાળલીલા કરતાં રામ બાળલીલામાં બાળલીલાપણું વધારે હોય એ સ્વાભાવિક છે. શ્રીકૃષ્ણ તો બાળ છતે મોટા હતા. શ્રી રામ તો ખરા બાળક રૂપેજ રહેલા હતા. શ્રી કૃષ્ણનાં બધાં પરાક્રમ સામાન્ય બાળક કરે તેવાં નથી. શ્રી રામનાં તો સાધારણ બાળક જેવાંજ હતાં. તેની ચેષ્ટા, બાળક્રીડા, કૌશલ્યાની ચિંતા વગેરે વર્ણવવામાં ભાલણે સારી કુશળતા દાખવી છે અને તે પરથી જાણી શકાય છે કે નળાખ્યાન અને સપ્તશતીમાં જણાય છે તેમ ભાલણ કાંઈ એક સંસ્કૃતનો પંડિતજ માત્ર ન હતો, પણ એક કવિ પણ હતો. કાદમ્બરી જોયા પછી તેના કવિત્વ વિષે તો શંકા રહે તેવું છેજ નહિં. તેનાં ઉદ્ધવ આવાગમનનાં પદો પણ એક સહૃદય અને વિદ્વાન લેખકે લખ્યાં હોય તેવાં છે.

ભાલણનાં આ સિવાય શિવ ભીલડી સંવાદ, અને મૃગી આખ્યાન પ્રકટ છે અને દુર્વાસા આખ્યાન, કૃષ્ણ વિષ્ટિ અને રામ વિવાહ એ હજી સુધી અપ્રકટજ છે.

**જીવન**

ભાલણના જીવન સંબંધે કાંઇ ખાતરી લાયક પુરાવાઓ મળ્યા નથી; પણ તે પાટણનો રહેવાસી, અને જ્ઞાતિએ મોઢ બ્રાહ્મણ હતો એટલું ચોક્કસપણે સ્વીકારવામાં આવે છે. તેનો સમય વિ. સં. ૧૪૯૦ થી સં. ૧૫૭૦ સુધીનો છે. રા. રામલાલ ચુનીલાલ મોદી કૃત 'ભાલણ' (શ્રી સયાજી સાહિત્ય માળા, પુષ્પ ૩૩ મું) માં ભાલણના સમય, જીવન, લખાણવગેરે વિષે સારી ચર્ચા કરવામાં આવી છે. સાહિત્યના દરેક અભ્યાસીને એ પુસ્તક વાંચવા યોગ્ય છે.

**ભીમ.**

આજ અરસામાં હરિલીલા ષોડશકળાવાળો ભીમ પણ થઈ ગયો છે. તેણે પ્રબોધ ચંદ્રોદય નાટકનો તરજુમો તથા હરિવંશ કાવ્ય કર્યાનું કહેવામાં આવે છે, પણ ષોડશ કળા સિવાય બીજું સુલભ નથી. ષોડશકળામાં શ્રીમદ્ ભાગવતને આધારે હરિની લીલાનું વર્ણન છે. અને ભણુઈ, છિઈ. કરઈ, કહીઇ ઈત્યાદિ અઈ વાળાં રૂપો; કરવા, પામવા, વગેરેને માટે કરેવા, પામેવા; ભણીજે, પામીજે ના જેવાં રૂપ; કેતા (= કેટલા) અશો (= એવા) કરિનઈ (=કરીને) દેખિઇશ (=દેખીશ) બઇઠુ છિ (= બેઠો છે) થિકુ (=થકો) હેઠિ (= હેઠ) વયણ (=વદન) જેવા પ્રયોગો; અને ઉજાય, પસાય, વિગુતા, પાખયે, વિગચ્, વિલુરી, એવા હાલ વપરાશમાંથી નીકળી ગયેલા શબ્દો માલુમ પડે છે તેનાથી ગુજરાતી ભાષાના તે વખતના સ્વરૂપનું જે કાંઈ ભાન થઇ શકે છે, તેટલા ખાતર ષોડશકળાનું વાંચન ભલામણ કરવા જેવું લાગે છે. વળી શ્રીમદ્ ભાગવત પરથી ગુજરાતીમાં લખાએલા–મળી આવેલા-પ્રયાસોમાં પ્રથમ હોવાથી પણ તે જરા નોંધ લેવા લાયક ગણવામાં આવે છે. કોઇ કોઇ જગાએ વર્ણન ધ્યાન ખેંચે તેવું છે ખરૂં. તે સિવાય તો શ્રી હરિલીલા માટેની શ્રદ્ધાથીજ તેને માટે મોહ રહે તો રહે. તોપણ ભાષા સાહિત્યના અભ્યાસકોને તો તે એક ઠીક ઠીક ઉપયોગી લખાણ લાગે તેવું છે.

લખાણ

ઉપરની ટુંક પિછાન પરથી દરેક અભ્યાસક જાણી શકશે કે ગુજરાતી ભાષાના પ્રારંભના સમયમાં પણ હૃદયને સંતોષ પમાડે, કાવ્યવાચનેચ્છાને યોગ્ય લેખ પૂરા પાડે, ભાષાના અભ્યાસમાં પણ સારી રીતે મદદરૂપ બને, અને ભકિત, ઈતિહાસ, અને આખ્યાન ત્રણેમાં ઠીક ઠીક કહેવાય તેવો પોતાનો હિસ્સો આપે, તેવાં લખાણો હવે હાથ લાગ્યાં છે. નરસિંહ અને મીરાં વિષે તો વધારે કહેવાની જરૂરજ નથી. ભાલણની

ઉપસંહાર

કાદમ્બરી અને તેનાં રામ બાળલીલાનાં પદો પણ તેને એક સુવ:ચ્ય લેખક તરીકે જ નહિં, પણ કવિત્વના પ્રસાદથી પાવન થયેલા લેખક તરીકે સિદ્ધ કરે છે. પદ્મનાભનો કહાનડદે પ્રબંધ અને ભીમની હરિલીલા ષોડશકળા પણ અમુક રીતે અને અમુક પ્રમાણમાં ઉપયોગી થઈ પડે અને ગુજરાતી ભાષા જેને માટે અભિમાન ધારી શકે તથા તેના ઈતિહાસના વચ્ચેના અંકોડા અર્પણ કરી શકે તેવાં કાવ્યો છે. સાહિત્યનો ઈતિહાસ અને ભાષાનો વિકાસ વિચારનાર દરેક જણ આ મુખ્ય મુખ્ય લેખકો અને લખાણો જોયા વિના અગળ વધી ન શકે તેવું પણ સ્વીકારવામાં આવશે.



## પ્રકરણ ૨.

### નાકર યુગ.

**નાકર.**

પિછાન

રા. અંબાલાલ બુલાખીરામ જાનીએ નાકર સંબંધેનો પોતાનો અભ્યાસ બૃહત્ કાવ્ય દોહનના આઠમા ભાગમાં પ્રસ્તાવના રૂપે જાહેર નહોતો કર્યો ત્યાંસુધી નાકર સંબંધે પિછાન થોડી હતી, અને તેના સમય સંબંધે અજ્ઞાન ગાઢ હતું. નરસિંહ મહેતાના યુગ પછી, પ્રેમાનંદના યુગ સુધીમાં કાંઇ જાણવા જેવું નહોતું એમજ આજ સુધી સ્વીકારવામાં આવતું હતું. પણ તે માન્યતામાં ફેર કરવાનું હવે પ્રાપ્ત થાય છે. રા. જાનીએ સારી રીતે પૂરવાર કરી બતાવ્યું છે, નાકરનાં અપ્રકટ કાવ્યોની સાલ નિર્વિવાદ રીતે સિદ્ધ કરે છે અને પ્રકટ કાવ્યોનું વાંચન સબળ પુરાવો આપે છે કે નરસિંહ મહેતાના યુગ પછી નાકર એક એવો લેખક થઈ ગયો છે કે તેને યુગાધિપતિનું નામ આપી શકાય—આપવું જોઇએ. ષોડશકળાવાળા ભીમે શ્રીમદ્ ભાગવત પરથી ગુજરાતીમાં લખવાનો જે

પ્રયાસ કર્યો હતો તે નાકરે બહુ મહેનત લઈને ચાલુ રાખ્યો હતો. નાકરના લખાણમાં મુખ્ય કરીને રામાયણ અને મહાભારતના પ્રસંગો પરથી લખાએલાં આખ્યાનો તે તે મહાલેખોનાં અનુકૂળ ફેરફારવાળાં ભાષાંતરજ માલૂમ પડે છે. દેવકથા પ્રેમાનંદના યુગમાંજ શરૂ થઇ એ માન્યતા સુધારવી પડી છે. દેવકથાની શરૂઆત થોડી ઘણી ભીમે કરી અને નાકરે તો તેનો પ્રવાહ સારી રીતે વધાર્યો.

નાકર જ્ઞાતિએ વણિક હતો અને તેથી તે કાંઇ જાતે દેવકથા કરી શકે તેવું હતું નહિં. તે પોતે આખ્યાનો

જીવન

રચી બ્રાહ્મણોને આપતો અને તેઓ તે લોકોમાં વાંચી ગાઇ સંભળાવતા. પોતે તો માત્ર કૃષ્ણાર્પણ કરવા માટેજ લખતો. આવી નિઃસ્વાર્થ પ્રાંતિથી કાવ્યો લખવાના બીજા દૃષ્ટાન્ત મળવા બહુ મુશ્કેલ થઇ પડશે. તેણે ઘણાં આખ્યાનો લખ્યાં છે, જેમાંથી હજી ઘણાં થોડાંજ પ્રકટ થયાં

લખાણ

છે. તેનાં લખાણની ભાષા સાદી અને સરળ, છતાં તે સંસ્કૃત ભણ્યો હતો અને બહુશ્રુત હતો એમ બતાવી દે તેવા પ્રકારની છે. રસની જમાવટમાં એકંદરે પ્રેમાનંદને ન પહોંચે, તોપણ ઘણે ઘણે પ્રસંગે સારી રીતે સફળતા બતાવે તેવો છે. એકના એક પ્રસંગો પરજ ગુજરાતી કવિઓએ કાવ્યો અને આખ્યાનો કરેલાં હોઇ આજે તેના વાંચનમાં રસ કે મોહ ન રહે એ સ્વાભાવિક છે. પરંતુ તે વખતની સ્થિતિ જૂદી હતી. સંસ્કૃતનું જ્ઞાન ઓછું થતું હતું, સંસાર વ્યવહારની ઘટમાળમાં પડેલા સામાન્ય લોકોને અભ્યાસનો કે ઉંચા વિનોદનો અવકાશ નહોતો, ધર્મ પર શ્રદ્ધા પુષ્કળ હતી. રામાયણ–મહાભારતને ઉત્તમ ગ્રંથો તરીકે સ્વીકારવામાં આવતા હતા. એટલે તે બે ગ્રંથો પરથી ગુજરાંતીમાં કથા સાંભળવાનો મોહ ઘણો હતો. ગુજરાત વિશાળ પ્રદેશ છે. છાપવાની કળા હતી નહિ, આવ જાવનાં સાધનો હતાં નહિં, તેથી જૂદાં જૂદાં શહેરમાં તેના તેજ

પ્રસંગો પરથી આખ્યાનો કહેવામાં આવે એ તો સ્વાભાવિકજ હતું. અને તેથી–વડોદરામાં, અમદાવાદમાં, ખંભાતમાં, સુરતમાં એમ જૂદે જૂદે મોટે મોટે મથકે તેવાં આખ્યાનો લખનારા નીકળી આવે એ પણ સ્વાભાવિકજ હતું. તેવા લખનારાઓમાંથી બહુ સફળ થયેલાની ખ્યાતિ દેશ પરદેશ પ્રસરે અને તેથી તેનાં આખ્યાનો વધારે પ્રચાર પામે એ પણ કુદરતીજ પરિણામ હતું. આ પ્રમાણે નાકર યુગમાંજ નાકર, વિષ્ણુદાસ, ભાલણસુત ઉદ્ધવ, શિવદાસ વગેરે આખ્યાનો લખનારા થઇ ગયેલા સંભળાય છે. તેઓનાં આખ્યાનો બહુ પ્રચલિત ન થયાં અને બહુ સચવાઇ ન રહ્યાં તેનું કારણ એજ કે પાછળથી થયેલા પ્રેમાનંદે દિગવિજય કર્યો અને બીજા બધાને ઝાંખા કરી દીધા. છતાં કોઇ કોઈ જગાએ બીજાનાં આ-ખ્યાનો લખીને જાળવી રાખેલાં હતાં એમ લાગે છે,–જે હવે હળવે હળવે જાણમાં અને પ્રકાશમાં આવતાં જાય છે. પરંતુ તે બધાં એકજ પ્રસંગનાં હોવાથી બહુ રસદાયક થવાનો સંભવ ઓછો છે. ઐતિહાસિક દૃષ્ટિએ અને ભાષાના વિકાસની દૃષ્ટિએ તો તે બધાં થોડા ઘણા પ્રમાણમાં ઉપયોગી બનશેજ, પણ તેથી વધારે મોહ તેઓ સાંકળી શકે એવું અત્યારે તો મનાતું નથી. નાકર યુગમાં ઉપર ગણાવ્યા તે બધા મહાભારત રામાયણના પ્રસંગો પરથી આખ્યાનો કરનારા હતા, અને તે ઉપરાંત પણ તુળસી, વસ્તો, વચ્છરાજ અને ગોપાળદાસ એ જાણવામાં આવ્યા છે.

### વિષ્ણુદાસ.

ઉપર ગણાવેલામાં વિષ્ણુદાસ ખંભાતનો નાગર બ્રાહ્મણ હતો, અને શિવદાસ તેનો ગુરૂ ભાઈ હતો એમ મનાય છે. ભાલણના પુત્રોમાં પણ એક વિષ્ણુદાસ થઇ ગયો છે અને તેણે પણ ઉદ્ધવની પેઠેજ આખ્યાનો કર્યાનું કહેવાય છે.

### તુળસી.

તુળસી કાઠીયાવાડમાં જૂનાગઢ પાસેના કુતીયાણાનો બ્રાહ્મણ

હતો અને તેનું ધ્રુવાખ્યાન એ એકજ આખ્યાન હજી સુધી જાણુ-વામાં આવ્યું છે.

**વસ્તો.**

બોરસદનો પાટીદાર હતો અને ધર્માનુરાગને લીધે તેણે પોતાનો ખેડુનો ધંધો અને સંસાર છોડી દીધેલાં હતાં. તેનાં શુકદેવાખ્યાન તથા સુભદ્રાહરણ જાણવામાં છે.

**વછરાજ.**

એ ભરૂચ પાસેના જંબુસરનો રહેવાશી હતો. તેની એકજ વાર્તા રસમંજરી હાથ આવી છે. પણ આ યુગમાંની તે વાર્તા ખાસ નોંધ લેવા જેવી એટલા માટે છે કે તે શામળ ભટ્ટની વાર્તાઓની આગાહી આપે છે. રસમંજરીને ધર્મ કે દેવકથા સાથે સંબંધ નથી. તે માનવકથાજ છે. કોઇ કોઇ જગાએ ધર્મનાં આખ્યાનોમાંથી પ્રચલિત લોકવાર્તા અને માનવ કથામાં સંક્રાન્તિ ઘણા વખત પહેલાં થએલી હોવી જોઇએ એમ આ વાર્તા પરથી જણાય છે. સંભવ છે કે સામળની વાર્તાઓ ઘણીજ પ્રિય અને પ્રચલિત થઈ જવાને લીધે બીજી વાર્તાઓ ભૂલાઇ ગયેલી, વિસારી દેવાયેલી, હોવી જોઇએ. આવી વાર્તાઓ ઘણે ભાગે ગામડાઓમાં અને ખાસ કરી ખેતી અને તેની આનુષંગી મજુરીમાં લોકોનો વિનોદ હતો. રામાયણ મહાભારત અને ભાગવતના પ્રસંગો બહુ ચવાઇ ગયા પછી, માનવ હૃદય કાંઈક નવીનતા તરફ આકર્ષાય એ સ્વાભાવિકજ હતું. તે આકર્ષણના પરિણામે લોકોમાં પ્રચલિત વાર્તાઓ હળવે હળવે આખ્યાન રૂપ લેવા લાગી અને કવિતામાં ચડી. આવી વાર્તાઓ પણ ઠેકઠેકાણે સારી સંખ્યામાં પ્રચલિત હોવી જોઇએ, પરંતુ સામળ ભટ્ટ જેવો વાર્તાઓનો અખૂટ ઝરો હાથ લાગ્યા પછી બીજા બધા વિસારે પડયા અને અહિં તહિં કાંઈ કાંઈ વાર્તા રહી ગઇ તેજ માત્ર હવે હાથ આવવાની રહી. રસમંજરી એ એક તેવી

જાતની વાર્તા છે. પણ તેમાંના પ્રસંગો એવા છે કે શિષ્ટ વર્ગમાં બહુ આદર પામી ન શકે. સ્ત્રી ચરિત્રનાજ પ્રસંગો કહી, સ્ત્રીને માટે જે કાંઈ માનની લાગણી હશે તે ઓછી કરવામાંજ તેવી વાર્તા કારણભૂત બને છે. જગતમાં સારૂં અને ખરાબ બંને સાથેજ રહે છે, પણ તેટલા માટે ખરાબને ખરાબ સ્વરૂપમાં ચીતરવાથી મુકાબલામાં સારૂં વધારે સારૂં દેખાય છે એવી માન્યતા હંમેશાં બહુ લાભકારક થતી નથી. પરિણામ તો એ આવે છે કે ખરાબ તરફ મોહ વધે છે અને તેવા વાંચનનો શોખ લાગી જવાથી કદાચ હાનિ પણ થાય છે–નબળાં હૃદયોને હાનિ થવાનો વધારે સંભવ છે. પરંતુ આ વાત તો મુખ્ય મુદ્દાથી જરા અલગ થઈ ગઈ. રસમંજરીમાં વાર્તારસ સિવાય બીજા કાંઇ ખાસ ગુણો હોય એવું લાગતું નથી. કેટલાક જૂના શબ્દો મેહમંત, ઠાય, આવટે, એખટ, જસે તસે, મૂકેસ, કેતું ( કેટલું માટે ) વલૂરે, અને ઉદ્યોતશે, નિગમતાં, ના જેવા સંસ્કૃત પ્રયોગ માલમ પડે છે. ભાષાના વિકાસમાં તેનું અને વસ્તાના શુકદેવ આખ્યાનનું વાચન પણ જરા કામે લાગે તેવું છે. તે ઉપરાંત કાવ્ય તરીકે બહુ ઉંચું પદ ભોગવે તેવું લખાણ આ યુગના લેખકોમાંથી ભાગ્યેજ કોઇકનું ગણાશે.

## ગોપાળદાસ

વૈષ્ણવ સંપ્રદાયનો હતો. તેનું એક નાનું સરખું આખ્યાન –વલ્લભાખ્યાન–વૈષ્ણવોના આદિ આચાર્ય શ્રી વલ્લભની સ્તુતિ રૂપે હોઇ વૈષ્ણવોમાં બહુ સંમાનિત અને પ્રચલિત છે. નોંધ લેવા જેવું છે કે તે આખ્યાન પર વ્રજભાષામાં ટીકા થઇ છે. ગોપાળદાસનું લખાણ સંસ્કારી અને સીધું છે; સંસ્કૃતનો સારો પરિચય હોય એમ સ્પષ્ટ છે; શબ્દોની પસંદગી મનોગમ અને મધુર છે; આખ્યાન એક સ્તુતિ કાવ્યજ છે, પણ ક્ષમ્ય મર્યાદામાં લખાયેલું હોઇ વાંચતાં કંટાળો આવે તેવું નથી, બલ્કે અભ્યાસક્રમમાં

સ્થાન પામે તેવું છે. ગોપાળદાસનો એક બીજો ગ્રંથ 'ભક્તપીયૂષ' હોવાનું કહેવાય છે, પણ તે હજી સુધી કોઇના હાથમાં આવેલો નથી.

સમય

નાકરનો જીવન કાળ ૧૫૫૦ થી ૧૬૩૦-૪૦ સુધીનો હશે એવું સપ્રમાણ અનુમાન થઇ શકે છે. વિષ્ણુદાસના લખાણમાં ૧૬૫૪થી ૧૬૬૦ની સાલો માલમ પડે છે. વચ્છરાજ સં. ૧૬૦૦માં, તુળસી ૧૫૫૮માં હોવાનું અને ગોપાળદાસ ૧૬૨૫-૩૦ માં હોવાનું જણાવવામાં આવ્યું છે.

ઉપસંહાર

નાકર યુગમાં દેવકથા મુખ્ય કરીને, અને માનવકથાનો પ્રારંભ થયેલો જણાય છે. જે જે આખ્યાનો પ્રકટ થયાં છે તેમાં ભાષા વિકાસના અભ્યાસકને ઠીક ઠીક સામગ્રી હાથ લાગે છે અને જો કે તે સમયનાં ઝાઝાં લખાણ હાથ આવે એવું લાગતું નથી તોપણ જે થોડાં ઘણાં હાથ આવ્યાં છે, અને તેમાંથી પણ જે થોડાંક પ્રકટ થયાં છે તે ભાષા સાહિત્યના ઇતિહાસની દૃષ્ટિએ સારી પેઠે ઉપયોગી છે. પ્રેમાનંદ શામળના લખાણો માટે સારી ભૂમિકા તૈયાર હતી એમ જણાવે છે; જનસમાજ દેવકથા માટે બહુજ આતુર હતો, પણ સાથે સાથે માનવકથાનું પણ આકર્ષણ શરૂ થયું હતું એમ સ્પષ્ટપણે જણાવે છે; લખનારાઓમાં અમુક એકજ વર્ગ મુખ્ય ભાગ લેનારો હતો એમ તો નરસિંહના યુગમાં પણ હતું નહિ—આમાં તો—યુગાધિપતિજ નાકર વૈશ્ય હતો અને વસ્તો કણબી હતો. ગુજરાતમાં લખવાની સ્વતંત્રતા સૌને માટે હતી અને જેમાં કાંઇ સત્ત્વ જણાય તે એકદમજ સ્વીકાર પામતો એ દેખીતુંજ હતું.

આ યુગમાંનાં લખાણો ઘણાં થોડાં પ્રકટ થયેલાં જણાય છે. અપ્રકટ લખાણો જ્યારે પણ પ્રકટ કરવામાં આવે ત્યારે હાલના

પ્રકટ કરવાના કાનુનોમાં કાંઈ ફેરફાર સ્વીકારમાં આવે એ બહુ ઇચ્છવા જેવું છે. જુવાન વાંચકોમાંથી કોઇક પણ આ પ્રવૃત્તિ તરફ પોતાનું ધ્યાન ખેંચશે એવી આશા છે.

---

## પ્રકરણું ૩.

### પ્રેમાનંદ યુગ–અખો.

**અખો.**

ગુજરાતી ભાષા સાહિત્યમાં આ સમય બહુ મહત્ત્વનો છે. એક રીતે જોતાં ગુજરાતી કવિતાની સારી કૃતિઓમાંની ઘણી આ સમયમાંજ અવતાર પામી છે. જગતના સાહિત્યમાં કાંઈપણ સક્કાદાર અસર ઉત્પન્ન કરે તેવા લેખકો અને લખાણો તો ગુજરાતમાં જ્યારે જન્મે ત્યારે ખરા, પરંતુ હિન્દના સાહિત્યમાં તો સારૂં સ્થાન પામે તેવા લેખકો આ સમયમાં થઇ ગયા છે એમ હિમ્મતથી કહી શકાશે. નરસિંહ અને મીરાંની વિખ્યાતિ ભક્ત તરીકે તો સિદ્ધજ છે. કવિ તરીકે પણ તેઓની ગણના સારા માનથી થાય છે; અને તેવીજ રીતે તે યુગનો ભાલણ અને આ યુગના પ્રેમાનંદ, શામળ અને અખો કવિ તરીકે સકળ હિન્દના ભાષા સાહિત્યના ઈતિહાસમાં સ્થાન પામે, અને પોતપોતાનાં સ્થાન શોભાવે તેવા થઇ ગયા છે. આ યુગનો યુગપતિ પ્રેમાનંદ તો એવો સમર્થ લખનાર હતો કે તેનાં લખાણુથીજ ગુજરાતી ભાષા સાહિત્ય–સમૃદ્ધિવાળી ગણી શકાય છે. શામળે પણ વાર્તાઓનો પ્રવાહ એટલા બધા વેગથી વહેવરાવ્યો છે અને તે પ્રવાહનો પટ્ટ પણ એટલો બધો વિશાળ છે કે પ્રેમાનંદે ઉત્પન્ન કરેલી સાહિત્ય સમૃદ્ધિમાં તેથી પુષ્કળ વધારો થઈ જાય છે. તે વખતના ત્રીજા મહા લેખક અખાએ પણ જ્ઞાન અને ઉપદેશ અને સંસાર વ્યવહારની અટપટી વિચિત્રતાનો ઉકેલ એવી સરસ રીતે કર્યો છે કે તે પણ પ્રેમાનંદ

શામળની સાથેજ સ્થાન અને માન પામી શકે. અખાનું લખાણ જૂદી પ્રતિનું અને જૂદા ગુણોવાળું હોવાથી તે પ્રેમાનંદ અને શામળનાં લખાણની પેઠે સહેલાઈથી સમજી શકાય અને પ્રચલિત થાય તેવું નથી. પરંતુ તેના ટીકાકારો જેમ જેમ વધશે અને તેના લખાણનું વાંચન વધારેઃ વધારે થતું જશે તેમ તેમ તે હાલ પૂજાય છે તેના કરતાં અધિક પૂજાશે એમાં કશો શક નથી.

આ ત્રણ મહા લેખકોની પહેલાં આ યુગમાં પણ બીજા લેખકો નહિં થયા હોય એમ તો કહી શકાતું નથી. જાણવામાં આવેલાં લખાણોમાં પણ સાલની માહીતી નહીં હોવાથી, લેખકોનાં ઇતિવૃત્ત વિષે કાંઈપણ સાધન સામગ્રી હસ્તગત નહિં થવાથી, આગળ પાછળ કોણ ક્યારે થઇ ગયો એ કાંઇ કહી શકાતું નથી; તોપણ કોઈ કોઇ નિશાનીઓ પરથી જાણી તો શકાય છે કે બીજા નાના લેખકો તે લેખકોની પહેલાં થઇ ગયા હોવા જોઈએ. તે લેખકો સંબંધી કાંઇપણ નિશ્ચિત હકીકત આપી શકાય એવો અત્યારે સંભવ નથી. છતાં પણ

**વિશ્વનાથ જાની**

વિશ્વનાથ જાની નામના એક લેખકે વિ. સંવત ૧૭૦૮ માં નરસિંહ મહેતાનું ચરિત્ર લખ્યું હતું એ નિર્વિવાદ રીતે સિદ્ધ થઇ ગયું છે. વિશ્વનાથ જાનીનું નરસિંહ મહેતાનું ચરિત્ર છુટક ત્રુટકજ મળેલું છે; તેમાં મોસાળું તથા હાર ચરિત્ર પણ સમાવિષ્ટ છે, અને સંભવ છે કે તેણે શ્રાદ્ધ, હુંડી વગેરે બધાજ પ્રસંગપર કાંઈ કાંઇ લખેલું હોય–પરંતુ અત્યારે તો અટકળ સિવાય બીજું કશું સાધન નથી.

**સમય**

આ યુગના ત્રણ મહા લેખકોમાંનો સમય ગણતરી પ્રમાણે પહેલો અખો ગણાય છે. સંવત ૧૬૭૦ થી ૧૭૩૦ (ઈ. સન ૧૬૧૫–૧૬૭૫) ના અરસામાં તે થઈ ગયો એમ મનાય છે. તે અમદાવાદ કે તેની પાસેના જેતલપુર ગામનો રહેવાશી હતો, ધંધો સોનીનો કરતો હતો અને

પ્રભુએ આપેલી તીક્ષ્ણ બુદ્ધિ અને સંસારના વિચિત્ર વ્યવહારને સમજવાનું ભાન એવાં જોરદાર હતાં કે દુનિયાની છાપ તે ત્વરાથી અને સફળતાથી ઝીલી લેતો અને તેથી તે બુદ્ધિ અને ભાનના ફળ તરીકે ઘણાં ઘણાં સત્યો સ્ફુટ રીતે પ્રકટ કરી બતાવી શક્યો છે.

જીવન

કવિઓ અને લેખકો સંસારનો સાધારણ જનસમુદાય રહે છે તેજ જગતમાં રહેતા હોવા છતાં, તેવો જનસમુદાય જે વિચિત્રતા અને જે ગંભીરતા જોઇ નથી શકતો તે કવિઓ અને લેખકો જોઇ શકે છે, અને લેખમાં ઉતારે છે તે જોવાની અને લેખમાં ઉતારવાની શક્તિના પ્રમાણમાં કવિઓ અને લેખકો લઘુ ગુરૂપદને પામે છે. જગતને અખાએ કાંઇ અજબ સૂક્ષ્મ દૃષ્ટિથી જોયું હતું. તેના અનુભવ તેણે એવા તો સચોટ અને માર્મિક શબ્દમાં લખ્યા છે કે તેની ઘણી લીટીઓ સાધારણ કહેવત તરીકે સ્વીકાર પામી રહી છે.

લખાણ

તેનો વેદાન્તનો અભ્યાસ એવો તો ગાઢ અને તલસ્પર્શી હતો કે તેને સફળ રીતે સમજાવવા માટે ઘણી સરળતાથી પદ ઉપર પદ તે લખી શકે છે. તેની કૈવલ્ય ગીતા, અખે ગીતા અને અનુભવ બિન્દુ એ ત્રણે લેખો નાના સરખા હોવા છતાં જ્ઞાનની ગંભીરતા, સમજાવવાની શક્તિ, ભાષાપર પ્રભુત્વ અને દૃષ્ટાન્તો યોજવાની કુશળતા સારી રીતે વ્યક્ત કરે છે. આ ઉપરાંત ગુરૂશિષ્ય સંવાદ, ચિત્ત વિચાર સંવાદ, અને વેદાન્તનાં પદો વેદાન્ત જ્ઞાનની તેની કોટિ સારી રીતે બતાવી આપે છે. અલબત્ત, આ બધાં લખાણો કવિ તરીકે—કવિ એટલે કેવળ આનંદ આપનારાં ચિત્રોને શબ્દદ્વારા ખડાં કરવાની સૂક્ષ્મ કળાનો પ્રભુદત્ત પ્રસાદ જેને મળ્યો છે તેવી વ્યક્તિ—તેવા કવિ તરીકે તો અખાની કાંઈ ઉંચી ગણના કરાવી શકે એવાં નથી. અખો પોતે પણ તેટલું તો સમજતો હતો.

‘ કવિ ’ લેખાવા તેને જરા સરખી પણ લોલુપતા હતી નહિં. કવિ તરીકે નહિં, પરંતુ પોતાના અનુભવ અને પોતાની સમજ ભાષા દ્વારા જણાવવાની અચ્છી લાયકાત ધરાવનાર તે એક સફળ લેખક હતો એમ તો વેદાન્તવિષયક આ સઘળાં લખાણો બહુ સારી રીતે બતાવી આપે તેમ છે. જ્ઞાનનો વિષય જેમાં કલ્પના કે સૌન્દર્યને સ્થાન આપવાનું બની શકેજ નહિં, તેવા વિષયને પણ પદોમાં અને નિયમવશ વાકયોમાં ઉતારવાની કળા તો તેનામાં સારા પ્રમાણમાં હતી એમ ઉપર ગણાવેલા લેખોમાંથી ગમે તે એક જોઈ જવાથી પણ ખાતરી થશે. તેનો શબ્દનો ભંડાર કાંઈ ઓછો ન હતો. પ્રાસ કે યમક મેળવવામાં તેને બહુ પ્રયત્ન કરવા પડયા હોય, કે તેના તે શબ્દોનો વારંવાર ઉપયોગ કરવો પડયો હોય

**ભાષા**

એવું માલમ પડશે નહિં. તેની ભાષા ટુંકી, ઉભી, કાંઇક અજડ, કર્કશ અને કર્ણપ્રિયતાની દરકાર નહિં કરનારી હતી એ મતથી તો વિરૂદ્ધ પડી શકાય એમ નથી. પણ તે તો તેનું ખાસ વ્યક્તિત્વજ હતું. આટલું કહ્યા પછી પણ એટલું તો સિદ્ધ કરી શકાય એમ છે કે તેનો ભાષા પર કાબુ સારો હતો, તેને શબ્દોની શોધ માટે બહુ પ્રયાસ કરવા પડેલા જણાતા નથી. તેના વક્તવ્યને સફળ રીતે વ્યક્ત કરી શકે તેવી ભાષા તે સરળતાથી વાપરી શકતો. ભાષામાં માધુર્ય નથી, પ્રસાદ નથી, ઓજસ નથી. તેનાં લખાણો, ભાષામાટેજ કે ભાષાને લીધેજ પ્રિય થાય કે વાંચવાં ગમે તેવાં તો નથી. અખાની ગણતરીમાં ભાષા તો માત્ર વિચારોનું વાહન જ હતું. વાહન માટે તેણે ઝાઝી દરકાર કરી નથી. તે તો માત્ર વિચારનીજ દરકાર કરતો અને સચોટ રીતે, ટુંકામાં ટુંકી રીતે, અને શ્રોતાજન જરાક દરકાર કરે તો સમજી શકે તેવી રીતે પોતાના વિચાર જણાવ્યા જવાનીજ દરકાર કરતો.

વેદાન્ત જ્ઞાન શિવાય તેણે થોડાક પ્રાસ્તાવિક છપ્પાઓ લખ્યા

છપ્પાઓ. છે. તેના છપ્પા એક જાતની ચોપાઇજ છે; છ છ ચરણની એક ચોપાઇ ગણતો હોવાથી ચોપાઇને બદલે તેણે તેને છ પાઇ–છપ્પય–છપ્પા–ગણ્યા–કહ્યા છે. કુલ ૭૪૬ છપ્પા જાણવામાં આવ્યા છે. તે બધામાં તેણે જગત વિષેનો પોતાનો અનુભવ કહ્યો છે અને જગતના જન તેથી બોધ લે એમ ઇચ્છયું છે. પોતાનો અનુભવ કહેવામાં તેણે માર્મિક ટીકા કરવામાં કશી કચાસ રાખી નથી. સંસારના દંભ ઢોંગ અને પોકળતા ખુલ્લાં પાડવામાં મ્હેણાં ટોણાંના ટકોર મારતાં, તે તે દુર્ગુણોને ઉઘાડા પાડી, દુર્ગુણ પાત્રોને હાંસીપાત્ર બનાવી, લોકોને તેવા દુર્ગુણથી દૂર રહેવાનો બોધ નર્મ મશ્કરીથી અને દુષ્ટતાના તિરસ્કારથી આપ્યો છે. માનવ હૃદયને સફળ રીતે અસર કરનાર વિચારો અને તેવા વિચારોનાં પ્રચલિત થઇ જાય તેવા ઉદ્ગારો અખામાં જેટલા પ્રમાણમાં છે તેટલા પ્રમાણમાં ગુજરાતના બીજા લેખકમાં ભાગ્યેજ મળી આવશે. જો માનવ હૃદયમાં પ્રવેશ પામી, માનવ જિહ્વાપર હંમેશાં નિવાસ કરી, માનવ જીવનને ક્ષણ પ્રતિ ક્ષણે અસર કરવાની શક્તિ ધરાવવી એ લેખકનો મહા યશ ગણાતો હોય, તો તેવો યશ અખાને સારી રીતે મળેલો છે એમ સ્વીકારવું જોઇએ.

જીવન. અખાના જીવન સંબંધે–બીજા બધા કવિઓ અને લેખકો માટે થયું છે તેમજ–કશી ખાતરીવાળી હકીકત મળતી નથી. નાનપણમાં પોતાની એક બ્હેનના મરણથી સંસાર પર અભાવ આવી ગયો અને જ્ઞાનપિપાસા ઉત્પન્ન થઇ એમ એક કિંવદન્તી કહે છે. બીજી એવી પણ વાત પ્રચલિત છે કે પોતે બ્હેનના જેવી જેને ગણતો હતો તેવી બાઇને એક કંઠી કરી આપી હતી–બાઇએ ત્રણસો રૂપીઆ આપ્યા હતા અને પોતે તેમાં સો રૂપીઆ ઉમેરી ચારસોની કંઠી કરી આપી હતી. છતાં સોનીનો વિશ્વાસ કોઈજ ન કરે તે પ્રમાણે તે બાઈએ

પણ અવિશ્વાસ લાવી, કંઠીની કસોટી કરાવી. તે હકીકત જાણવામાં આવ્યાથી અખાને સંસાર પર તિરસ્કાર છુટયો. ટંકશાળના કામમાં તેના પર વહેમ ગયાની ત્રીજી વાત પ્રચલિત છે. સંસારનો કંટાળો આવતાં સત્યની શોધ માટે તે ભમવા લાગ્યો. વેદાન્તનું શ્રવણ કરવા બહુ ઉત્કંઠા હોવા છતાં કોઇ ગુરૂ તેને તે જ્ઞાન આપવા ખુશી ન જણાયો. આખર મહા મહેનતે એક ગુરૂ મળ્યો અને પોતાની અભિલાષા તે દ્વારા પૂર્ણ કરી. ઉપલી હકીકતમાં ખરૂં ખોટું શું હશે તે નિશ્ચિતપણે કહી શકાય એમ નથી; પરંતુ એટલું તો કહી શકાય કે ગમે તે કારણથી તેણે પોતાનો ધંધો અને ઘરબાર છોડયાં હશે, અને વેદાન્તનું ઘણું સારૂં શ્રવણ કર્યું હશે. દુનિયામાંથી વિરક્ત રહ્યા છતાં પણ દુનિયાનો અનુભવ તેને પુષ્કળ જ થએલો હશે, એમ તેના છપ્પામાં અને બીજાં લખાણોમાં પણ સંસારનો અનુભવ લીટીએ લીટીએ આલેખાયો જણાય છે તે ઉપરથી કહી શકાશે. અખાના લખાણ પર વિવરણની બહુ જરૂર છે. સંપૂર્ણપણે સમજાવી ન શકાય ત્યાં સુધી, તેનાં લખાણનાં બહારનાં ત્રોફા કાચલી નીકળ્યા વિના, અંદરનો ગર મેળવી શકાય એમ નથી. તેવા પ્રયાસ કરનારા અખાના ખાસ અભ્યાસી જલદી નીકળી આવે એવી આશા ગુજરાતનો યુવાન વર્ગ પરિપૂર્ણ કરશે એવી ઉમેદ છે.



## પ્રકરણ ૪

### પ્રેમાનંદ યુગ—પ્રેમાનંદ.

**પ્રેમાનંદ**

ગુજરાતી ભાષામાં ચિરંજીવ બની રહેલા અનેક આખ્યાનોના રચનાર, પોતાનાં રસભર્યાં લખાણથી ગુજરાતીઓનાં હૃદયને જીતી લેનાર, પોતાથી આગળ થઈ ગયેલા લેખકોને પડછે નાખી દેનાર

અને પછીના લખનારાઓને પોતાના માહાત્મ્યથી હીનશક્તિ બનાવી દેનાર, ગુજરાતી ભાષાનો પરમ ભક્ત અને સેવક, અને ગુજરાતને ગૌરવ અને અભિમાનનું કારણ બની રહેનાર પ્રેમાનંદનો સમય સંવત ૧૬૯૨થી ૧૭૯૦ સુધીનો છે એમ લગભગ નક્કીપણે સ્વીકારવામાં આવે છે.

સમય

સમય નિર્ણય માટે રા. જાનીએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી દ્વારા પ્રકટ કરેલ સુભદ્રાહરણમાં જે પ્રેમાનંદ જીવન લખ્યું છે તે વાંચી જવા જેવું છે.

પ્રેમાનંદનાં માબાપ પ્રેમાનંદની નાની ઉમ્મરમાંજ ગુજરી ગયાં હતાં અને તેથી તેનું બાળપણાનું જીવન લોકવાયકા કહે છે. તેવી રીતે દેખરેખ વિનાનું અને તેથી નકામુંજ ગયું હોય એ સંભવિત છે. પરંતુ તેનામાં પ્રભુદત્ત ગુણો ઉંચી પ્રતિના હતા, અને યોગ્ય માર્ગદર્શક મળી જતાં તે ગુણો ઝળકી આવ્યા. પ્રેમાનદના વખતમાં સંસ્કૃત અને હિન્દી એ બેજ સાહિત્યની ભાષા ગણાતી અને તે ભાષાના સેવકો વધારે માન પામતા. સ્વામી રામચરણના પ્રોત્સાહનથી પ્રેમાનંદમાં ગુજરાતી ભાષા માટે લગની જાગી, અને એ જ્વાળા એવી જોરદાર રૂપે પ્રકટી ગઇ કે તેણે પોતાની આખી જીંદગી ગુજરાતી ભાષાની સેવામાં ગાળી એટલુંજ નહિં, પણ તે વખતના વિદ્વાન અને સંભાવિત ગણાતા પુરૂષોને પણ તે તરફ આકર્ષ્યા. સંસ્કૃત કથા કરનારને જે માન મળતું તેટલુંજ-બલ્કે તેથી ઘણું વધારે માન-પ્રેમાનંદ પામી શકયો. ગુજરાતની હૃદયપૂર્વક પૂજા તેને મળવા લાગી.

જીવન

એ તો જાણીતીજ વાત છે કે છાપવાની કળા હાથ નહોતી લાગી ત્યાં સુધી અભ્યાસ ગુરૂની સામે બેસી મુખપાઠ પર આધાર રાખી કરવામાં આવતો, અને જન સમાજનો વાંચનનો, વાર્તા અને

વિનોદનો શોખ શ્રવણ દ્વારાજ પૂરો પડતો. સંસ્કૃત કથાઓ વંચાતી તે હળવે હળવે ગુજરાતી આખ્યાનનું સ્વરૂપ લેવા લાગી અને રાત્રે મોટાં મંડળો માણભટ્ટની કથા સાંભળવા એકત્ર થતાં. શ્રોતાને સીધી રીતેજ અસર કરનાર ગુજરાતી આખ્યાનો સંસ્કૃત કથા કરતાં વધારે લોકપ્રિય થતાં ગયાં, પુરાણીઓ કરતાં માણભટ્ટ

**લખાણ**

વધારે મોટાં મંડળો આકર્ષતા ગયા. અને તેમાં એ પ્રેમાનંદ જેવો પ્રભુપ્રસાદથી પાવન થયેલો માણભટ્ટ જ્યારે રસભર આખ્યાનો ઉપરા ઉપર કહેવા લાગ્યો ત્યારે તો આગળનાં આખ્યાનો વિસરાવા લાગ્યાં અને પ્રેમાનંદનાંજ આખ્યાનો ગુજરાતમાં સર્વત્ર પ્રસરી ગયાં. પ્રેમાનંદનો ઉત્સાહ, તેનું કૃતિબળ, અને તેનું જ્ઞાન એવાં તો ઉંડાં હતાં કે ત્રીસ પાંત્રીસ વર્ષ સુધી તો તે કેમ જાણે અખંડ ધારાએજ આખ્યાનો બોલ્યે જ ગયો હોય એમ આપણને લાગે છે.

પ્રેમાનંદના જ્ઞાન અને તેના શ્રમ માટે તો બે મત હોઈ શકે નહિં. તેનું સંસ્કૃત જ્ઞાન સારી પ્રતિનું હતું અને

**જ્ઞાન અને શ્રમ**

પોતાથી આગળ થઇ ગયેલા ગુજરાતી લેખકોનાં આખ્યાનો પણ તેણે ઘણાં જોયાં સાંભળ્યાં હતાં એટલુંજ નહિં, પણ તે આખ્યાનોમાંથી સુંદર અને રસભર ભાગો તારવી કાઢી તેનો સદુપયોગ કરવાની કળા પણ તેનામાં હતી. તેની કાવ્યશક્તિ માટે પણ બે મત હોવાનો સંભવ નથી. તેની આખ્યાન રૂપે હસ્તગત થયેલી કાવ્યકૃતિઓ એવા એવા ગુણોથી ભરેલી છે કે તેની ઉત્તમતા સિદ્ધ થવા માટે તેનું વાંચનજ બસ છે.

તેનાં આખ્યાનોમાં ઘણાંખરાં લોકરંજનાર્થ જ લખાયાં છે અને તેવાંમાંથી મામેરૂં, સુદામાચરિત્ર, હુંડી, શ્રાદ્ધ, દાણલીલા, સામળશાહનો વિવાહ, રણયજ્ઞ, ભ્રમર પચ્ચીસી વગેરે ઘણાં વાજબી રીતેજ સર્વપ્રિય થઇ પડયાં હતાં, અને હજી પણ આનંદથી વાંચી શકાય છે. ગમે તે દૃષ્ટિએ પરીક્ષા કરો તો પણ તેનાં કેટ-

લાંક સર્વાંગ સુંદર લખાણો ટીકાકારની આકરામાં આકરી કસોટી સફળતાથી સહન કરી શકે તેવાં છે.

તેનાં કેટલાંક લખાણો સામાન્ય જનને અનુલક્ષીને અને તેમની જ અભિરૂચિ અને તુષ્ટિ માટે લખાયેલાં હોવા છતાં, તેમાં ઉંચો સાહિત્ય ગુણ આપોઆપ પ્રવેશ પામી રહ્યા છે. નળાખ્યાન, ઓખાહરણ, દશમસ્કંધ, અભિમન્યુ આખ્યાન, ઋષ્યશૃંગ આખ્યાન, હરિશ્ચંદ્ર આખ્યાન, સપ્તમસ્કંધ, વામન ચરિત્રમાંનાં દરેકમાં કાંઈ કાંઇ ઉંચા ગુણો પ્રકટપણે આવી રહેલા, છે અને આ બધાં આખ્યાનોથી ગુજરાતી સાહિત્ય ખરી રીતેજ વિભૂષિત બની રહેલું છે.

ભાષા

પ્રેમાનંદની ભાષા શુદ્ધ, સુંદર, સંસ્કારી ગુજરાતી છે અને દરેક રસને ઘટતી ભાષા તે બહુ સ્વાભાવિક રીતેજ વાપરી શકયો છે. કળાનું ખરૂં અને શુદ્ધ સ્વરૂપજ એ છે. કળાના વિધાનમાં સારી કોટિ પ્રાપ્ત કરવા માટે અત્યંત શ્રમ અને ઉંડા અભ્યાસની જરૂર છે. પરંતુ તેટલું કર્યા પછી પણ જો કળાવિધાન સ્વાભાવિક થઈ નથી જતું તો કળાનું કળાત્વ ટકી રહેતું નથી.

કળાવિધાન

'કળાની ઉંચી કોટિએ મારે આમાં પહોંચવું છે' એમ વિચાર કરી પ્રયાસ કરનાર કળાવિધાયક ભાગ્યેજ તે ઉંચી કોટિને પામી શકે છે. દમયન્તીના સ્વરૂપ વર્ણનમાં, મામેરાના નર્મ હાસ્યથી ભરપૂર પ્રસંગોમાં, રણયજ્ઞના વીર રસમાં, દશમસ્કંધના અનેક ચિત્રોમાં, સુદામા ચરિત્રના મનને ગ્લાનિથી ભરી દે છતાં ઉદ્વેગ કે નિરાશાથી દૂર રાખે તેવા ગરીબાઇના નાજુક પ્રસંગને ચીતરવામાં અને એવા એવા કળાની ઉંચી કોટિએ પહોંચેલા બીજા પ્રસંગોમાં જે ઉંચું કળાવિધાન માલમ પડે છે તે ખાસ પ્રયત્નના પરિણામે મળેલું છે એમ ભાગ્યેજ કહી શકાશે. ઉંચી કળા પ્રાપ્ત કરવા માટે જે જે કુદરતી ગુણો જોઇએ તે પ્રભુએ તેનામાં મૂકયા હતા, અભ્યાંસ અને અનુભવે ઉંચી કળાનું સ્વરૂપ તેને સમજાવ્યું

હતું, અને તેથી જ્યારે જ્યારે તેવા પ્રસંગો આવ્યા ત્યારે ત્યારે સ્વાભાવિક રીતેજ તેનાથી કળાવિધાન થઈ ગયું–પ્રસાદયુક્ત લેખકોનું તેજ સદ્‌ભાગ્ય છે, તેજ તેમનો વિજય છે.

મહાકવિ

પ્રેમાનંદે જૂદા જૂદા રસનાં વર્ણનમાં, જૂદાં જૂદાં ચિત્રોના આલેખનમાં, અનેં જૂદા જૂદા પ્રસંગોના કથનમાં જે કુશળતા બતાવી છે એ તેની ગણના મહાકવિમાં કરાવે તેવીજ છે; પરંતુ તેથી તેના દોષો વિષે આપણે આંખમીંચામણી કરવાની કશીજ જરૂર નથી. તદ્દન નિર્દોષ તો માત્ર મહા પ્રભુજ છે, અને તેથી પ્રેમાનંદના દોષો બતાવવામાં આવે તેમાં તેને ઉતારી પાડવાનો કે હલકા ગણવાનો પ્રયત્ન છે એમ માનવું એ ખોટું છે.

દોષો

પ્રેમાનંદમાં જે દોષો દૃષ્ટિગોચર થાય છે તેનો ખુલાસો એકજ જવાબથી મળી જાય છે. અને તે જવાબ એ છે કે પ્રેમાનંદ પોતાના સમયની બેડીઓને સંપૂર્ણપણે તોડી વછોડી શક્યો ન હતો. તેનો ધંધો માણભટ્ટનો હતો, અને માણભટ્ટનું પ્રથમ કર્તવ્ય શ્રોતાને રંજન કરવાનું હતું. પોતાની સર્વ સફળતાનો આધાર સામે બેઠેલા શ્રોતાઓની કદરશનાસી ઉપરજ હોવાને લીધે, ભાષા, વિચાર, વર્ણન, બધામાં પ્રેમાનંદને શ્રોતાઓની જ્ઞાનકોટિ અને હૃદયકોટિ પર અચૂક લક્ષ રાખ્યા કરવાની જરૂર હતી. આ કારણને લીધે તેનું જીવનજ–માનસિક અને બુદ્ધિ વિષયક જીવનજ–પોતાના શ્રોતાના જીવનની કોટિનું બની ગયું હતું. ઉચ્ચ કલ્પનાના પ્રકાશભર વિહાર, કે ઉન્નત હૃદયોની ઔદાર્યભરી અપાર્થિવ પ્રતિભા, કે માનુષી જીવનમાં દેશકાલથી પર બની રહે તેવી અલૌકિક દીર્ઘદૃષ્ટિ તેનામાં ભાગ્યેજ માલમ પડશે. તેનાં વર્ણનો બધાં બાહ્ય સૌંદર્યનાં છે. તેનાં ચિત્રો સંસારી મનુષ્યોનાં સંસારી ગુણાવગુણનાં સાધારણ ચિત્રો છે. તેમાં તે બહુ સફળ

થયો છે એમાં કશી શંકા નહિં. પણ આવી પાર્થિવતામાંજ તેની કાવ્યશક્તિ રમી રહી હોય એમ લાગે છે. સંસારનાં ચિત્રોમાં પણ લોકસમસ્તમાંની કાંઇક ઉતરતી ગણાતી પાયરીનાં ચિત્રો તે આબેહુબ કાઢી શકયો છે-મામેરામાં પામર જીવોનાં મેણાં ટોણાં અને મજાક મશ્કરી તે અચ્છી રીતે ચિતરે છે-હુંડીમાં, શ્રાદ્ધમાં, સુદામા ચરિત્રમાં, ગરીબાઇનાં, પૃથગ્ જનનાં, અને સાધારણ વ્યવહારના પ્રસંગોનાં ચિત્રો આપવામાં તેની કલમબંધી ઉંચી સફળતાએ પહોંચે છે. બીજે પણ જ્યાં જ્યાં તેવાં વર્ણનો આવે છે ત્યાં તો તે કમાલ કામ કરે છે. હરિશ્ચંદ્ર આખ્યાનમાં કોળી અને ભંગીનું વર્ણન, અભિમન્યુ આખ્યાનમાં વૃદ્ધ બ્રાહ્મણનો વેશ લઇ આવનાર શ્રીકૃષ્ણનું વર્ણન, નળાખ્યાનમાં બાહુકનું વર્ણન અને એવાં એવાં ઠેકઠેકાણે માલમ પડતાં વર્ણનોમાં તે ખરેખર બહુ સારો વિજય મેળવે છે. પરંતુ જેના ગુણવેષના દર્શનથી આપણું માથું આપોઆપ નમે તેવા નમુના રૂપ બ્રાહ્મણનું, કે જેની ઓજસભરી વીરશ્રીના પ્રતાપ, દીપ્તિ અને દર્પથી દૃષ્ટાન્ત રૂપ અને તેવા ક્ષત્રીનું, કે જેના ચિંતનમાત્રથી આપણને પ્રભાવશાળી અજબ ઓથાર આશ્ચર્યચકિત બનાવી દે તેવા અલૌકિક આત્માનું વર્ણન પ્રેમાનંદનાં આટલાં બધાં લખાણોમાં ભાગ્યેજ માલમ પડશે.

વળી, આપણે જેના તરફ માનની દૃષ્ટિથીજ જોઇ રહેતા આવ્યા હોઇએ તેવા પાત્રને કોઈક વાર જ્યારે અધમ કોટિએ જતું જોઇએ છીએ ત્યારે તો આપણને પ્રેમાનંદના તેવા લખાણ માટે વિચાર થયા વિના રહેતો નથી. અલબત, અમુકજ પાત્રોથી તેને બધાજ રસ વહેવડાવવાના હોવાથી તેને તેમ કરવાની ફરજ પડી હોય એ માની શકાશે. પરંતુ તેવી ફરજ માની લેવામાં પણ વિવેકબુદ્ધિનો ઉપયોગ જ ન થાય એ ઘટિત ન કહેવાય. પાંડવો-માંથી ભીમને હાસ્યરસ માટે પસંદ કરે અને તેનાં ગમે તેવાં વર્ણન કરે એ ઠીક ગણાય; પણ દ્રૌપદી જેવી સતીને એક ક્ષણભર

પણ પતિત વિચારને તાબે થયેલી વર્ણવવામાં આવે એ આર્ય હૃદય કદીજ માફ કરી શકે નહિં એવો દોષ છે. જે વ્યક્તિ તરફ દ્રૌપદીનું હૃદય ખેંચાયું તે ખરી રીતે તો અર્જુન જ હતો, અગર તો મેણુાંનાં ખરાબ પરિણામ કેવાં આવે છે એ બતાવવા માટે આવી કલ્પના કરવી પડી, એવા ખુલાસા રજુ કરી શકાય; પરંતુ દ્રૌપદી જેવી સતીને માટે આવા ખુલાસા શોધવાનો પ્રસંગ આવે એજ અઠીક છે એમ તો સ્વીકારવુંજ પડે.

આવા પ્રસંગો થોડાં છે; અને ઘણા હોય તોપણ પ્રેમાનંદે એકંદર એટલું બધું ઉંચું કામ કર્યું છે કે તેથી પ્રેમાનંદની કીર્તિમાં ઘટાડો થવાનો સંભવ નથી તોપણ આવી જાતની ક્ષતિની નોંધ તો લેવી જોઇએ.

પ્રેમાનંદ એ ગુજરાતનો મહા કવિ છે. તેનું જીવન જ કવિતામય હતું. તેનાં બધાં લખાણોમાં સારા કવિત્વની છાપ સારી રીતે રહેલી છે. તેની ભાષા સંસ્કારી અને પ્રસંગને અનુસરતી ગુણભરી ગુજરાતી છે, તેની રસ ઉત્પન્ન કરવાની અને તેને જાળવી રાખવાની શક્તિ ઘણી સારી છે, તેનું હૃદય પોતાની લાગણીઓ દર્શાવી શકે તેવીજ રીતે પારકાની લાગણીથી પણ સુકમ્પિત થાય છે અને અસરકારક રીતે તે લાગણીનો અનુભવ આપી શકે છે. તેનામાં જ્ઞાન, મન, મગજની શક્તિ, ભાષા પર કાબુ, અને જનરૂચિની ઝીણવટભરી પિછાન એ બધાં એવાં યોગ્ય રીતે એકત્રિત થએલાં માલમ પડે છે કે એક મહાકવિ તરીકે તેનો સ્વીકાર થયો છે એમાં કશીજ નવાઈ નથી. ગુજરાતી ભાષામાં આજ સુધી તે તે પદ ભોગવી રહ્યો છે, અને બીજો કોઈ તેનાથી વધારે સમર્થ લેખક અવતરશે નહિં ત્યાં સુધી તો ગુજરાતી ભાષા સામ્રાજ્યના સમ્રાટ તરીકે, ગુજરાતી ભાષા ગગનમંડળના સૂર્ય તરીકે, અને ગુજરાતને શોભાવનાર એક સત્પુત્ર તરીકે તે પોતાનું સ્થાન ભોગવ્યા કરશે. એટલુંજ નહિ, પણ

કદર

બીજા ગમે તેવા અને ગમે તેટલા સમર્થ લેખકોથી ગુજરાત દેશ અને ગુજરાતી ભાષા વિરાજિત થશે તો પણ ગુજરાતના એક મહાન કવિ તરીકે તો તે યાવચ્ચંદ્રદિવાકરૌ લેખાતોજ રહેશે.



## પ્રકરણ ૫.

### પ્રેમાનંદ યુગ ( ચાલુ. )

### પ્રેમાનંદ—તેના શિષ્યો.

એક શંકા.

પ્રેમાનંદની બધી કૃતિઓ વિષે આખું ગુજરાત હજી એકમત નથી. ખાસ કરીને તેના નામથી છપાયેલાં નાટકો માટે અને તે ઉપરાંત કોઈ કોઇ આખ્યાન વિષે સબળ અને સપ્રમાણ શંકા ઉઠાવાય છે. પ્રેમાનંદ નામના બીજા લેખકો પણ થયા હોય–પરંતુ જે કૃતિ માટે શંકા ધરાવાય છે તે તેવા કોઇની કૃતિ હોય એમ પૂર્વપક્ષ હજી સુધી ઉઠાવાયો જ નથી. એક મોટો ભાગ તો ગુજરાતના સાહિત્ય રાજ્યના મુકુટધારી પ્રેમાનંદને જ તે તે કૃતિઓના કર્તા તરીકે ગણે છે, પરંતુ તે આગ્રહને સંપૂર્ણ માન અને સ્વીકાર મળે એવા પુરાવાઓ હજી સુધી રજુ થએલા જણાતા નથી. અમુક અમુક શબ્દોના ઉપયોગથી અમુક લખાણ અમુકની કૃતિ ગણવાની દલીલ સંપૂર્ણ વજૂદવાળી ન ગણાય; પરંતુ એક આખી કૃતિ વાંચતાં સહૃદય પુરૂષોના અને સંગીન અભ્યાસકોના જે અભિપ્રાય બંધાય તેને કાંઇક વજન આપવું જોઇએ ખરૂં. આ પાછલું પ્રમાણ જો સર્વાનુમતે અમુક અભિપ્રાય આપનારૂં હોય તો તો શંકા રહેજ નહિ, પરંતુ પ્રેમાનંદને નામે છપાયેલાં નાટકોનાં વાચનથી જૂદા જૂદા મતવાળાને જૂદો જૂદો અભિપ્રાય આપવાનું સુઝે છે એટલે તે પ્રમાણ પણ અત્યારે નિર્ણયકારક થઇ શકતું નથી. દરેક અભ્યાસીએ બને તેટલી નિષ્પક્ષપાત દૃષ્ટિથી તે કૃતિઓ વાંચવી અને પોતાનો અભિ-

પ્રાય બાંધવો. એમ થતાં થતાં ભવિષ્યમાં છેવટનો નિર્ણય કરવાનું બની શકશે એટલીજ આશા અત્યારે તો રાખવી.

એક વાત તો વિરૂદ્ધ પક્ષીઓની શંકાને બહુ બળવાન બનાવે તેવી છે. નાટકોની જૂની પ્રતિનો—જે પ્રતિ પરથી હાલની નકલ કરવામાં આવી છે તેનો—કાંઇ પણું પત્તોજ લાગતો નથી, એમ સાંભળ્યું છે. સંભવ છે કે સારી નકલ થઇ ગયા પછી જૂની પ્રતની દરકાર કરવાની જરૂર ન લાગી હોય અને તેથી તે પ્રત નાશ પામી હોય. પરંતુ તેવું હોય તોપણ તે પ્રતના લખનાર, તે લખ્યાની સાલ, વગેરે વિષે કાંઇક તો માહિતી હોવી જોઈએ. આ તો એવું થયું છે કે તે સંબંધેના એકે પ્રશ્નના જવાબ કોઇ પણ જાણકાર તરફથી આપવામાં આવ્યા નથી. માત્ર ‘અમે ખાતરી કરી પ્રકટ કર્યાં છે માટે તે પ્રેમાનંદનાજ છે એમ સ્વીકારો—તમારે સ્વીકારવાં જોઇએ,’ એવો કાંઈક જવાબ મળતો હોય તેવું લાગે છે.

કૃતિઓનાં આંતર પ્રમાણ કાંઇક મદદરૂપ બને ખરાં. પરંતુ સંભવ અસંભવનાં પલ્લાંમાં કોને કયું વજનદાર લાગે છે એ પાછી વિવાદગ્રસ્ત અને મતભેદ ભરીજ સ્થિતિ. આવું હોવાથી, નાટકોમાં વિદૂષકના જૂદાજ પાત્રને બદલે શ્રીદામા જેવા એક પાત્રને હાસ્ય રસના ઉત્પાદક પાત્ર તરીકે દાખલ કરવાની નવીનતા, અષ્ટાવક્રાખ્યાનમાં મૃગયા, વન વર્ણન, વગેરેના બીજી કોઇ જગાએ નહિં મળી આવતાં વર્ણન, દ્રૌપદી હરણમાં છંદ તથા ચાલ અને સંસ્કૃતના અનુકરણ રૂપ ભાષાઢંગ, માર્કંડેય પુરાણમાં કોઇ કોઇ જગાએ અલૌકિક કલ્પના વર્ણન, વગેરે વગેરે પ્રસંગો પ્રેમાનંદમાં બીજે ક્યાંય પણ જોવામાં ન આવે, પ્રેમાનંદના વખતમાં તેવું લખાણ હોવાનો સંભવજ માનવામાં ન આવે વગેરે જે જે દલીલો છે તે બધીનો દરેક વાચકે પોતપોતાની મેળેજ તોલ કરવાનો રહે છે. વિદૂષકના પાત્ર વિષે તો સંસ્કૃત નાટકમાં પણ એવો પ્રયોગ થયેલો જણાયો નથી, સિવાય કે પ્રહસન પરથી તેવું સૂચન લેવામાં આવ્યું

હોય. ગુજરાતીનાં જૂનામાં જૂનાં નાટકોમાં–ભવાઈઓમાં પણ–વિદૂષક કે રંગલો એ તો એક નિરાળુંજ પાત્ર રહેલ છે. ઘણું કરી સ્વ. ડાહ્યાભાઈ ધોળશાજીએજ પોતાના નાટકમાં નવી જાતનો પ્રયોગ પહેલ વહેલો દાખલ કર્યો અને ત્યાર પછીજ ગુજરાતમાં તે પ્રસર્યો. સ્વ. ડાહ્યાભાઈએ જે કર્યું તે પ્રેમાનંદે પોતાની બુદ્ધિના પ્રતાપે વહેલું કર્યું હોય એમ પણ કહી શકાય. પરંતુ તેવી બધી બાબતમાં આગળ કહ્યું તેમ સંભવ અસંભવનાં પલ્લાંમાં કયું વધારે તોલદાર ગણવું, એ તો વ્યક્તિએ વ્યક્તિ પોતપોતાને માટેજ નક્કી કરી શકે.

આ પ્રસંગ આટલા ટુંકા ઉલ્લેખથીજ સમાપ્ત કરવો એ ઠીક છે. પ્રવેશ પોથીમાં લાંબી ચર્ચા અસ્થાનેજ ગણાય. પરંતુ ગુજરાતી ભાષા સાહિત્યના અભ્યાસમાં પ્રવેશ કરવા ઇચ્છનારે આ એક પ્રશ્ન સંગીન અભ્યાસ, નિષ્પક્ષપાત વિચાર, અને છેવટના નિર્ણય માટે તેમની પાસે આવીને ઉભો છે એ ભૂલવા જેવું નથી.

**ભાષાભિમાન અને શિષ્યમંડળ**

પ્રેમાનંદના ભાષાભિમાન માટે એક દંતકથા એવું કહે છે કે ગુજરાતી ભાષાને બીજી ભાષાઓ જેવી સમૃદ્ધ ન બનાવાય ત્યાં સુધી માથે પાઘડી મૂકવી નહિ એવી તેણે પ્રતિજ્ઞા લીધી હતી અને તે છેવટ સુધી પાળી હતી. પુરાણીઓ સંસ્કૃતનાજ પ્રશંસક હતા અને રાજદરબારમાં તે વખતે હિન્દીનેજ સ્થાન હતું. ગુજરાતી તો માણભટ્ટની અને વાણીયાશાઈજ ભાષા ગણાતી. ગુજરાતી જેવી મધુર, સમૃદ્ધિક્ષમ, સુંદર, અને જેમ વાળવી હોય તેમ વાળી શકાય તેવી ભાષાને એવી હીણી દશામાં રહેવા દેવામાં આવે એ દેશને માથે અને દેશજનને માથે મોટું કલંક કહેવાય એ વિચાર પ્રેમાનંદ જેવાને આવે એ સ્વાભાવિકજ હતું. તેથી તેણે માણભટ્ટ તરીકે રહીનેજ, પોતાને ભટ્ટ તરીકે કહેવરાવવામાં મોટું માન સમજીનેજ, ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરવા અને ગુજરાતીઓને

રસમય શ્રવણ પૂરૂં પાડવા નિશ્ચય કર્યો. જ્યારે છાપવાની કળા દેશમાં પ્રસરી નહોતી ત્યારે આવું મહાકાર્ય એકલે હાથે ન બની શકે એ તો દેખીતું જ હતું. પોતે બનાવ્યે જાય તે આખ્યાનો સંભાળી રાખવાં, તેનો પ્રચાર કરવા માટે તેની જરૂર પુરતી નકલો કરવા, અને તેના કામમાં બીજી રીતે મદદ કરવા તેને સહાયકો જોઈએ એ પણ સ્વાભાવિકજ હતું. પ્રેમાનંદ જેવા જનપ્રિય આખ્યાનકારને પ્રશંસકમંડળ, સેવકમંડળ અને શિષ્યમંડળ માટે બહુ પ્રયત્ન કરવા પડે એમ તો બનેજ નહિં. ઘણાક પ્રશંસકો અને શિષ્યો તેની સાથે સાથે રહેવા લાગ્યા અને બધાને કાંઈ કાંઈ પ્રસાદી મળતી રહી. તે બધામાંથી યોગ્ય વ્યક્તિઓને ચુંટી કાઢી અમુક અમુક જાતની કવિતા કરવાનું કામ પ્રેમાનંદે સોંપ્યું હતું. આ મંડળમાં લગભગ સો જેટલાં જણ હતાં, જેમાં બારેક બાઈઓનો પણ સમાવેશ થતો હતો. તેમાં થોડા ઘણા લેખક તરીકે બહાર પડયા છે. હરિદાસ અને દ્વારકાદાસ, રત્નેશ્વર, વીરજી, વલ્લભ અને સુંદરની કાંઈ કાંઈ કૃતિ પ્રસિદ્ધિ પણ પામી છે. વીરજીની કામાવતીની કથા, સુંદરે લખેલ પ્રેમાનંદ કૃત દશમસ્કંધનો બાકી રહેલો ભાગ, અને વલ્લભના દુઃશાસન રૂધિરપાન, યુધિષ્ઠિર વૃકોદર સંવાદ, કુન્તી પ્રસન્ન, મિત્રધર્મ, યક્ષ પ્રશ્નોત્તર વગેરે આખ્યાનો સારી રીતે જાણીતાં થયાં છે. આ બધામાં વલ્લભની કૃતિ વધારે ધ્યાન ખેંચે તેવી છે. ગુજરાતી ભાષામાં કશી કડકાઈ નથી, વીરરસ તેમાં વર્ણી શકાય એમ નથી, તેની તો પૈસા

**વલ્લભ**

ચારની જ કિમ્મત છે, એવી માન્યતાથી ઉશ્કેરાઈ ગયેલા વલ્લભે ગુજરાતીમાં વીરરસ ઉતારવા, તેના કડક સ્વરૂપને બહાર પડતું કરવા, ઉભી, ધીટ અને મસ્ત બનાવવા સારા પ્રયત્ન કર્યા છે; પરંતુ તેમ કરવા જતાં શબ્દોને એવા મરડી મચરડી વાપર્યા છે, અક્ષરસામ્ય લાવવા શબ્દને એવાં સ્વરૂપ આપ્યાં છે, નવા શબ્દો એવી જાતના અને એવા અર્થના ગાડયા છે કે

તેનાં આખ્યાનોમાં વાંચન રસ તો મહા મહેનતે જાળવી શકાય છે. અભ્યાસ કરવાના દૃઢ નિશ્ચયથી, અને કંટાળાને લાત મારી ખંતથી વળગી રહે, તોજ તેનાં આખ્યાનો પુરાં પાધરાં વાંચવાની ધીરજ રહી શકે. તેના શબ્દોના અર્થ બેસારવા એ જબરી ધીરજ અને જબરી કલ્પનાનું કામ છે. તેનાં આખ્યાનોના પ્રકટ કરનારાઓએ જે શ્રમ લીધો છે તે વખાણવા લાયક છે; જો કે ઉપર કહ્યું તેમ ઘણી વખત તો તેમાં કલ્પનાની મદદથી જ અર્થ કાઢવામાં આવ્યા છે એમ જોઇ શકાય છે.

વીરજી

વીરજીનો કામાવતીની કથા શામળની કથાને બહુ મળતી આવે છે અને એક વાર્તા તરીકે ફુરસદનો વખત વ્યતીત કરવા કામે લાગે તેવી છે.

રત્નેશ્વર

પ્રેમાનંદના શિષ્ય મંડળમાં–તે યુગમાં થઇ ગયેલા બીજા લેખકોમાં–રત્નેશ્વર જરા નોંધ લેવા જેવો છે. તેના લેખોમા મૂર્ખ લક્ષણાવળિ, શ્રીમદ્દ ભગવદ્દગીતા, અને શ્રીમદ્દ ભાગવત ઉપરાંત આત્મવિચાર ચંદ્રોદય અને રાધાકૃષ્ણના મહિના આનંદથી વાંચી શકાય તેવા લેખો છે. રાધાકૃષ્ણના મહિનામાં દેશી ગરબીની ચાલ સાથે માલિની છંદનો યોગ બહુ સુઘટિત રીતનો લાગી આવે છે. રત્નેશ્વરનું સંસ્કૃત જ્ઞાન સારી પ્રતિનું હોવાથી તેનો માલિની છંદ બહુ ભાગે શુદ્ધ અને સરળ છે. પ્રેમાનંદનાં ગણાતાં નાટકોમાંના અને અષ્ટાવક્રાખ્યાનમાંના છંદો બાદ કરીએ તો સંસ્કૃત પિંગળને અનુસરતા છંદ પ્રહેલ વહેલા રત્નેશ્વરમાંજ માલમ પડે છે.

પ્રેમાનંદ અને શામળ

પ્રેમાનંદને વિશે હવે સંપૂર્ણ રીતે નિરસ્ત થએલ એક હકીકતની નોંધ લેવાની જરૂર જણાય છે. એક વખત એમ મનાતું હતું કે પ્રેમાનંદ અને શામળ સમકાલીન હતા, અને એક કવિ એક આખ્યાન લખે કે તેની સામે બીજો કવિ પોતાનું આખ્યાન

લખી સરસાઈ માટે બહાર પડે. તેવી રીતે લખાએલાં આખ્યાનોની રચ્યા સાલ જોતાં તેવી માન્યતાને કશુંજ સ્થાન નથી, એમ નિર્વિવાદ રીતે રા. અંબાલાલ બુલાખીરામ જાનીએ સિદ્ધ કર્યું છે. શામળની કાવ્ય પ્રવૃત્તિ શરૂ થઈ તે પહેલાં ઘણે સમયે પ્રેમાનંદનાં તે તે આખ્યાનો લખાઈ ચૂકયા હોવાનું માનવું પડે તેમ છે.* એટલે શામળ પ્રેમાનંદ વચ્ચે ઝઘડો કદી પણ થયો હોય એમ માનવું તદ્દનજ અસંભવિત છે.

પ્રેમાનંદ યુગમાં અર્જુન ગીતાવાળો ધનદાસ અને વિભ્રંશી આખ્યાનવાળો રતનજી, એ બે પ્રેમાનંદના મંડળમાં નહિં એવા થઈ ગયા છે. ધનદાસની અર્જુન ગીતા ટુંકામાં ગીતાનો સાર અને બોધ બહુ સરળ અને અસરકારક શબ્દોમાં આપે છે અને તેથી તે ગીતા ભકિતપરાયણ હૃદયોને બહુજ પ્રિય બની રહેલી છે. તેણે ભક્ત ગીતા પણ કરેલી કહેવાય છે.

ધનદાસ

વિભ્રંશી આખ્યાન એ મહાભારતમાંના એક પ્રસંગ પરથી લખાયેલું છે, પણ લેખકે પાંડવો સંબંધે કોઈ કોઇ જગાએ એવા હીણા શબ્દોનો પ્રયોગ કર્યો છે કે તેને ખરા ચારિત્ર્ય વર્ણનનું ભાનજ નહોતું, હિન્દુ ભાવનાની તેને કદરજ નહોતી એમ લાગી આવ્યા વિના રહેતું નથી. તેના લખાણુમાં ખાસ ધ્યાન ખેંચે તેવું કાંઈજ નથી. અહિં તહિં કોઈ શબ્દપ્રયોગ કે લેખનઘાટી તે સમયની ભાષા અને લેખન પદ્ધતિ પર પ્રકાશ નાખે તેવી રીતના હોવા ઉપરાંત તો તેમાં કશુંજ નોંધ લેવા લાયક જણાતું નથી.

રતનજી



*જુઓ સુભદ્રાહરણનો પ્રસ્તાવ લેખ.

## પ્રકરણ ૬.

### પ્રેમાનંદ યુગ (ચાલુ)–શામળ.

**શામળ.**

પ્રેમાનંદ યુગનો આ ત્રીજો મહા કવિ એક વખત પ્રેમાનંદની સાથે કવિ સમ્રાટ્‌ના પદ માટે સરખો હકદાર ગણાતો હતો. પ્રેમાનંદ કે શામળ એમાં વધારે સારો અને મોટો કયો એ તકરાર એક વખત બહુ રસાકસીથી ચાલતી હતી વળી, સમય નિર્ણયમાં જોઇએ તેટલી ઝીણવટ નહિં પળાયેલી હોવાને લીધે તે બંને સમકાલીન હતા, અને એક બીજાની સ્પર્ધા કરી કાવ્યો લખતા હતા એમ પણ માનવામાં આવતું હતું. આ છેલ્લી હકીકત માનવા જેવી નથી એવો ઉલ્લેખ તો ગયા પ્રકરણના છેવટના ભાગમાં કરી દેવામાં આવ્યો છે. શામળ અને પ્રેમાનંદ વચ્ચે સ્પર્ધા થવાની વાત માની શકાય એવી નથી એ લગભગ સિદ્ધ થઇ ચૂકયું છે. પરંતુ શ્રેષ્ટ કવિની ગાદીમાં પ્રેમાનંદ સાથેજ શામળને અર્ધાસન મળવું જોઈએ કે કેમ એનો નિર્ણય હજી જોઈએ તેવી સર્વાનુમતિથી નથો થયો એમ કોઇ કોઇ શામળભક્તનો આગ્રહ હોય એમ માનવા જેવી સ્થિતિ છે. પ્રેમાનંદનાં આખ્યાનોનો દેવકથા સાથે સંબંધ હોવાથી હિન્દ જેવા–હિન્દના પણ પાછા ગાંડી ગુજરાત જેવા–ભક્તિ અંધ દેશમાં વધારે માનવંત ગણાય અને માનવ કથામાંજ રમી રહેનાર શામળની વાર્તાઓ બીજી પાયરીની ગણાય એ તો સ્વાભાવિકજ હતું. પરંતુ આ એક કારણ ઉપરાંત બીજાં પણ એવાં સબળ કારણો આપણે જોઇ શકીએ છીએ કે જેને લીધે શામળનું વાંચન મર્યાદિત થઇ જાય એમાં કશીજ નવાઈ લાગે નહિં. અમુક અમુક વાર્તાઓ, અને રાવણ મંદોદરી સંવાદ, અંગદ વિષ્ટિ, ઉદ્યમ કર્મ સંવાદ એવાં કોઈ લખાણ બાદ કરીએ તો પછી શામળનું બાકીનું લખાણ એવા એવા અરૂચિકર

અને કોઇ કોઇ વખત તો અશિષ્ટ પ્રસંગોવાળું માલમ પડે છે કે શિષ્ટ લોકોમાં, અને સ્ત્રી પુરૂષોના એકત્રિત સમુદાયોમાં તે વગર સંકોચે ભાગ્યેજ વાંચી શકાશે. શામળના ભક્તોને આવી ટીકા રૂચે નહિં એ બનવા જોગ છે. કવિ દલપતરામ જેવા અત્યંત સભ્ય અને સુશિષ્ટ ગૃહસ્થની વિવેકશક્તિને પણ શામળની ભક્તિનાં પડળે જરા કલુષિત કરી દીધી હતી એ આપણે વિચારીએ છીએ ત્યારે બીજા ભક્તો સત્ય દૃષ્ટિ ન નાખી શકે તો આપણે ઉદારતાથી ક્ષમા કરી શકીએ. તોપણ પોતાને લાગતી ખરી સ્થિતિ જાહેર કરવી અને યોગ્ય ટીકા કરતાં ખંચાવું નહિ એ પણ સાહિત્ય મંદિરમાં જનારાનો ધર્મ છે એ સ્વીકારવુંજ જોઇએ. એ રીતે વિચારતાં શામળની અનેકાનેક શક્તિઓ અને લેખક અને ઉપદેશક તરીકેના તેના ઘણા ઘણા ઉપકારો સ્વીકારતાં છતાં, એમ તો કહેવુંજ જોઇએ કે તેનાં લખાણ જગતની હલકી પાયરીના જીવનનાં એવાં વર્ણનોથી ભરેલાં છે કે શિષ્ટ વર્ગમાં તે સત્કાર પામી શકે નહિં. ગુજરાતના શિષ્ટ સાહિત્યમાં તેનાં લખાણોને દાખલ કરવા માટે અહિં તહિં ઘણું નીંદી નાખવું જોઇએ.

લખાણ

શામળનો લખાણપ્રવાહ પ્રેમાનંદના જેવોજ અખંડ ધારાએ વહ્યા કરતો હતો. તેની વાર્તાઓમાં પ્રાસ્તાવિક બોધ, સંસારના અનુભવનાં આબેહુબ કથનો, શ્રોતાઓને સન્માર્ગ બતાવે અને વિનોદ સાથે જ્ઞાન આપે તેવી નાની નાની આખ્યાયિકાઓ અને સાધારણ મનુષ્યને પામર જીવનમાંથી કાંઇક ઉચ્ચાભિલાષી બનાવી જગતના અનેકરંગી જીવન માટે તેનામાં લોલુપતા જાગ્રત કરે તેવો ઉપદેશ ઠેકઠેકાણે દાખલ થએલ છે; તેનો જગતનો અભ્યાસ અને જે બધું સાંભળેલું તેને સ્મૃતિમાં રાખી તેનો સદુપયોગ કરવાની તેની બુદ્ધિ ખરેખર પ્રશંસનીય છે; તેનો ભાષા પર કાબુ, એકને એક વાતને સમર્થ કરવા માટે જોઇતાં અનેક દૃષ્ટાન્તોનો તેનો ભંડાર, પ્રસંગે પ્રસંગે અનુકૂળ સમ-

ઓને દાખલ કરી દેવાની તેની ચાતુર્યયુક્ત કળા, અને લોકોને
મેશના વ્યવહારમાં માર્ગદર્શક બને તેવી ઉક્તિઓનો સંગ્રહ
ની અને ઘડી કાઢવાની તેની કુદ્રતી શક્તિ: આ બધા ગુણો
કોઈ પણ એક લેખકમાં હજી સુધી દૃષ્ટિગોચર થયા નથી.
વાર્તામાં બીજી અને બીજીમાં ત્રીજી એમ વાર્તાઓની ગુંથણી
દેવાની અને તેમાં પણ રસને નિભાવી રાખવાની તેની આવડત
રાતી સાહિત્યમાં તેનામાંજ પહેલી વાર દેખાય છે. આ બધું
છતાં તેની વાર્તાઓમાંની કેટલીક હાલના સમયમાં સાદ્યન્ત
જવી એ એક જાતની ફરજ ગણી શકીએ તોજ બને તેવું છે.

શામળનો સંસારની જૂદી જૂદી વ્યક્તિનો અનુભવ ઘણો ઉંડો
જૂદા જૂદા ધંધાદારીનાં જીવન કેવાં જૂદાં જૂદાં ઘડાઈ જાય છે,
ય હૃદય જે પ્રવાહમાં પડયું હોય તે પ્રવાહમય કેવું બની જાય
ભિન્ન ભિન્ન વ્યક્તિની ભિન્ન ભિન્ન ખાસીયતો તેમનાં સાધારણ
એક સરખાં ગણાતાં જીવનમાંથી પણ કેવી રીતે જાણી શકાય
એ શામળ આપણને ઠીક ઠીક બતાવે છે. આ બધું જોવામાં
સમજવામાં શામળની નજર અને બુદ્ધિ કેટલી વિજયી
હતી તે જોતાં આપણને શામળની શક્તિ અને
ળની કૃતિ માટે માન ઉત્પન્ન થયા વગર રહે તેવું નથી.
તેની સાથેજ તેની વાર્તાઓ સંસારી જનની છેલ્લી પાયરીના
ને અભણ અને અશિક્ષિતજ નહિ, પણ અસભ્ય કહેવો
એ એવા-સમુદાયને લક્ષમાં લઈ લખવામાં આવી છે એ
ીએ છીએ ત્યારે તેવી મહાશક્તિનો લાભ તત્કાલના ગુજરાતને
જ ઉંચા પ્રમાણમાં મળેલો છે એમ સ્વીકારીએ તોપણ એમ
લાગીજ આવે છે કે સર્વકાલીન ગુણો તો તેની વાર્તામાંથી ઘણી
ામાં આવી શક્યા છે.

સમકાલીન ગુજરાત પર શામળના ઉપકારો મોટા અને
ક હતા એમ સ્વીકારવામાં કોઈપણ વાતની આનાકાનીનો સંભવજ

નથી. ગામડાંના લોકોને વાર્તારસથી સાંકળી રાખતાં, સંસારના અનુભવો અને વ્યવહારમાં ઉપયોગી બની રહે તેવા ઉપદેશો શામળે પોતાનાં લખાણુમાં એવા ઠાંસી ઠાંસીને ભર્યા છે કે શામળના શ્રોતાઓમાંથી ઘણા ઘણાએ ઘણીવાર વિમાર્ગ તજી દીધેલો હોવો જોઇએ, અજાણતાં પણ શામળના બોધથી તેઓ સુધરેલાજ હોવાજ જોઇએ.

લોકોમાં પ્રચલિત વાતોમાંથી, સંસ્કૃત તથા ફારસી વાર્તાઓમાંથી, અગર બીજે જ્યાંથી મળી શકે ત્યાંથી પોતાની વાર્તાઓ માટે વસ્તુ મેળવવા શામળે સારા પ્રયાસ કરેલા હશે એમ વાર્તાઓનાં વૈવિધ્યથી જાણી શકાય છે. પરંતુ તેવી રીતે બીજેથી મેળવેલી વાર્તાઓમાં પણ શામળે પોતા તરફથી સારો મસાલો ઉમેર્યો હશે એમ પણ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે.

શામળને જીવન

આવી રીતે અખંડ ધારાએ વાર્તાઓ કહ્યા કરવાની સરળતા તેને આશ્રય આપનાર ખેડા જીલ્લામાંના માતર પરગણાના ગામ સુંજ-સિંહુજ-ના પટેલ રખીદાસની કૃપાથી થઇ હતી. રખીદાસ પોતે કવિ લેખકોને માટે માન ધરાવનાર હતો અને તેણે શામળનું નામ પોતાના બારોટ ગમાનજી દ્વારા સાંભળ્યું એટલે શામળને માન સહિત બોલાવ્યો અને થોડી ઘણી જમીન આપી પોતાની પાસે રાખ્યો. આ પહેલાં શામળને શ્રોતાઓ મેળવતાં બહુ મુશ્કેલી પડી હતી અને તેથી રખીદાસના આશ્રયની તે પૂરેપૂરી કદર કરી શક્યો હતો. તે એટલો બધો ઉપકારવશ થઇ ગયો હતો કે રખીદાસને તેણે રાજા ભોજ જેવો વર્ણવ્યો છે.

શામળનાં લખાણુમાં ખાસ ધ્યાન ખેંચે તેવી બે ત્રણ બાબતો છે. એક તો સ્ત્રીઓનું તેનું વર્ણન; શામળની સ્ત્રીઓ ભણેલી, ધીટ પ્રકૃતિની, મુશ્કેલી વખતે મુંઝાઈને રડી રહે તેવી

નહિં, પણ મનોબળ અને બુદ્ધિબળથી પોતાની મુશ્કેલી દૂર કરવામાં નિડરતા દાખવનારી, અને પોતાના ઉંચા વ્રતને સેવનારી હતી. સ્ત્રીઓની નબળાઈ અને તેમની ભૂલો અને દોષો બતાવવામાં પણ તેણે કચાશ રાખી નથી. 'સ્ત્રી ચરિત્ર' એટલે સ્ત્રીઓમાં રહેતા સઘળા કાવાદાવા, યુક્તિ પ્રયુક્તિ અને દુષ્ટ સંસ્કારોનો સમુદાય એવો અર્થ લોકોમાં પ્રચલિત થવામાં શામળની વાર્તાઓ મદદરૂપ થઇ હશે એમ જણાય છે. પરંતુ શામળનાં બધાં સ્ત્રીપાત્રોનો એક સાથે વિચાર કરીએ તો તો ખુલ્લી રીતે દેખાઈ આવે છે કે સ્ત્રીઓ માટેની તેની કલ્પના કોઈ રીતે હીણી કે હલકી નહોતી.

બીજી બાબત તેની પ્રચલિત રીત રિવાજોની વિરૂદ્ધ વાર્તાઓમાં બેધડક રીતે લખાણ કર્યે જવાની છે. લગ્નમાં, ભોજન વ્યવહારમાં, અને એવા એવા સંસાર સુધારાના ગણાતા પ્રશ્નોમાં લોકમત વિરૂદ્ધ હોવા છતાં તેણે બહુ છૂટથી લખાણ કર્યું છે અને લોકોએ તે સાંભળ્યા કર્યું છે.

હિન્દ બહારના વેપારમાં કેટલો બધો લાભ હતો અને તેને માટે મોહ પણ કેટલો બધો હતો, તે પણ શામળની વાર્તા દ્વારા જાણવામાં આવે છે. વહાણવટી તરીકે હાલની દુનિયામાં હિન્દીઓ કશીજ ગણતરીમાં નથી એ સ્થિતિ કરતાં શામળની વાર્તાઓમાં કેવી જૂદીજ સ્થિતિ માલમ પડે છે એ એકદમ ધ્યાન ખેંચે તેવી બાબત છે.

શામળનાં લખાણોમાં બત્રીસ પુતળીની વાર્તા, શુડા બહોતેરી, મદન મોહના, રૂપાવતી, પદ્માવતી, વિદ્યા વિલાસિની, સુંદર કામદાર એ મુખ્ય વાર્તાઓ છે; શિવપુરાણ એ શિવમાહાત્મ્ય પરથી લખેલ કાવ્ય ગ્રંથ છે, અને શામળ રત્નમાળ, અંગદ વિષ્ટિ, રાવણ મંદોદરી સંવાદ, તથા ઉદ્યમ કર્મ સંવાદ એ પ્રિય થઇ પડે તેવાં છે. શામળે દોહરા ચોપાઇ અને છપ્પામાં લખેલું છે. પણ તે બધામાં તેના

છપ્પાઓ બહુ પ્રશંસા અને સત્કાર પામેલા છે. શામળનું હિન્દ-વ્રજ-ભાષાનું જ્ઞાન પણ બહુ સારી પ્રતિનું હતું અને તેના તે ભાષામાંના છપ્પા પણ બહુ માન પામેલા હતા. વ્રજ ભાષાના કવિઓની ઉંચી પ્રશંસાયુક્ત ખાસીયત જણાવનાર એક દુહામાં શામળ તેના છપ્પા માટે સારી પ્રશંસા પામ્યો છે.

ભાષા

શામળની ભાષા સીધી, અને સુગમ છે. શબ્દોનો ભંડાર સારો છે. ખાસ નોંધ લેવા જેવું છે કે તેણે ફારસી અને અરબ્બી શબ્દોનો ઉપયોગ ઘણો કર્યો છે. તેનાં લખાણમાં તેવા શબ્દો જેટલા છે તેટલા તે વખતના બીજા કોઈ પણ લેખકમાં ભાગ્યેજ માલમ પડશે. શામળની ભાષામાં બીજી નોંધવા જેવી બાબત એ છે કે ગામડામાં વપરાતા શબ્દોનો અને ભાષા પ્રયોગોનો શામળે બહુ છૂટથી લાભ લીધો છે. પરંતુ તેમ કરેલું હોવા છતાં તેની ભાષામાં ગ્રામ્યતા અને અસંસ્કારિતાના દોષ પેસવા પામ્યા નથી—જોકે કોઈ કોઇ જગ્યાએ તેવા લખાણને સમજવાનું આજે જરા ભારે થઈ પડે છે ખરૂં.

સમય

શામળનો સમય—બીજા બધાજ લેખકોની પેઠે સુનિશ્ચિત તો હજી થઈ શકયો નથી, પરંતુ તેનાં લખાણમાં સંવત ૧૭૭૪ થી ૧૮૨૧ સુધીની રચ્યા સાલ મળી આવે છે એટલું તો ચોક્કસ છે. સંવત ૧૭૭૪ માં લખાયેલી વાર્તા પહેલ વહેલીજ વાર્તા હોય એમ માની શકાતું નથી; તે વાર્તા તેની ચોત્રીસ પાંત્રીસ વર્ષની ઉમરે લખાયેલી હોય એમ અટકળ કરીએ તો તેનો જન્મ સંવત ૧૭૩૦—૩૫ ની આજુ બાજુમાં હોવાનું ધારી શકાય અને સંવત ૧૮૨૧ માં તેનું છેલ્લું લખાણ પૂરૂં થયા પછી ત્રણ ચાર વરસ ગયેલાં માનીએ તો સંવત ૧૮૨૪—૨૫ સુધી તે હશે એમ માની શકાય. એટલે તેનો જીવન કાળ સંવત ૧૭૩૦—૩૫ થી ૧૮૨૪—૨૫ સુધીનો સ્વીકારવામાં બહુ ભૂલ થતી હશે એમ માનવાને કારણ નથી.

## પ્રકરણ ૭

### મંદ યુગ (વલ્લભ મેવાડો, રત્નો વગેરે)

પ્રેમાનંદના સમય પછી ગુજરાતી ભાષાનો લેખ પ્રવાહ પાછો કાંઈક મંદ પડી ગયો. પ્રેમાનંદનાં લોકપ્રિય આખ્યાનો, અને શામળની વાર્તાઓ ગુજરાતમાં એટલો બધો પ્રચાર પામી ગયાં અને તેના ગુણોથી ગુજરાતીઓ એવા તો વશ બની રહ્યા કે તે તે પ્રતાપી લેખકોએ વહેવરાવેલા પ્રવાહમાં કોઇ પણ લેખક કાંઇ ઉમેરો કરી શકે એવી આશાજ નહિં રહી. તેમનાં તેજ આગળ બીજાં તેજ ક્ષુદ્ર જણાવા લાગ્યાં. લખનારાઓ લખવામાં મંદ રહ્યા. વાંચનારાઓ અને શ્રવણ કરનારાઓ જે જબ્બર પ્રવાહ ઘુઘવાટ કરતો વહી રહ્યો હતો તેને આરે બેસીનેજ તૃપ્તિ મેળવવા લાગ્યા. આવું બને એ જગતનો કાયદોજ છે. સિંહની ગર્જના થતાં પ્રાણી માત્રના અવાજ શમે, પરાક્રમી વિજેતા નીકળી આવતાં નાનાસુના લડવૈયાઓ પડછે પડી રહે; પ્રેમાનંદ શામળ અને અખાનાં લખાણોથી મોહવશ બનેલા ગુજરાતમાં બીજાં લખાણો બહુ મંદતાથી થાય એ એ સ્વાભાવિકજ હતું. અને તેથી પ્રેમાનંદના યુગ પછીના સમયને મંદ યુગ નામ આપવું એ યોગ્ય માન્યું છે.

લોકોનો શ્રવણ મોહ અને નવીનતા મોહ તદ્દનજ નાબુદ થાય એ તો અશક્યજ. આખ્યાન અને વાર્તાની રૂચિ સંતોખાતાં લોકોને કાંઇક અંતર દૃષ્ટિ કરવાનું મન થવા લાગ્યું અને તેથી પોતાના સમયનાં વાસ્તવિક ચિત્રો, તેમાંથી લેવો જોઇતો બોધ, જગતના જીવનમાંથી ધ્યાનમાં રાખવા લાયક એક એક પરમ સાર અને એવી એવી રીતે એક તરફથી આત્મ દૃષ્ટિ કરાવે તેવા અને બીજી તરફથી સંસારનાં ચિત્રો સ્વરૂપમાં તથાસ્થિત આવે એવા લેખ વધવા લાગ્યા; મહાલેખકોએ પુરાણના જે જે પ્રસંગો કાં તો છોડી દીધેલા કે કાં તો હલકી પીંછીએ ઉતારેલા તેવા પ્રસંગો

થઈ આખ્યાનો કરવા તરફની પ્રવૃત્તિ મંદ સ્વરૂપમાં ચાલુ તો રહી પણ આખ્યાનોમાં વર્ણન કે વાર્તાના કરતાં કોમળ ભાવોને હુલાવી તેવા ભાવનાં ચિત્રો કાંઈક વધારે ઝીણવટથી દોરાવા લાગ્યાં.

આવી રીતનાં લખાણ કરનારાઓમાં ધ્યાન ખેંચે તેવા અને જેમની નોંધ લેવી જોઈએ તેવા ખરેખર થોડાજ છે; જેઓ વિષે આવી નાની પ્રવેશિકામાં ઉલ્લેખ કરી શકાય કે કરવો ઘટે તેવા તો વળી ઘણા થોડા છે. જેનો ઉલ્લેખ કરવા જેવું જણાય તેવાનાં બધાં લખાણ વિષે પણ કાંઇ માહિતી આપવાની જરૂર રહે તેવું નથી. આ યુગમાં અખંડ ધારાએ લખનાર તો છેવટના ભાગમાં દયારામ થયો તે એકજ છે. બીજાએ તો છુટક છુટક લખાણ કરેલાં છે. અને જે કરેલાં છે તે બધાંજ કાંઇ ભાષા સાહિત્યમાં સંભાળી રાખવા જેવાં નથી ઐતિહાસિક દૃષ્ટિએ અને વિગતવાર અભ્યાસ કરનારને તો તેમાં પણ લાભકારક મળી આવે ખરૂં, પરંતુ તેવા અભ્યાસની શરૂઆત કરનારને તો ઉપર ઉપરની માત્ર જરૂર પૂરતીજ પિછાન આપવાની રહેશે.

**વલ્લભ મેવાડો.**

તેવા લેખકોમાં મુખ્ય ગણીએ તેવા વલ્લભ ભાટ મેવાડો, ધીરો, ભોજો, રામાયણ વાળો ગિરધર અને છેવટના ભાગમાં દયારામ એટલા છે. આમાં દયારામ તો ગુજરાતના મહા કવિમાં ગણાય છે, પરંતુ તે પોતે એકલો હતો અને તેના પછી ગુજરાતના જીવનમાં એવા ફેરફાર થઇ ગયા કે તેની અસર ગુજરાતના લેખકો અને વાંચકોમાં એટલી બધી ઉંડી ન થઈ કે તેને યુગસ્થાપક કહી શકાય. તોપણ તેનું કવિત્વ અને તેનું લખાણ એટલા મહત્વનાં છે કે તેને વિષે તો આપણે વધારે વિગત આપવીજ પડશે તેની પહેલાં થઈ ગયેલા લેખકોમાં વલ્લભ ભાટ મેવાડો, એ ભક્તિનું તદ્દન જૂદું લક્ષ્ય ગુજરાત આગળ ખડું કરનારો હતો. માતાની પૂજા ગુજરાતમાં ક્યારથી દાખલ થઈ અને કેવી રીતે પ્રચાર પામી એ

**વલ્લભ ભાટ મેવાડો.**

ઇતિહાસ ખરેખર રસભર્યો અને લાભકારકજ થઈ પડે તેવો છે. પરંતુ તે દિશામાં કાંઈ પ્રયાસ થયા હોય એમ હજુ સુધી જાણવામાં નથી. એટલું માત્ર જોઇ શકીએ છીએ કે આ યુગમાં વલ્લભભાટ મેવાડો અને પાછળથી રણછોડજી દિવાન એ બે સારા માતાભક્ત હતા. પ્રેમાનંદે દેવીચરિત્ર લખ્યું છે અને બીજાએ પણ પુરાણનાં ભાષાંતર કરતાં તે વિષયને વિસારી દીધો નથી; પરંતુ વલ્લભ ભાટ મેવાડાએ જે રીતે અને જે ભક્તિથી માતાના ગરબા ગાયા છે તેવું તો તે પહેલાં બીજા કોઇએ કર્યું હોય એમ જાણવામાં નથી.

વલ્લભ લખાણ

મેવાડાએ ગરબાઓ લખ્યા છે અને તે પણ સાહિત્ય ઇતિહાસમાં નોંધ પામે તેવા પહેલા તેનાજ છે. પહેલાં ગરબાઓ નહિં લખાતા હોય એમ તો માની શકાય નહિં, પરંતુ વલ્લભની પહેલાંના કોઇના જળવાઇ રહ્યા નથી. જેમ પ્રેમાનંદનાં આખ્યાનો વિષે થયું છે તેમજ ગરબાઓ વિષે થયું હોય એ સ્વાભાવિક છે. બહુ પ્રિય બની જાય તેવાં લખાણો મળી આવતાં તે પહેલાંનાં લખાણો વિસરાઈ જાય, તેથી તે યાદ રાખવા કોઈ તસ્દી ન જ લે. ગરબાઓ માટે પણ તેમજ બનેલું હશે એમ સમજી શકાય છે.

દેશીઓ અને ચોપાઈ દોહરા કરતાં ગરબાનો પ્રવાહ જૂદીજ પ્રતિનો છે; તેમાં તાલની દેખીતી રીતે બહાર તરી આવતી જરૂરીયાત લખાણને અમુક જાતનું જોમ આપે છે, બદ્ધ સ્વરૂપ આપે છે, સચોટતા વધારે છે, અસર કરવામાં બહુ મદદરૂપ બને છે—અર્થ ન સમજાય તોપણ તાલનો અને ગીતનો લય એવો મોહક બની રહે છે કે શ્રોતાઓ તે પ્રવાહમાં તણાયાજ જાય છે.

વલ્લભે માતાજીની પૂજાના ગરબા ઉપરાંત બીજા પણ ગરબા લખ્યા છે, પણ તેને સીધી કે આડી રીતે માતૃપૂજા સાથે કાંઇ કાંઈ સંબંધ રખાવ્યો છે ખરો. ધાર્મિક બદી અને ધર્મ

લગતા રીત રિવાજો વિષે અખાએ પુષ્કળ લખ્યું છે; અને તે વિષે લખતાં લખતાં સાંસારિક દૃષ્ટાન્તો ઘણાં અને બંધ બેસતાં આપેલાં છે; પરંતુ સાંસારિક રીત રિવાજની ટીકા પહેલ વહેલી તો વલ્લભ મેવાડાએજ કરેલી જણાય છે. કજોડાનો ગરબો અને કળિકાળનો ગરબો એ તે જાતના ગરબાના નમુના છે. વ્રજ વિયોગનો, સતભામાના રૂસણાનો, અને આંખ મિચામણીનો એ ત્રણ ગરબા સીધી રીતે માતાની સાથે સંબંધ ધરાવતા ન કહેવાય; વળી અંબાજીના મહિના એ દેખીતી રીતેજ મહિનાના લખાણોના અનુકરણમાંજ લખાયેલ છે. શણગારના ગરબામાં માતાના વર્ણનમાં જે વિષે મૂકભાવ યોગ્ય ગણાય તે વિષે કાંઇક સૂચક વિગત વાંચીએ ત્યારે અરૂચિ જેવી લાગણી થયા વિના રહેતી નથી; પરંતુ એકંદરે વલ્લભ મેવાડાનું લખાણ જોરદાર સ્પષ્ટ શબ્દોમાં, જોમવાળું, અસરકારક અને લાગણીઓને હલાવે તેવું છે. મહા કાળીનો ગરબો, સતભામાના રૂસણાનો ગરબો અને કજોડાનો તથા કળી કાળનો ગરબો યોગ્ય રીતેજ લોકપ્રિયતા મેળવી રહ્યા છે.

જીવન

વલ્લભ મેવાડાના જીવન વિષે કાંઇ ખાસ શોધ થઈ હોય એમ જણાતું નથી. ધનુષધારીના ગરબામાં સંવત ૧૭૯૨ની સાલ રચ્યાસાલ તરીકે આપી છે તેથી તેના સમય વિષે લગભગ નક્કીપણે અટકળ કરી શકાય તેવું છે. તે મૂળ અમદાવાદનો વતની હતો, પણ ચુંવાલમાં રહેતો અને બહુચરા માતાનો ખાસ ભક્ત હતો.

રત્નો.

ખેડાનો ભાવસાર રત્નો અભણ વર્ગમાંનો હોવા છતાં મહિનાઓ એવી સુંદર રીતે લખી શકયો છે કે નિશાળે બેસી ભણેલાનેજ ભણેલા કહેવાનો રિવાજ યોગ્ય નથી—જૂના વખત માટે તો યોગ્ય ન હોતોજ—એમ માનવું પડે છે. ગામડાઓમાં પણ કથા વાર્તા અને આખ્યાનોના શ્રવણથી લોકોની બુદ્ધિને સારી કેળવણી મળતી અને પ્રભુ

દત્ત શક્તિ વિકાસ મેળવી શકતી એવું ઘણા ઘણા લેખકોના જીવન પરથી આપણે સ્વીકારવું પડે છે. રત્નો એક સાધારણ ભાવસાર હતો, પણ તેણે તેના મહિનામાં વિરહથી પ્રેમી હૃદયમાં ખળીભળી રહેતી કોમળ લાગણી એવા ચાતુર્યથી અને સ્વાભાવિકપણાથી વર્ણવી છે કે તેની સહૃદયતાને માટે આપણને માન ઉપજ્યા વગર રહેતું નથી. જૂદી જૂદી ઋતુનું વર્ણન ટુંકામાં પણ એવી સફળ [illegible]ી કર્યું છે કે ઝીણી દૃષ્ટિથી કુદરત દર્શન કરવામાં તે કેવો વિજયી થયો છે એ જાણી આપણે અજબ થઇએ છીએ. વિષય ગોપી વિરહનો હોઈ ચવાઇ ગયેલોજ કહેવાય, અને તેથી સ્વાભાવિક છે કે વિષયની નવીનતાનો મોહ ન રહે, તોપણ એકંદરે રત્નાના મહિના વાજબી રીતેજ સારો સ્વીકાર પામ્યા છે. સંવત ૧૯૭૫માં રચ્યા છે એમ તેણે પોતેજ અંતના ભાગમાં કહ્યું છે.

**જીવરામ ભટ્ટ.**

પ્રેમાનંદના વિવેક વણઝારાના અનુકરણ તરીકે લખાયેલી જીવરાજ શેઠની મુસાફરી લખનાર જીવરામ ભટ્ટ પણ આજ અરસામાં થઇ ગયો છે. તેની મુસાફરી રૂપક દ્વારા સારો બોધ આપે છે અને સફળ રીતે લખાઇ છે. તે સંવત ૧૮૦૦ માં લખાયેલી છે.

**ગોવિન્દરામ**

વલ્લભ ભાટની પેઠે કળી કાળની દુષ્ટતાનું વર્ણન કરનાર ગોવિન્દરામ કરીને થઇ ગયો છે, તેણે 'કળજુગના ધર્મ' કરીને જે ભવિષ્ય દર્શન રૂપે વર્ણન કર્યું છે, અને દુષ્ટ રિવાજોનું વર્ણન કર્યું છે તે વલ્લભ ભાટ કરતાં વધારે આગળ જનારૂં અને અસરકારક છે. તેણે તે વર્ણન સંવત ૧૮૩૭માં રચેલું છે એમ તે લખાણના છેવટના ભાગ પરથી જાણી શકાય છે તેણે બીજી સંસારી બાબતો વિષે પણ લખાણ કર્યું છે; સંસારમાં સફળ થવા ઈચ્છનારને માટે ઉપદેશ આપ્યો છે. કોઇ કોઇ જાણીતા ભક્તના જીવન સંબંધે પણ તેણે લીટીઓ લખી છે. નરસિંહ મહેતા વિષે અને ખાસ જાણવા જેવું તેણે

અલીખા પઠાણ નામના એક હિન્દુ દેવના અનન્ય ભકત મુસલમાન વિષે લખ્યું છે. તેની 'હુક્કા'.ની નાની સરખી કવિતા સંસારી બાબતોમાં લેખકો કેવો પ્રવેશ કરવા લાગ્યા હતા તે બતાવી આપે છે.

કાળીદાસ

આખ્યાનકાર તરીકે આ સમયમાં વસાવડનો કાળિદાસ જાણીતો થયો છે. તેનું ધ્રુવાખ્યાન બહુ પ્રિય થઇ રહ્યું છે અને પ્રહ્લાદાખ્યાન પણ સારી રીતે વંચાય સંભળાય છે. તે સંવત ૧૮૧૭માં રચાયેલું છે એમ કવિના પોતાના લખાણથી જાણી શકાય છે.

નરભેરામ

નરભેરામ 'નાણું નાપે નરભો રે' એ પદથી ગુજરાતમાં સારી ખ્યાતિ મેળવી ગયો છે. પદમાં કાંઇ ઉંચા ગુણો હોય તેવું નથી. જે પ્રસંગે તે પદ લખાયું છે તે પ્રસંગજ લોકપ્રિયતાનું કારણ બની રહ્યો છે. તેણે કેટલા પ્રાસ્તાવિક છપ્પા લખ્યા છે, પણ તેમાં સારૂં અને 'અ–સારૂં' એવું બધું લખાણ માલમ પડે છે. પરંતુ

'નથી નીપજતો પ્રેમ વાડીમાં પાણી પાતાં,
નથી નીપજતો પ્રેમ તેલ ચોળ્યાથી તાતાં;
નથી મળતો કાંઈ પ્રેમ ગાંધી દોશીને હાટે,
નથી મળતો કાંઇ પ્રેમ ખોળતાં વાટે ઘાટે'

વાળો છપ્પો એક સનાતન સત્ય બહુ અસરકારક રીતે કહે છે અને વાજબી રીતજ નરભેરામનું નામ અમર કરે છે.

પ્રીતમદાસ

ગુરૂ મહિમાવાળા પ્રીતમદાસે જ્ઞાન માસ સંવત ૧૮૩૮ માં રચ્યા છે એમ તે કહે છે. તેનાં વૈરાગ્યનાં અને જગતનું મિથ્યાત્વ સિદ્ધ કરવા માટે લખાએલાં બોધનાં લખાણ સારાં છે. પોતે કૃષ્ણ ભક્ત હોવાથી શૃંગારનાં પદો પણ તેણે લખેલાં છે. જાતે ભાટ હતો અને તેથી જેમ કાંઇ ખાસ ભણેલો હોવાનો સંભવ ન હોતો તેમ કુટુંબ પરંપરના

કાંઈક લાભ મળ્યા હોય એમ કહી શકાય. પોતાના ગુરૂ ગોવિંદરામ પાસેથી તેણે ઘણું શ્રવણ કર્યું હશે એમ તેનાં લખાણની સ્વાભાવિક સચોટતાથી તથા માર્મિક બોધથી આપણે જાણી શકીએ છીએ. ‘હરિભજન થકી છોટા હોય તે સૌથી મોટા થાય,’ ‘હરિનો માર્ગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને’ અને એવાં એવાં તેનાં બીજા કેટલાંક પદો બહુ પ્રચલિત અને પ્રિય થઈ પડયાં છે તે તેના લખાણની સફળતા સિદ્ધ કરે છે.

---

## પ્રકરણ ૮

### મંદયુગ-ચાલુ (ધીરો,-ભોજો વગેરે)

કવિઓને ભક્ત કહેવા એ તો જૂના વખતના સાહિત્યમાં સામાન્ય પ્રથા જેવું લાગે છે. અલબત બધા કવિઓ તે ઉપનામ મેળવવા ભાગ્યશાળી થઈ શકતા નથી; પ્રેમાનંદ કે શામળને ભક્ત કોઇએ કહેલ નથી. પરંતુ જે કવિઓએ પોતાના જીવનને ભક્તિ પરાયણ બનાવી દીધું છે, જેમણે સંસારની અસારતાનો પ્રત્યક્ષ અનુભવ કરીને પ્રભુ ભક્તિએ આ અસાર સંસારમાં એકજ સાર રૂપ પદાર્થ છે એમ માન્યું છે, જેમણે લોકોને પ્રભુ ભક્તિ તરફ દોરવા દુનિયાની દુષ્ટતા દાખવી છે, જેમણે લોકોની જંજાળ ગુલામી જોઇ લોકોને તેમાંથી છોડાવવા ખરો જ્ઞાન માર્ગ બતાવ્યો છે, જેમણે ખરી રીતેજ પરમાર્થમય જીવન ગાળી પ્રભુ ભક્તિમાં તલ્લીનતા મેળવી છે, તેવાનેજ ભક્ત નામ આપવામાં આવ્યું છે. નરસિંહ, મીરાં, અખો એ ભક્ત ગણાય છે. અખાએ ભક્તિ કરતાં જ્ઞાન અને સંસારના મોહ કલેશ બતાવવામાં વધારે પ્રવૃત્તિ કરી છે; તોપણ સંસારી બાબતોથી પર બની ખરૂં પરમય જીવન ગાળવાની તેની ઉત્કટ ઇચ્છાને લીધેજ તે ભક્ત ઉપનામ પામ્યો છે. ભક્તની ગણનામાં ધીરો અને ભોજો એ પણ સારૂં સ્થાન પામ્યા છે.

## ધીરો.

ધીરાએ યોગ–હઠયોગ અને રાજયોગ બંને–વિષે ઠીક માહીતી મેળવી હશે એમ તેના લખાણ પરથી જાણી શકાય છે. સ્વરૂપની કાફીઓમાં કાંઈક યોગ શાસ્ત્રની હકીકત આપવા ધાર્યું હોય એમ તે લખાણ પરથી માલુમ પડે છે; પરંતુ તેનો ખરો મદાર તો અખાની પેઠે જ્ઞાન પર હતો, અને અખાથી આગળ વધી શ્રદ્ધા પર હતો. 'જેને રામ રાખેરે' અને 'હોલો હોલી કહે છે રે' ના જેવી બીજી કાફીઓ તેની શ્રદ્ધાનું બળ બતાવી આપે છે. વળી, સંસારના કાવાદાવામાં રમી રહેનારા ને સરળતાથી સમજાવવા માટે 'થાણદાર થયારે,' અને 'ખબરદાર મનસુબાજી' ના જેવી કાફીઓથી તેની દુનિયાની સમજ અને સુધારા માટેની લાગણી જોઈ શકાય છે. તેની અવળ વાણી એ ધીરાનું એક ખાસ લક્ષણ છે. 'તરણા ઓથે ડુંગર રે ડુંગર કોઈ દેખે નહિં,' અને 'સંત મળે સાચારે અગમની તે ખબર કરે' વાળાં પદોમાં અસંભવિત વાતોનો ઉલ્લેખ કરી અવળી રીતથી જે ગૂઢ સમજ આપી છે તે જાતનું લખાણ ધીરા પહેલાં બીજા કોઇનું જાણુમાં નથી, અને પાછળથી થયેલાં અનુકરણમાં ધીરાની સ્વાભાવિકતા અને સચોટતા નથી. તેની પ્રશ્નોત્તર માલિકા શિષ્યના પૂછેલા પ્રશ્નોના બહુ સહેલી રીતે ઉત્તર આપે છે. પ્રશ્ન અને ઉત્તર સહેલા હોવા છતાં તે જાતના અભ્યાસ માટે શરૂઆત કરનારને સારી મદદ આપે તેવા છે.

ધીરાએ ભક્ત તરીકે જ્ઞાન આપ્યું છે; સંસારની દુષ્ટતામાંથી બચવા બોધ આપ્યો છે; શ્રદ્ધાની જરૂરીઆત જણાવી છે; અને શુદ્ધ ભક્તિનાં પણ પદો ગાયાં છે. તેની ભાષા સીધી અને સરળ છે; તેના વિચારો સહેલી રીતે મૂકાએલા, પણ ગંભીર, મનને જાગ્રત કરનારા છે; તેનું લખાણ રૂડું, સુગમ્ય અને ઠાવકું હોવા સાથે સુવાચ્ય અને આકર્ષક છે. કોઈ કોઈ વખત એકજ ધાટીના પ્રવાહથી કર્ણ

માધુર્યના રણુકારમાં ક્ષતિ થવા જેવું લાગે છે, તો પણ તેનાં બધાંજ લખાણ સાદ્યંત વાંચવાનો મોહ રહે તેવાં તો છે જ. ખાસ કરી તેની 'કાફીઓ'ની ધૂન આખા ગુજરાતના કાનમાં ઘુમી રહી છે એની તો કોણ ના કહી શકશે? નરસિંહનાં પ્રભાતિયાં, શામળના છપ્પા, વલ્લભના ગરબા, તેમજ ધીરાની કાફી અને ભોજાના ચાબખા એ ગુજરાતમાં જણે જણની જાણમાં હોય તેવાં સર્વમાન્ય લખાણો છે.

ધીરો વડોદરા તાબે સાવલીનો રહેવાશી હતો, જ્ઞાતિએ ભાટ હતો અને સંવત ૧૮૮૦–૯૦ માં હયાત હતો. તે કાંઇ ખાસ ભણેલ ન હતો, પણ ગુરૂ પાસેથી સારૂં જ્ઞાન પામ્યો હતો એમ તેના લખાણ પરથી માનવું જોઈએ. તેની ખ્યાતિ એવી પ્રસરી હતી કે તે પોતાની પાસે બીજા શિષ્યોને આકર્ષી શક્યો હતો. નિરાંત ભક્ત અને બાપુ સાહેબ ગાયકવાડ એ બે તેને માન અપાવે તેવા શિષ્યો હતા. બાપુ સાહેબ તો મરાઠા હોવા છતાં શુદ્ધ ગુજરાતીમાં લખી શક્યો છે.

જીવન

### ભોજો.

ભોજો ભકત કણબી હતો અને તેથી અક્ષરજ્ઞાન તો તેનું ઘણું થોડુંજ હોય એ દેખીતુંજ છે; પરંતુ સંસારજ્ઞાન તેનું સારૂં હતું. યોગ વિષે અને વેદાન્ત વિષે તેણે સારૂં શ્રવણ કર્યું હશે; તેનાં લખાણમાં લાંબુ અને ગ્રંથ બદ્ધ લગભગ કાંઇજ નથી. માત્ર સેલૈયા આખ્યાન એ એકજ અપવાદ રૂપ છે. પરંતુ છુટક પદો અને ચાબખાઓ બહુ અસરકારક રીતે લખેલાં છે. દુનિયાના દુષ્ટ રિવાજો, ઢોંગ કરનારા વેરાગીઓ, જગતમાં ખોટી રીતથી ચાલતા છતાં સારા માણસનો ડોળ ઘાલનાર લેભાગુઓ અને સત્યજ્ઞાન માટે જરાપણ વિચાર નહિં કરનારા મૂર્ખ લોકો ભોજાને મન એવા ગુન્હેગાર હતા કે તેમને ઠેકાણે લાવવા માટે "ચાબખાની" સજા વિના બીજો એકે ઉપાય ન હોતો. એવા વિચારથીજ તેણે જૂદા જૂદા પ્રસંગને લઇ સખતાઈથી અને કડકાઇથી ચાબખાઓનું લખાણ કર્યું. ચાબખા કડક

અને ચામડીને ચીરી નાખે તેવાજ છે. ભોજાની ગામડિયાની ભાષા ચાબખાના સ્વરૂપને કડક બનાવવામાં વધારે અનુકૂળતા કરી આપે તેવી છે, અને પ્રચલિત અનર્થોને તોડી ફાડીને સ્પષ્ટ શબ્દોમાં અને લાગી આવે તેવી ખુલાવટથી ઉઘાડા પાડતો હોવાથી તે ચાબખાઓની સત્યતા સામે ચું કે ચાં કરવાની કોઈની પણ દેન રહેતી નથી.

### જીવન

ભોજા ભક્તના જીવન સંબંધે, બીજા બધા ભક્તો અને લેખકો માટે આધાર રાખવો પડે છે તેમ, દંતકથા પરજ આધાર રાખવાનો છે. તેના જન્મ સ્થાન તથા નિવાસ સ્થાન માટે શંકા રાખવા જેવું તો કશુંજ જણાતું નથી. એકાદ બે શબ્દ પ્રયોગથી તર્ક ઉઠાવવા એ બહુ વાસ્તવિક ન ગણાય. તે કાઠીઆવાડમાં જન્મ્યો હતો, અને અમરેલી પાસે ફત્તેપુરમાં અને પછીથી વીરપુરમાં રહેલો હશે એમ લાગે છે. તે જાતે કણુબી હતો, અને કાઠીયાવાડમાંના કણુબીઓનું મૂળ સ્થાન ગુજરાત હોવાથી કણુબીનાં કુટુંબોમાંથી ઘણાને ગુજરાતના પોતાના મૂળ [illegible] પરથી અટક મળેલી છે; પરંતુ તેવા ગુજરાતી નામથી તે કુટુંબોનો ગુજરાત સાથે સંબંધ ચાલુજ [illegible] જોઈએ એમ માનવું એ જરૂરી નથી. [illegible] રહી જાય છે અને ઘણા જમાનાઓ સુધીજ ચાલુ રહે છે. [illegible]ની અટક તેજ પ્રમાણે તેને [illegible] છે એમાં કાંઈ [illegible] જેવું નથી. ભોજા નામ[illegible] ભક્ત પણ થયા હોય અને તે ગુજરાત તળપદમાં થયા હોય એ બનવા જોગ છે. ચંદ્રહાસ આખ્યાન [illegible]નાર ભોજો તે આ ચાબખાવાળો ભોજો તો નથીજ લાગતો, એટલે બીજો એક ભોજો થઇ ગયો છે એ તો દેખીતું છે. ચાબખાવાળો ભોજો તો તેના જીવનની દંતકથા, તેનાં રહેવાનાં ઠેકાણાંની વાતો, અને તેની ભાષા એ બધા [illegible] માની [illegible] શકાય છે કે કાઠીયાવાડમાં જન્મ્યો હતો અને ત્યાંજ તેણે પોતાનું જીવન સમાપ્ત કર્યું હતું. તેનું અવસાન વીરપુરમાં

થયાનું મનાય છે. ભોજાના શિષ્યોમાંના એક શિષ્ય જલા ભકતની ગાદી વીરપુરમાં હજી છે અને ભોજો ભક્ત વીરપુરમાં આવ્યા, રહ્યા, અને અવસાન પામ્યાનું તે ગાદી પતિના કહેવાથી જાણવામાં આવેલું છે. ખાસ વિગત તો કાંઈ મળી શકતી નથી એ દીલગીર થવા જેવું છે.

સમય ભોજા ભકતનો જન્મ સંવત ૧૮૪૧ માં મનાય છે, અને મૃત્યુ સંવત ૧૯૦૮ માં થયું કહેવાય છે.

## ગિરધર.

ગિરધર

ધીરા અને ભોજા એ બે ભક્ત ઉપરાંત આ મંદ યુગમાં પણ નાના મોટા લખનારાઓ ઘણા થયા છે. તેમાં ખાસ નોંધ લેવા જેવા પણ બે ત્રણ તો છે. રામાયણવાળો ગિરધર રામ ભક્તોનેજ પરિચિત છે એટલુંજ નહિં, પણ તેનું રામાયણનું લખાણ એવું સરળ અને લોકોનો મોહ સાંકળી રાખે એવું છે કે ગિરધર રામાયણ આખા ગુજરાતમાં ઠેક ઠેકાણે વંચાતું માલુમ પડે છે. તેનું બીજું પુસ્તક કૃષ્ણ ચરિત્ર પણ રસભરી રીતે લખાયેલું છે, પરંતુ શ્રી કૃષ્ણનાં ચરિત્ર તો અનેક હાથે લખાયેલાં હોવાથી, પ્રેમાનંદ ભાલણના જેવા સમર્થ લેખકોને હાથે લખાયેલાં ચરિત્ર મોજુદ હોવાથી, તે બહુ પ્રચાર કે સ્વીકાર પામી શક્યું નથી.

રણછોડજી દિવાન

જેની નોંધ લેવી ઘટે એવો બીજો લેખક રણછોડજી દિવાન છે. તેના ચણ્ડી પાઠના ગરબાએ વલ્લભ મેવાડાના ગરબા પછી સારૂં સ્થાન મેળવ્યું છે. આખી સપ્તશતીનું ગરબામાં ભાષાંતર કરેલું હોવાથી વલ્લભના ગરબા કરતાં પણ રણછોડજી દિવાનના ગરબા વધારે પ્રચલિત થયા છે. રણછોડજી કવિ કે લેખકનાં કરતાં વધારે માન તો એક રાજદ્વારી પુરૂષ તરીકે મેળવી ગયો છે. એક વખત એવો હતો કે જ્યારે આખા કાઠીયાવાડમાં રણછોડજી

દિવાનની હાક વાગતી અને આખા કાઠિયાવાડનો તેણે લગભગ દિગ્ વિજય કરેલો હતો. તે સમયમાં રાજ્યતંત્ર ચલાવવામાં લડાયક જુસ્સો અને ક્ષત્રિયવટ બહુ જરૂરનાં હતાં અને રણછોડજી દિવાન તે બાબતમાં પણ કોઈને નમ્યું આપે તેવો નહતો. ધીંગાણામાં માણસોનો સંહાર કરતાં પાછું વાળી ન જોનાર, અને રાજ્યતંત્ર ચલાવા યુંક્તિ પ્રયુક્તિથી અનેક કાવાદાવા કરવામાં જરા સરખી પણ અરેરાટી નહિં કરનાર લડવૈયો અને રાજપુરૂષ જયારે ભક્તિ પરાયણ થતો ત્યારે તેનું ખોળીયુંજ જાણે તે બદલી દેતો હોય એવુંજ જણાય છે. ક્ષત્રિયવટમાં ઝુઝનારને કાળકા માતાનાં પરાક્રમોનું વીરરસભર્યું વર્ણન વધારે રૂચ્યું એ તો એકદમજ જોઇ શકાય તેવી વાત છે. પણ તે ઉપરાંત પણ રણછોડજી દિવાને શિવ માહાત્મ્ય અને શિવપૂજનનાં તથા ગુણ કીર્તનનાં પદો લખેલાં છે. તેણે હિન્દીનો સારો અભ્યાસ કરેલો હતો અને તે વખતની રાજભાષા ફારસી પણ તે સારી રીતે જાણતો હતો. ફારસીમાં તેણે લખેલી સોરઠી તવારીખ ઇતિહાસનાં પુસ્તકોમાં સારો સ્વીકાર પામેલી છે. તેનો અંગ્રેજીમાં પણ તરજુમો થયેલો છે.

જેનું લખાણ સારા પ્રમાણમાં અને જરા રસથી વાંચી શકાય તેવું હાથ લાગ્યું હોય તેવા બીજા લેખકોમાં મનોમનોહર સ્વામી હર સ્વામી જાણવા જેવો છે. તેણે વેદાન્તનાં અને સામાન્ય બોધનાં ઘણાં પદો લખેલાં છે. આ સમયમાં થયેલા બીજા લેખકો સ્વામી નારાયણ પંથના ખાસ નોંધ લેવા લાયક ગુણોવાળા થઈ ગયા છે. શ્રી સ્વામીનારાયણે વૈરાગ્ય અને ભક્તિ એ બંનેનો સારી રીતે પુનરૂદ્ધાર કર્યો એમ કહીએ તો ચાલે. વેદાન્તમાં જે ખોટો ઢોંગ અને માત્ર જીહ્વાજ્ઞાન દાખલ થઈ ગયેલાં હતાં, વૈરાગ્યમાં માત્ર બાહ્ય વેષ અને દાંભિક દેખાવ દાખલ થઇ ગયાં હતાં, ભક્તિમાં પણ વિષય મોહ અને અણુઘટતી અને બીનજરૂરી છૂટ દાખલ થઇ ગઈ હતી તે બધાંને સમજી, તે

બધાંને દૂર કરવાના ખરા ઈરાદાથી પ્રવૃત્તિમાન બની, માત્ર પ્રધ્વંસક નહિં, પણ માર્ગદર્શક નવીનતા ધારણ કરી, શ્રી સ્વામીનારાયણે આખા ગુજરાતપર ખરેખર મોટોજ ઉપકાર કર્યો છે, અને તે પંથના લેખકોએ પણ ભકિતને ખરા સ્વરૂપમાં રાખવાના, અને વૈરાગ્યની ખરી સમજ આપવાના પ્રશંસનીય પ્રયાસો કર્યા છે. તે પંથના લખનારાઓ ઘણા થયા છે; પણ તેમાંથી ખાસ નોંધ લેવા લાયક પ્રેમાનંદ સ્વામી, નિષ્કુળાનંદ, અને બ્રહ્માનંદ છે. ઉદ્ધવ ગીતાવાળા મુકતાનંદ, દેવાનંદ, મંજુકેશાનંદ વગેરે બીજા લેખકો પણ સારૂં લખી ગયા છે, પણ નિષ્કુળાનંદે જેવી રીતે વૈરાગ્યનો બોધ આપ્યો છે, અને જેવી સરસ રીતે તે હૃદયને અસર કરી શકે છે તેવો બોધ અને હૃદયને અસર કરવામાં તેવો વિજય બીજાએ ભાગ્યેજ મેળવેલો કહેવાશે, 'જનુની જીવોરે ગોપીચંદની' 'જંગલ વસાવ્યુંરે જોગિંયે,' 'અમેરે જડ ભરતી જોગિયા,' 'જોગી જીવોરે એરા જગતમાં' માં જે વૈરાગ્ય બોધ ગુજરાતીઓના કાનમાં કાયમનો રણુકાર જમાવી રહ્યો છે તે હૃદયમાં ઉતરી લોકોને યોગ્ય વખતે અસર કર્યા વિના રહે નહિં તેવા છે.

પ્રેમાનંદ સ્વામી

નિષ્કુળાનંદ

બ્રહ્માનંદ

પ્રેમાનંદ સ્વામી તેના ભક્તિભાવને લીધે પ્રેમસખી ઉપનામને પામેલો છે. તેણે સહજાનંદ સ્વામીના વિજોગનાં પદો લખ્યાં છે, અને શૃંગારનાં પણ ઘણાં પદો લખ્યાં છે. તેનો 'થાળ' ગુજરાતની સ્ત્રીઓમાંથી ઘણીને મોઢે હશે.

'આ તનરંગ પતંગ સરીખો જાતાં વાર ન લાગેજી'ના લખનાર બ્રહ્માનંદે બોધ અને શૃંગારનાં ઘણાં પદો લખ્યાં છે. તે અસરકારક દૃષ્ટાન્તો શોધવામાં અને લોકોને પોતાના બોધથી ઘટતી સમજુત આપવામાં સારી સફળતા મેળવી શકયો છે. તેનાં ઘણાં પદો એકત્ર કરી એક ગ્રંથરૂપે પ્રકટ કરવામાં આવ્યાં છે એ બતાવી આપે છે કે

તેના ભક્તો પણ ઘણા છે અને તેણે લોકપ્રિયતા પણ સારી મેળવી છે. મુક્તાનંદે ઉદ્ધવ ગીતા ઉપરાંત સતી ગીતા પણ લખી છે અને તેમાં સ્ત્રીઓ માટે ઘણો હિતાવહ બોધ સારા શબ્દોમાં આપેલો છે.

**અન્ય લેખકો.**

મંદ યુગના મોટા કવિ દયારામ વિષે કહેતા પહેલાં બીજા છુટક છુટક પદો કે કાવ્યોના લેખકો વિષે નોંધ લઈ લેવી એ વધારે ઠીક પડશે. તે તે લેખકો ક્યારે થયા હશે, અને તેમનાં સચવાઈ રહેલાં લખાણો ઉપરાંત બીજાં હશે કે કેમ એ વિષે કાંઇ ચોક્કસપણે કહી શકાય એમ નથી. પરંતુ જે જે કાવ્યો પ્રચલિત અને પ્રિય થયાં છે તે ગુજરાતી ભાષામાં કાયમ સ્થાન મેળવી શકે તેવી લાયકાતવાળાં છે એમ તો જોઇ શકાય છે. કદર કરવાની શક્તિ કાળમાં જેટલી છે તેટલી અમુક એક યુગના મનુષ્યોમાં ન હોઇ શકે. કાળના આટઆટલા ઘર્ષણ સામે જે ટકી રહેલ છે તેમાં કાંઇ સત્ત્વ તો હોવું જોઇએ. તેવી રીતે ટકી રહેલાં કાવ્યોમાંથી કેટલાંકની નોંધ કર્યા પછીજ દયારામનો ઉલ્લેખ કરી મંદયુગની સમાપ્તિએ પહોંચાશે.

આવા લેખકોમાં આખા ગુજરાતમાં લગભગ સર્વવ્યાપી જેવા થઇ રહેલા બે છે. 'ઓધવજી સંદેશો કહેજો શ્યામને' વાળાં પદોનો લખનાર રઘુનાથદાસ, અને સીતાજીના મહિનાનો લખનાર રામૈયો. આ બે ઢાળથી, તે ઢાળનાં નામથી કોઈ પણ સ્ત્રી અજાણી હોવાનો તો સંભવ જ નથી, પરંતુ ગુજરાતમાં કોઇ પુરૂષ પણ તેથી અજાણ્યો નહિ હોય. રઘુનાથદાસ કે રામૈયાને તે તે લોકપ્રિય ગરબીઓ લખનાર તરીકે ઘણાજ થોડા ઓળખતા હશે. પરંતુ તે તે ઢાળ અને ગીત તો ગુજરાતમાં એટલાં બધાં પરિચિત અને પ્રિય છે કે તેનાં નામથી વધારે લખવાની કાંઈ જરૂર રહેતી નથી. રામૈયાએ કાંઇ બીજું લખ્યું હોય એમ જાણવામાં નથી; પણ રઘુનાથદાસે તો તેજ ઢાળની પાંચ ગરબી લખી છે—જે બધીમાં

કોમળ ભાવના, સ્ત્રૈણ પોકાર, અને ખરા હૃદયની મર્મભેદી દલીલો બહુજ સરળતાથી આલેખવામાં આવી છે. 'સગપણ તો સોનું રે પીતળ પ્રીતડી' અને 'હરિ પાસે હતું તે અમને અર્પિયું, અમ પાસેથી ભરી પ્રેમની પોઠ જો; રઘુનાથના સ્વામીને કહેજો એટલું, હેત હતું તે આપ્યું હૈયાનું હોઠ જો' ના જેવી સરળ, મધુર, હૃદયની ઉંડી ગુહામાંથી સ્વાભાવિક રીતેજ વહી આવતી લાગણીઓનો પ્રવાહ પરિચિત અને પ્રિય બની રહે તેમાં નવાઇજ નથી.

આ ઉપરાંત 'તમને આરાધું અન્નદેવ' વાળો 'રણછોડ ભકત 'કુશી વાતનો ખરખરો મન નાણો' નો લખનાર ભૂખણ ભકત, 'બેડો બાઇ બૂડતો મારો રે અંબે આઈ પાર ઉતારો' ના લખનાર રાવો ભકત તથા 'શેઠ સગાળશા સાધુને સેવે વાણીઓ પાળે, વ્રત' નો રચનાર રતનદાસ: આ બધા-તે તે પદોથી સુપરિચિત છે. રણછોડ ભકત નામના બે ત્રણ લેખક થઇ ગયા જણાય છે; ભૂખણ ભકતે સામાન્ય બોધ અને પ્રભુ શ્રદ્ધાનાં બીજાં પદો લખેલાં છે, માત્ર રાવા ભકતનો અને રતનદાસનો તો એક એકજ લેખ જાણવામાં છે.

સત્યભામાનું રૂસણું, નાના સાત પદોમાં લખનાર એક ગોવિંદ નામનો લેખક પણ નોંધ લેવા લાયક છે. તે પ્રસંગ પર મીરાંબાઇએ અને વલ્લભ મેવાડાએ સારી ગરબીઓ લખી છે. પરંતુ તે બંને લખાણોની સાથે મુકાબલામાં સારી રીતે ટકી શકે એવું ગોવિંદનું પણ લખાણ છે. સાત નાનાં પદોમાં, સરલ અસ્ખલિત પ્રવાહમાં, સુંદર મધુરભાવનું કોમળ વાતાવરણ ફેલાવી દઇ, ગોવિંદે તે પ્રસંગ બહુ અસરકારક રીતે વર્ણવ્યો છે. તેનું 'હાર' નું બીજું તેવુંજ લખાણ જાણવામાં છે, અને તેમાં પણ હૃદયનો ભાવ, કોમળ લાગણીનો પ્રવાહ, અને સીધી સરળ શૈલી સફળ રીતે વ્યક્ત થયેલ જણાય છે.

રાસના-કૃષ્ણની રાસલીલાના-લેખક ઘણા થયા છે અને બધા-

માં શ્રેષ્ઠ તો નરસિંહ મહેતોજ છે. પરંતુ બીજા લેખકોમાં પણ રાજે ભક્તનો, અને મીઠા ભક્તનો રાસ આનંદ અને રસથી વાંચી શકાય તેવા છે. મીઠા ભક્તના રાસમાં પ્રારંભમાં મોરલીની અસર બહુ સફળ રીતે વર્ણવી છે; તેનો છેવટનો ભાગ કાંઇ અનૌચિત્ય ભર્યો લાગી આવે છે.

વલ્લભ મેવાડાએ અને ગોવિન્દરામે લખેલ છે તેજ પ્રમાણે કૃષ્ણરામે પણ કળિકાળનું વર્ણન કર્યું છે અને તે લખતાં તેણે પોતાનો રોષ સારા શબ્દોમાં બતાવી લોકોની દુષ્ટતાને સારો ઠોક માર્યો છે. કૃષ્ણરામે જ્ઞાન અને બોધનાં બીજા પણ ઘણાં પદો લખેલાં છે અને તે જાતનું વાંચન પસંદ કરનારને તે ગમી જાય તેવાં છે.

સ્ત્રી કવિઓમાં મીરાંબાઇએ જે નામના મેળવી છે તેની સાથે સરખાવી શકાય તેવી તો બીજી કોઇજ થઈ નથી. પાંચેક નામ આગળ કરવામાં આવે છે, પણ માત્ર સ્ત્રી હોવા માટેજ તેમને માન આપવાનું હોય તો તો ઠીક છે. બાકી સાહિત્ય ગૌરવની દૃષ્ટિએ માન પામે તેવી તો તેમાંથી કોઇજ નથી એમ કહેવું જોઇએ. વડોદરાની દિવાળીબાઈ રામ ભક્ત તરીકે અને સાદાં લખાણ માટે યાદ રખાય છે. કવિતાની ઐતિહાસિક નોંધમાં સ્થાન પામવા કાંઇક પણ લાયક ગણાય તેવી તો કૃષ્ણાબાઈ સીતાજીની કાંચળીવાળી છે. પુરીબાઈનું સીતા મંગળ સ્ત્રીઓમાં પ્રસંગે પ્રસંગે ગવાય છે ખરૂં, પણ કવિતા તરીકે તેમાં કાંઈ વિત્ત હોય એમ લાગતું નથી. ગવરીબાઈ કરીને બીજાં એક બાઇ થઈ ગયાં છે જેણે જ્ઞાનનાં પદો લખ્યાં છે. પાંચમું જાણીતું નામ રાધાબાઈનું છે, જેણે પોતે મરાઠા બાઇ હોવા છતાં વડોદરાના નિવાસને લીધે ગુજરાતીમાં લખ્યું છે. સાહિત્યની દૃષ્ટિએ તો તેમાં નોંધ લેવા જેવું કશું નથી. તેની મરાઠી-હિન્દી મિશ્રિત ગુજરાતી ભાષા જરા રમુજ આપે તેવી છે એટલુંજ તેને માટે કહેવા જેવું છે.

---

## પ્રકરણ ૯ મું.

### મંદ યુગ (ચાલુ) દયારામ.

**દયારામ.**

ગુજરાતી ભાષાના કવિ સપ્તકમાં ગણાય તેવો મંદયુગમાંનો મોટો કવિ દયારામ મંદયુગની મંદતાને હઠાવવા પ્રયત્ન કરી રહેલો માલમ પડે છે. દયારામની કવિતા ઘણી ખરી બધીજ 'દેવ' ને લગતી, અને ભક્તિનાજ ઉદ્દગાર કાઢનારી છે, છતાં દયાસમને ભક્તનું ઉપનામ મળેલું નથી. તેનું જીવન અખા, ધીરા, ભોજા વગેરેના કરતાં કદાચ વધારે ભકિતપરાયણ કહી શકાય; તેનાં લખાણોમાંનાં ઘણાખરાંનું મૂળ ભકિતમાંજ મળી આવશે; એક અથવા બીજી રીતે પ્રભુ અને પ્રભુના ભકતોનાંજ ગુણગાન અને યશ કીર્તન તેણે કરેલાં છે, છતાં પણ ગુજરાતના ભક્તોમાં દયારામની ગણતરી સર્વમાન્ય રીતે થતી કે થએલી જાણવામાં નથી. તેનાં કારણો સારી ચર્ચાને ઉપસ્થિત કરી શકે તેવાં હોવાં જોઈએ. દયારામ જો કે ભક્ત ઉપનામ પામેલો નથી તોપણ તે નરસિંહ મહેતાનો અવતાર હતો એમ તો લોકવાયકામાં કહેવાતું રહ્યું છે, અને દયારામની શૃંગાર અને પ્રેમની ગરબીઓ અને પદો વાંચતાં તેમાં નરસિંહના પ્રેમ અને શૃંગારનું પુનરૂજ્જીવન સાધારણ વાંચનાર પણ જોઈ શકે એવું છે.

દયારામ ભક્ત?

સાધારણ રીતે કાંઇક સ્થૂલ લાગે તેવું નરસિંહ મહેતાનું ભાવ અને શૃંગારનું લખાણ દયારામના લેખનમાં કાંઈક સૂક્ષ્મ સ્વરૂપ પામ્યું છે; છતાં પણ દયારામનું લખાણ સંસારી સ્વરૂપ વદનજ છોડી શક્યું નથી. દયારામનો પ્રેમ નરસિંહ મહેતાના પ્રેમ જેવોજ ગાઢ, એકલક્ષી, ત્યાગપ્રચુર અને કૃષ્ણકેન્દ્રિત હતો, છતાં નરસિંહનો પ્રેમ જાણે હૃદયમાંથી જન્મ પામેલો, બીજા કશાની દરકાર નહિ કરનારો, આત્મસંતોષમાંજ રમી રહેલો, અને આત્મસુખમાંજ વિરમી રહેલો હતો, જ્યારે દયારામનો પ્રેમ પ્રેમી

હૃદયના ખરા ઉદ્‌ગાર બહુજ સ્વાભાવિક રીતે કાઢનારો હોવા છતાં તે પ્રેમમાં દયારામના માનવજીવનના માનવઅંશો માલમ પડે છે અને તેની પ્રભુપરાયણતામાં પણ કેમ જાણે અમુક પ્રતિની અપૂર્ણતા માલમ પડતી હોય એવું વાંચનારને લાગી આવે છે. દયારામનું જીવન જાણનાર તે વિચારને પોતાના હૃદયમાંથી તદ્દન દૂર કરી શકતો નથી.

લખાણ

માનવ હૃદયના સૂક્ષ્મ ભાવોનાં જૂદાં જૂદાં ઝીણાં ઝીણાં સ્વરૂપનાં વિવિધ ચિત્રો ખડાં કરવામાં દયારામ જે લી સફળતા બીજો લખનાર હજુ સુધી તો કોઇજ મેળવી શકયો કહેવાય એમ નથી. નરસિંહ અને મીરાંએ કૃષ્ણ ભકિત, કૃષ્ણ વિરહ અને કૃષ્ણ સંયોગનાં ગાણાંઓ ગાયાં છે, પરંતુ તે બંને ભકતોનાં હૃદયો સંસારી જીવનથી વિરક્ત હતાં અને તેથી સંસારી હૃદયનો તનમનાટ અને તાલાવેલી, સંસારી હર્ષશોકના માનુષી ઉદ્‌ગાર, અને સંસારી જીવનથી મનુષ્ય હૃદયમાં દાખલ થતા ભાવો તથા સંસારી જીવનથી મનુષ્યને મળતા વિવિધ અનુભવો એ જેવી રીતે એક સંસારી માનવ લખી શકે તેવી રીતે નરસિંહ મહેતાનું કે મીરાંબાઇનું હૃદય લખી શકે નહિં એ તો દેખીતુંજ છે. તેઓ તો એકજ વિચારથી સભર ભરેલાં હતાં અને તેમાં મસ્ત અને નિમગ્ન હતાં. બીજી બધીજ બાબતથી અત્યંત વિરકત હતાં. તેમનું વૈવિધ્ય ઓછું હતું, પણ તેમનું ઊંડાણ અગાધ હતું. દયારામની કૃષ્ણ ભક્તિ અને પ્રેમ તથા વિરહ સંયોગનાં ગાણાંઓ એક સંસારી હૃદયના ઉદ્‌ગાર હતા. તે પ્રેમી હતો, પણ તેનો પ્રેમ સંસારીનો હતો; તે વિરકત હતો, પણ તેના વૈરાગ્યને મર્યાદાઓ હતી અને તેના વૈરાગ્યમાં સંસારી ભોગ વિલાસની લાલસાઓ પ્રકટપણે તરી આવતી દેખાતી હતી. આવું હોવાથી દયારામને ભક્તનું ઉપનામ ન મળ્યું એમાં બહુ વિચારવા જેવું કહેતું નથી. છતાં પણ દયારામનું જીવન

ભક્તિપરાયણ હતું એમ તેના જીવનની હકીકત પરથી સિદ્ધ છે. તેનાં લખાણો પણ બતાવી આપે છે કે તેણે મનુષ્યને ઉદ્દેશીને, કાવ્યકૃતિ કરવાના હેતુથી, કે બીજા કોઈ સંસારી કારણોથી પોતાની પ્રવૃત્તિ કરી નથી. તેની સઘળી કાવ્યકૃતિ પ્રભુને ઉદ્દેશીને કે ભક્તિથી પ્રેરાઈનેજ થયેલી છે. તેના લખાણમાં માનવ હૃદયની લાગણીઓ એવી ઝીણવટથી અને એવી અસરકારક રીતે આલેખાઇ છે કે વાંચનારના હૃદય પર તે અચૂક અને સફળ છાપ પાડી રહે છે સંગીતનો સુયોગ તેનાં સઘળાં સુંદર પદોને ખરેખર બહુ સરસ રીતે શ્રવણપ્રિય બનાવે છે, પરંતુ ગાનના નિઃશબ્દ આલાપથી સંગીતની જે મજા અનુભવાય તેના કરતાં દયારામનાં ગીતોની મજામાં વિષય મોહથી, શબ્દ પસંદગીથી, ભાવનર્તનથી, અને અર્થ સૌલભ્યવાળી ભાષાથી અતિ ઘણો ઉમેરો થાય છે. તેનાં જૂદાં જૂદાં 'મીઠાં' અને જૂદી જૂદી લાવણીઓ લાગણીઓની કોમળતાને એવી અનુકૂળરીતે હલાવી રહે છે કે શ્રોતાનાં હૃદયો તેના ગાનની સાથે નાચી રહે છે, તેનાં ચિત્રાલેખનથી જાણે ચિત્રિતજ બની રહે છે, તેના વાતાવરણમાં જાણે મોહમુગ્ધ બની જાય છે. 'ચાલ વહેલી અલબેલી પ્યારી રાધે,' 'માનીતી તું મોહન તણી એ વાંસલડી' 'વાગે વૃંદાવનમાં વાંસળી' રાસલીલાના એક પ્રસંગનું વર્ણન કરનારી પેલી શબ્દ ચિત્રની સફળ ગરબી 'ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ,' 'કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે' અને એવી અનેક કૃતિથી દયારામે ગુજરાતનાં હૃદયને વાસ્તવિક રીતેજ પોતાને વશ કરી લીધું છે.

વળી, તેની 'પ્રેમ પરીક્ષા,' તેનાં 'પ્રકટ મળે સુખ થાય,' 'મોહોટાનું વચન સુખધામ' 'હરિ જેવો તેવો હું દાસ તમારો,' 'ચિત્ત તું શીદને ચિંતા કરે' 'નિશ્રેના મહેલમાં વસે મારો વ્હાલમો' વગેરે પદો સંસારીને ઘટતો બોધ, સંસારી હૃદય એકદમજ સ્વીકારી શકે તેવો દોષસ્વીકાર, હૃદયને બળ આપે અને

જીવનને જેબ આપે તેવું તે તે પદોમાંનું સફળ લખાણ, અને એ બધા સાથે તેની મિષ્ટ, કોમળ, અને કમનીય ભાષા એ બધાં એવાં તો સુપરિચિત અને સર્વસ્વીકૃત છે કે તેનો આટલો ઉલ્લેખજ આવી પોથીને માટે પૂરતો ગણાશે.

નરસિંહનાં પ્રભાતિયાં અને શામળના છપ્પા જેમ સારો સત્કાર પામી રહ્યા છે તેમજ દયારામની લાવણીઓ અને ગરબીઓ ગુજરાત સમસ્તમાં સહેલાઈથી અને સ્વીકાર મેળવી શકી છે. ઉપર ગણાવ્યાં છે તે ઉપરાંત ઘણાં પદો, લાવણીઓ, ગરબીઓ, ગુજરાતના સાહિત્ય રાજ્યમાં ચલણી સિક્કા તરીકે પ્રસરી રહ્યા છે. 'જે કોઇ પ્રેમ અંશ અવતરે' 'મીરાં ચરિત્ર,' 'પ્રેમની પીડા તે તે કોને કહીયે,' 'પ્રીતડીની રીત અતિ અટપટી,' 'શ્યામ રંગ સમીપે ન જાઉં,' 'શિખ સાસુજી દે છે રે,' 'હું શું જાણું વ્હાલે મુજમાં શું દીઠું,' 'ઉભા રહો તો કહું વાતડી બિહારીલાલ,' 'હરિને ભજતાં રે વારે તેને તજીએરે,' 'શું જાણે વ્યાકરણી,' 'માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે' એ દયારામની સારી રીતે માન પામેલી બીજી કૃતિમાંની થોડીક છે.

દયારામ પ્રેમભકિતનો મોટો પ્રશંસક હતો અને તેણે પોતાના જીવનને પ્રેમભકિતમય બનાવી દીધું હતું, એટલુંજ નહિ, પણ તે પ્રેમભકિતના પુષ્ટિ માર્ગના શાસ્ત્રનો અને તેના ફીલસુફીનો સારો અભ્યાસી અને સારો વિવેચક અને વિવરણકાર હતો. 'રસિક વલ્લભ' તથા પુષ્ટિ રહસ્ય વિષેનું લખાણ એક ઉંડો અભ્યાસીજ કરી શકે તેવું છે દયારામનો લેખ પ્રવાહ માત્ર ગરબીઓ અને લાવણીઓમાંજ અક્ષય સ્વરૂપને પામ્યો છે એવું નથી; તેનાં લોક પ્રચલિત સાધારણ પ્રતિનાં લખાણ સાથે વિદ્વદ્ભોગ્ય અને તત્ત્વચિંતનપૂર્ણ લખાણ તેની બુદ્ધિની અને તેના વાંચન અને અભ્યાસની ઉંચી કોટિ બતાવી આપે છે.

અભ્યાસ અને દેશાટન એ બંનેથી દયારામનું જ્ઞાન બહુ વિશાળ થઇ શક્યું હતું. અભ્યાસમાં સંસ્કૃત અને હિન્દી એ બે

ભાષા તો સારૂં સ્થાન પામેલી હશે એમ ખાતરીથી કહી શકાય છે. હિન્દીમાં તો તેણે પુષ્કળ લખાણુ પણ કર્યું છે, અને તેના સત સૈયા હિન્દી ભાષાના લખાણુમાં ઘણું સારૂં સ્થાન મેળવી ચૂકયા છે. ગુજરાતી ભાષાનું તેનું શ્રવણુ અને તેનો અભ્યાસ ઘણી ઉંચી પ્રતિનાં હશે એમ તેના શિષ્ટ અને સંસ્કારી ગુજરાતીથી જાણી શકાય છે. દયારામની પહેલાં થઈ ગએલા ગુજરાતી લેખકોની સારામાં સારી કૃતિઓની પિછાન તો દયારામને હતીજ એમ તેના લખાણુના વિષયો અને ભાષાની સરણી ઉપરથી કહી શકાય છે. આ ઉપરાંત દયારામની ભાષામાં અને તેનાં લખાણુના વિષયોમાં એક એવી અજબ જાતની નવીનતા માલમ પડે છે કે કેમ જાણે ગુજરાતી ભાષામાં થવાની ભાવી સંસ્કારની તેથી આગાહી મળતી હોય તેવું લાગી આવે છે. નાની જીવન કથાઓ, જીવનની લાગણીને ઉશ્કેરનાર અને હૃદયને પીગળાવનાર છુટક છુટક પ્રસંગો, લખતી વખતે તન્મય બની જઈ માત્ર પોતાની વૃત્તિમાંજ નિમગ્ન બની, સ્વસંતોષાથે જ લખવાની દરકાર, અને સમાન ગુણીનેજ પોતાના પ્રવાહમાં આકર્ષવાનું નિમંત્રણ: આ અને આવાં લક્ષણો જે ગુજરાતી ભાષાના લેખકોમાં પ્રકટ સ્વરૂપે દાખલ થવાનાં હતાં,–વર્તમાન યુગમાં જે દાખલ થઇ ચૂકયાં છે,–તે લક્ષણોનાં બી કેમ જાણે દયારામનાં લખાણોમાં રોપાઇ ગયાં હોય એમ જોઇ શકાય છે.

જીવન

દયારામનું જીવન તેની અગાળ થઇ ગયેલા બીજા લેખકોના જીવન કરતાં વધારે સારી રીતે જણાયું છે. તેની જીવન કથા તેજ કારણુને લીધે બે ત્રણ હાથે લખાયેલી છે. તે મૂળ ચાણોદનો રહેવાસી હતો. નાનપણુમાં તેનું જીવન ઢંગધડા વિનાનું અને અમુક અંશે તો વિમાર્ગે વિચરનારૂં હતું. એને ગાયનનો ઘણો શોખ હતો; અને સદ્‌ભાગ્યે કંઠ પણુ મધુર હતો. તે કપડાં લતાંમાં ટાપટીપ પર અને બાહ્ય સૌંદર્ય પર ધ્યાન રાખનારો હતો; સ્વભાવનો ઉગ્ર અને

સ્વચ્છંદી હતો; ટુંકામાં જેને વહી ગયેલ, છકી ગયેલ, વંઠી ગયેલ કહે છે તેવો એ કાંઇક હતો. 'લાલાજી, ફાંકડો, છકેલ,' એ વિશેષણો દયારામના એક પ્રશંસકેજ તેને માટે વાપર્યાં છે. શૈશવ અને યુવાવસ્થા કાંઈ નેમ વગરની અને કદાચ દોષભરી હશે એટલું તો નકકી છે. પરંતુ પ્રૌઢાવસ્થા અને વૃદ્ધાવસ્થામાં તો તેણે એક ધુની જીવનજ ગાળેલું હતું. પુષ્ટિ પંથ રહસ્ય સમજાયા પછી પ્રેમ ભકિતનો ખરો રંગ તેને લાગ્યો હતો અને સંસારના રંગરાગના ભોગ વિલાસનો તેનો મોહ પ્રેમ ભકિતનાં હૃદય કંપાવનારાં ગાણાંમાં સંક્રાન્તિ પામ્યો. અમુક વખત પછી તેણે મરજાદ પણ લીધી હતી, અને જોકે પોતાના જૂના સંબંધને એકદમ જ તરછોડી નાખવાની જરૂર ન હોતી લાગી, તોપણ તે સંબંધની અંદરનો ત્યાજ્ય ભાગ તો તેણે ફેંકી દીધો હશે અને દોષરહીત પ્રેમમય, ભકિતમય, પાવન જીવન તેણે ગાળ્યું હશે એ બહુ બનવા જોગ છે. પ્રાણ અને પ્રકૃતિ સાથેજ જાય છે એ કહેવત પ્રમાણે તેના સ્વભાવની ઉગ્રતા અને સ્વચ્છંદી સ્વતંત્રતા તો તે પ્રાણાન્ત સુધી પણ તજી નહોતો શકયો, તોપણ તેનું આખું જીવનજ તેણે ગરબીમય, કવિતામય, ભકિતમય અને ઉચ્ચ પ્રેમમય બનાવી દીધું હતું એમ માની શકાય તેવું છે. તે પરણેલો નહોતો અને એકલા જીવનને જે છુટ મળે છે તેના લાભ તેણે ઘણી ઘણી રીતે લીધેલા હતા. યાત્રાર્થે દેશાટન ઘણીવાર કર્યું હતું. ઘર જાળની વિમુકિતને પરિણામે તેણે ગુરૂઓનું સેવન લાંબી મુદત સુધી કર્યું હતું અને જીવનને પરમય જેવું બનાવવા તેણે સારી ભાવના રાખી હશે એમ જણાય છે. ચાણોદ જન્મ સ્થાન હોવા છતાં જીંદગીનો ઘણો સમય તો તેણે ડભોઈમાંજ ગાળ્યો હતો, અને ડભોઈમાંજ સંવત ૧૯૦૮માં ૮૫ વરસની પાકી ઉમરે તેણે વૈકુંઠવાસ કર્યો હતો.

દયારામની ગણતરી મોટા કવિમાં કરેલી હોવા છતાં તેને યુગ પતિ નથી ગણાયો. તેમ દયારામ જેવો મોટો કવિ થએલો હોવા

છતાં જે સમયમાં તે થયો તેને મંદ યુગજ નામ આપ્યું છે. આ બે અભિપ્રાય પરસ્પર વિરૂદ્ધ જણાશે. પ્રવેશિકામાં ચર્ચાને સ્થાન આપ્યુંજ નથી, છતાં પણ ઉપરના અભિપ્રાય માટે મુખ્ય કારણ તો જણાવવાની જરૂર છે. દયારામ મોટો કવિ હોવા છતાં તેનો પ્રતાપ એવો નથી જામી શકયો કે જેથી સૂર્યની આસપાસ સૂર્યમાળા ફરે છે તેમ તેની આસપાસ તે કોઇને પણ ફરતા રાખી શકયો હોય. તેનું લખાણ પણ ઉંચી પ્રતિનું, અને કેટલુંક તો શાશ્વત કવિતામાં અમર સ્થાન પામે તેવું હોવા છતાં, તેની અસરથી ભીંજાયેલા કે તેના પ્રભાવથી ઉત્તેજીત થયેલા લેખકો કે લખાણો ઉત્પન્ન થઈ શકયાં નથી એટલે દયારામને યુગપતિ ગણી શકાતો નથી.

પ્રેમાનંદ યુગ પછીનો ગુજરાતી ભાષાનો લેખસમય લાંબો અને શિથિલ જણાય છે. ધીરો ભોજો દયારામ ઉપરાંત નાના નાના લેખોના લખનારા ઘણા થયા છે, છતાં કોઇપણ પ્રતાપશાલી અને મુકુટધારી લેખક નહિ હોવાથી તે સમયને મંદયુગજ નામ આપ્યું છે. મંદયુગના છેવટના ભાગમાં દયારામે મંદતા દૂર કરવા જેવાં લખાણો કર્યાં ખરાં, છતાં પણ આખો લાંબો સમય વિચારતાં તો તેને મંદ વિશેષણજ ઠીક લાગ્યું છે.

---

## પ્રકરણ ૧૦

### જૈન અને પારસી લખાણો.

ગુજરાતમાં વસ્તીનો વધારો વેપારી અને રાજકર્તાઓનાં દાં જૂદાં ટોળાંથી થતો ગયો છે એ જાણીતી વાત છે. જૂદી જૂદી ભાષા વાળા લોકો આવતા ગયા, છતાં વેપારીઓની સંખ્યા એટલી બધી વધારે હતી કે રાજકર્તાઓને પણ હળવે હળવે પોતાની ભાષા વિસારે મૂકવાની અને દેશભાષા ગ્રહણ કરવાની

ફરજ પડી. શક લોકો, મારવાડ તરફથી આવેલા રજપુતો, અને અને હિન્દી ભાષાને સાહિત્ય ભાષા ગણનારા ભાટ ચારણો પોતાના કામમાં હિન્દીને પકડી રહ્યા, અને ઘણા લાંબા સમય સુધી ગુજરાતમાં દેશ ભાષા તો માત્ર વાણીયાશાઇ ગણાયા કરતી. રાજભાષા, સાહિત્ય ભાષા તો હિન્દી મનાતી.

દયારામસુધીના બધાજ લેખકો હિન્દીની છાયા તળે ઉછરેલા હતા. દલપતરામ અને નર્મદાશંકરને પણ હિન્દી ભાષામાં લખવાનો મોહ રહ્યો હતો. હજી કવિ નથુરામ સુંદરજી જેવા તેજ ભાષાને મોહ અને પ્રેમથી સેવી રહ્યા છે. આટલું બધું બળ હોવા છતાં. લોકભાષા પોતાની સત્તા જમાવી શકી હતી, અને દેશના પ્રજા વર્ગમાં તો લોકભાષા અને દેશભાષા પ્રસરી રહી હતી. લોક વ્યવહારમાંથી તે હળવે હળવે વિસ્તૃત સ્વીકાર પામતી ગઈ. અને પ્રેમાનંદ યુગથી તો ગુજરાતીજ સાહિત્ય ભાષા તરીકે પણ માન મેળવતી થઈ. દેશ તેવો વેષજ નહિં, પણ દેશ તેવી ભાષા પણ ગુજરાતે તેમાં આવી વસનારા લોકોને આપી હતી અને ગુજરાતના મુસલમાનો પણ માતૃભાષા તરીકે ગુજરાતી વાપરતા થઇ ગયા છે એ જાણીતી વાત છે.

જેમ વેપાર અને રાજ્ય માટે લોકો ગુજરાતમાં આવ્યા છે તેમ ગુજરાતની દેશવ્યાપી શાન્તિ અને નવા આવનારને પોતાના મહેમાન તરીકે ગણી તેમને સત્કાર આપવાની વૃત્તિને લીધે બીજેથી કનડગતથી કંટાળેલા લોક પણ કોઈ કોઈ ગુજરાતમાં આવી, શાન્તિ અને સગવડ મેળવી શકયા છે. પારસીઓ તેવા હેતુથી આવ્યા, અને ગુજરાતમાં રહી ગુજરાતીજ થઇ રહ્યા. હળવે હળવે તેમની માતૃભાષા પણ ગુજરાતીજ બની. જો કે તેમનો સહવાસ ઘણા વર્ષો સુધી અમુકજ પ્રતિના લોકો સાથે રહેલો હોવાને લીધે, અને કેટલીક પોતાનીજ સ્વભાવદત્ત ખાસીયતો તરછોડી શકે તેવું નહિં હોવાને લીધે તેમની ગુજરાતી કાંઇક ભિન્ન સ્વરૂપને સેવી રહે છે, છતાં પણ તે ભાષા તો ગુજરાતી છે.

મુસલમાન ભાઈઓમાંથી ગુજરાતીમાં લખનારાં નવા જમાનામાંજ નીકળવા લાગ્યા છે. પરંતુ જૈન અને પારસીઓમાં તો જૂના સમયથી ગુજરાતીમાં લખનારા નીકળતા રહ્યા છે; ધર્મનાં લખાણો દેશભાષામાંજ થવાં જોઈએ એવો જૈન ધર્મના પ્રવર્તકોનો આગ્રહ લાંબો કાળ ટકી રહ્યો નહિં, અને તેથી મૂળ લેખકોએ પોતાના સમયની લોકભાષા 'માગધી'–વાપરી હતી તે ભાષા ધર્મભાષા તરીકે માન પામતી રહી. એટલે પરિણામ એ આવ્યું કે ધર્મ ગ્રંથો પ્રચલિત દેશભાષામાં નહિં, પણ માગધીમાં લખાતા રહ્યા–અને વિદ્વાનોમાં માન મેળવવા અર્થે તેમાંથી કોઈ કોઈની ટીકા સંસ્કૃતમાં કરવામાં આવી.

એક તરફથી આમ ઉંધો પ્રવાહ ચાલવા જેવું થયું; પણ બીજી તરફથી તો જૈનોના લોક સમસ્તને માટે નિરધારેલાં લખાણો તે તે સમયની ભાષામાંજ લખાતાં રહ્યાં રાસાઓ અને સામાન્ય વર્ગ માટેનાં લખાણો તો પ્રચલિત ભાષામાં લખાતાં રહ્યાં. તેવાં લખાણો ઘણા જૂના સમયથી થતાં આવ્યાં છે. અને તેવાંની સંભાળ પણ તેઓએ સારી રાખેલી છે. જૈનોના પુસ્તક ભંડાર ઘણા મોટા અને ઘણા કિમતી મનાય છે. હળવે હળવે તેમાંથી કાંઈ કાંઈ ગ્રંથો હવે બહાર પડવા લાગ્યા છે, કોઈ છૂટક છૂટક બહાર પડેલા–પડતા હતા, પણ સંવત ૧૯૬૯ થી શ્રી આનંદ કાવ્ય મહોદધિ તથા તે પહેલાં જૈન કાવ્ય દોહનથી જૈન ગ્રન્થો ક્રમે ક્રમે બહાર પાડવાની શરૂઆત થઇ ચૂકી છે.

કેટલાક જૈન ગ્રંથો

તે સમયના ગુજરાતમાં બોલાતી દેશભાષાનો જૂનામાં જૂનો જૈન ગ્રંથ વિજયભદ્ર મુનિકૃત ગૌતમ રાસ સંવત ૧૪૧૨માં લખાયેલો છે. તેજ અરસામાં હરસેવકકૃત મયણ રેહા (મદનરેખા) સંવત ૧૪૧૩માં અને જિનોદય સૂરિ કૃત ત્રિવિકમરાસ સંવત ૧૪૧૫માં લખાયેલા છે એવી નોંધ લેવામાં આવી છે; તે પછી સંવત ૧૪૫૦–૬૦ ના અરસામાં સોમ સુંદર તથા મુનિ સુંદર નામના લખનારા

થઇ ગયા છે અને ત્યાર પછી રા. મણિલાલ બકોરભાઇ વ્યાસે બહાર પાડેલ વિમલ પ્રબંધના કર્તા લાવણ્ય સમય સુરિએ સંવત ૧૫૬૮ માં તે પ્રબંધ લખ્યાનું જાણવામાં છે. લાવણ્યસમયે બીજા પણ રાસો લખેલા છે. લાવણ્યસમય પછી નોંધ લેવા લાયક નય સુન્દર સંવત ૧૬૪૬ માં તથા નળ દમયન્તીના લેખક મેઘરાજ સંવત ૧૬૬૪ માં થઇ ગયા છે. રામયશોરસપાન રાસના કર્તા કેશરાજ મુનિ સંવત ૧૬૮૩ માં, આનંદઘન ચોવિશીના લેખક લાભ વિજય સંવત ૧૬૮૩ માં તથા શીલવતી રાસના લખનાર નેમ વિજય સંવત ૧૭૦૦ માં થઈ ગયેલા જાણીતા લેખકો છે. આમાંનો શીલવતીનો રાસ પ્રાચીન કાવ્ય માલામાં છપાયેલો છે, અને ભાષા, વસ્તુ વિચાર વગેરે વિષે ઠીક સાધન પૂરાં પાડનારો છે. જૈન લેખકોએ ઘણા જૂના સમયથીજ નામાંકિત નરોનાં ચરિત્ર માનથી અને પ્રશંસાથી લખવાની શરૂઆત કરેલી છે. ખાસ લોકપ્રિય થઈ ગયેલા કોઇ કોઇ મહા પુરૂષના તો અનેક રાસાઓ લખાયા છે. ‘ શાલીભદ્ર ’ નામથી પાંચ સાત રાસાઓ લખાયેલા છે. ‘ શીલવતીનો રાસ.’ એ શીલ રક્ષણ ખાતર અનેક અડચણોને હિંમતથી સહન કરનારી, ધીટ અને અત્યંત પવિત્ર વર્તનનો નમુનો બતાવનારી એક સદ્‌ગુણ સંપન્ન સ્ત્રીની પ્રશંસામાં લખાયેલો રાસ છે. અને જો કે કાંઇ કાંઈ અદ્‌ભુત કથાઓ અને પ્રસંગો તેમાં વર્ણવેલા છે તોપણ એક જૂના ગ્રંથ તરીકે તેની ઉપયોગિતા છે એટલુંજ નહિ, તે વખતની વાર્તાઓ કેવી રીતે લખાતી હતી અને લોકોનો વાર્તારસ કેવો હતો તે જાણવામાં પણ તે મદદરૂપ થાય તેવો ગ્રંથ છે.

સાધારણ રીતે જૈન ગ્રંથો સમસ્ત લોકમાં બહુ પ્રચલિત ન જ થાય એ દેખીતી વાત છે. તોપણ ખાસ જૈન મતને લગતાં ન હોય તેવાં લખાણ કાંઈ કાંઇ પ્રચાર પામ્યાં હોય એમ જણાય છે. સંવત ૧૭૫૫માં લખાયેલ શ્રી જીન હર્ષકૃત શત્રુંજય રાસ જૈને-

તર પ્રજામાં જાણીતો ન હોય એ સમજી શકાય તેવી વાત છે. તેમ છતાં સંવત ૧૭૬૯માં થઇ ગયેલ ઉદયરત્ન કૃત બોધદાયક 'શીયલની નવ વાડો' 'સ્ત્રીઓને શીખામણુની સઝાય,' અને વીરવિજય કૃત 'હિત શિક્ષા છત્રીસી,' અને જશ વિજય કૃત 'અઢાર પાપ સ્થાનની સઝાય,' લોકોમાં પ્રચાર પામી ગુજરાતી સાહિત્ય સાથે નોંધ પામે એ ગુજરાતી પ્રજાનો વાંચન શોખ અને કદર વૃત્તિ બતાવી આપે તેવી હકીકત છે.

પારસીઓ ગુજરાતમાં ઈ. સ. ૭૮૫ માં આવ્યા અને હળવે હળવે લોક વર્ગમાં મળતા ભળતા થતાં થતાં તેઓ ગુજરાતીજ થઈ ગયા. દેશભાષા તેઓની માતૃભાષા બની ગઈ. તેમનાં ધર્મ પુસ્તકોના સંસ્કૃતમાં અને પછી ગુજરાતીમાં પણ ભાષાંતર થવા લાગ્યાં. ગુજરાતમાં વસનારા પારસીઓ અવસ્તા તથા પહેલવીના જ્ઞાનથી દૂરને દૂર પડતા જતા હતા, અને જેવી રીતે સંસ્કૃતને બદલે ગુજરાતી આખ્યાનોની જરૂર જણાવા લાગી તેવીજ રીતે પારસીઓમાં પણ ધર્મની ગાથાઓ અને ધર્મનાં પુસ્તકો પારસી સમસ્તની નવી સ્વીકારાયેલી માતૃભાષામાંજ થવા લાગ્યા

પારસી ગ્રંથો

અર્દાવીરા 'વિરાફ નામા'—ના ગુજરાતી ભાષાંતરની પ્રત બહેરામ લખમીધરે સંવત ૧૫૦૭ માં ઉતાર્યાનો પુરાવો મોજુદ છે. સંવત ૧૬૬૩ ના અરસામાં 'મિનોઇ ખિરદ' નો પણ તરજુમો લખાયેલો છે; પણ તે બંને પુસ્તકો ગદ્યમાં છે. કવિતામાં તો માત્ર એરવદ રૂસ્તમ પેશોતન એ એકજ લેખક હજી સુધી જાણવામાં આવેલ છે. તેણે 'જરથોસ્ત નામા' અને 'શ્યાવક્ષ નામા,' ઉપરાંત બીજા બે કાવ્યો લખ્યાં છે, જેમાં મહાપુરૂષનાં જીવન સંબંધે પ્રશંસાપૂર્ણ અને ભક્તિપૂર્ણ હકીકત આપવામાં આવી છે. મુંબઈના ફ્રોર્ટ પ્રિન્ટિંગ પ્રેસના મૂળ સ્થાપનાર અને સાહિત્યના અભ્યાસ માટે સારી નામના પામેલ એરવદ તેહમુરસ

અંકલેસરીઆએ 'શ્યાવક્ષ નામા' બહાર પાડેલ છે; 'જરથોસ્ત નામા' નો હાથ લાગેલો ભાગ 'જરથોસ્તી' નામના ત્રિમાસિકમાં કટકે કટકે છપાયો છે. તેની ભાષામાં જો કે પારસીઓની અમુક ખાસીયતો તે વખતના લખાણુથીજ માલમ પડે છે તોપણુ તે ભાષા ગુજરાતી અને રસથી વંચાય તેવી ગુજરાતી છે. ભાષાના અભ્યાસીને તે સારો આનંદ આપે એવો સંભવ છે. ગુજરાતના નિવાસને લીધે વર્ણનોમાં ગુજરાતી તત્ત્વ કેવું ભળી ગયું છે એ સ્પષ્ટપણે દેખાઇ આવે છે.

પારસીઓ હળવે હળવે વધારે મળતા ભળતા થયા હતા અને શુદ્ધ ગુજરાતી દ્વારા પણુ સ્વીકારેલા સ્વદેશની તથા કોમની સેવા બજાવવી જોઇએ એવી માન્યતા તરફ વળતા થયા. તેઓ તે જાતની સેવામાં એવી સારી રીતે સફળ થતા ગયા છે કે વર્તમાન કાળમાં બીજી બધી પ્રવૃત્તિઓની સાથે ભાષાસેવનની પ્રવૃત્તિમાં પણુ તેઓ સારો હિસ્સો આપી રહ્યા છે.

---

## પ્રકરણ ૧૧

### નર્મદ–દલપત યુગ.

### પદ્ય સાહિત્ય

દયારામ સંવત ૧૯૦૮ માં વૈકુંઠધામ પામ્યા તે સમયે નર્મદાશંકર ઓગણીસ વીસ વર્ષની ઉમ્મરે પહોંચ્યા હતા અને દલપતરામ તેથી પણુ મોટી ઉમ્મરના હતા. નર્મદાશંકરનો જન્મ સંવત ૧૮૮૯ માં સુરતમાં થયો હતો અને દલપતરામ કાઠીઆવાડના વઢવાણુમાં દશ વર્ષ પહેલાં જન્મ્યા હતા.

દયારામ અને નર્મદ દલપત વચ્ચે આમ ઘણું અંતર ન હતું, તોપણુ ગુજરાતનીસ્થિતિ એવી ફરી ગઈ હતી કે તે બધો જમાનોજ નવો થઈ ગયો હતો. લોકોની ભાવના ફરી ગઈ હતી,

તેમના આદર્શો બદલાતા હતા, જીવનમાં એવો મોટો ફેરફાર થઇ જતો હતો કે દયારામે તેની ઉમ્મરના છેલ્લા ભાગમાં જે હવાનો શ્વાસ લીધો હતો તેજ હવાનો શ્વાસ જો કે નર્મદ દલપતે તેમની બાલ્ય વય અને યુવાન વયમાં લીધો હતો છતાં તેની તે હવાએ દયારામને ગરબીઓ ગાતાજ રાખ્યા, ત્યારે નવજુવાન હૃદયોમાં તેજ હવાએ કાંઇ અજબ પ્રતિના સંસ્કારો ભર્યા-ભાવનાઓ જગવી.

ઇસ્વી સન ૧૮૧૮-સંવત ૧૮૭૪માં તો પેશ્વાઇનો અમલ અંગ્રેજ સરકારના હાથમાં પૂરેપૂરો ગયો હતો અને यथा राजा तथा प्रजा એ ન્યાયે અંગ્રેજોની અસર લોક વર્ગમાં હળવે હળવે જણાવા લાગી હતી. દલપતરામ તો જો કે પોતાના ધર્મ સંપ્રદાયના ગુરૂ દેવાનંદ સ્વામીને હાથે સંસ્કાર પામ્યા હતા, પણ નર્મદાશંકરને તો નવી પ્રતિની શાળામાં શિક્ષણના લાભ મળ્યા હતા. તે બંને લેખકોએ ગુજરાતને નવા રૂપમાંજ જોયું. તે નવું રૂપ બંને સારી રીતે પારખી શક્યા, અને તેને ખીલવવા, વધારે સુંદર કરવા પોતપોતાની રીતિ અને મતિ પ્રમાણે બંનેએ ભગીરથ પ્રયત્ન કર્યા કર્યા.

નવીન ગુજરાતમાં સાહિત્યના અવતારમાં પણ ફરક પડયો.

**ગદ્ય લખાણની શરૂઆત**

આજ સુધી ગદ્ય ન હોતું લખાતું એમ નહિં; ગદ્ય લખાતું હતું, સંસાર વ્યવહારમાં તેનો ઉપયોગ થતો, પણ સાહિત્ય તરીકે થોડું લખાતું હતું. કેટલાંક ભાષાન્તરો ગદ્યમાં માલમ પડે છે, અને કાવ્યોમાં અહિં તહિં ગદ્યના ખંડો જોવામાં આવે છે;એટલે ગદ્ય તદ્દનજ ન હોતું લખાતું એમ તો ન હોતુંજ, પરંતુ સાહિત્ય સેવા માટે કે સાહિત્ય ગૌરવશાળી લેખો માટે ગદ્યનો ઝાઝો પ્રચાર થયો ન હોતો. સંસ્કૃતમાં ગદ્ય લેખો અને ચમ્પૂમાં સાહિત્યમાં સ્થાન પામે તેવા ગદ્ય ભાગો હયાતી ધરાવે છે. છતાં પણ ગુજરાતી ગદ્યનું લખાણ દયારામના કાળ સુધી તો કાંઇ ગણતરીમાં લેવા જેવું હતુંજ નહિં. છાપવાની કળાની સાથે ગદ્ય લખાણનો પ્રચાર વધારે ને વધારે થતો ગયો.

તે કળા હાથ લાગ્યા પહેલાં ગ્રંથો મુખપાઠેજ સાચવી રાખવાનું હતું. લખીને રાખવા એ બહુ મુશ્કેલ હતું. ગદ્ય મુખપાઠે કરવું મુશ્કેલ એટલે ગદ્યનો પ્રચાર બહુ ન થાય એ સ્વાભાવિકજ હતું. અંગ્રેજોના આવવા સાથે પહેલાં શિલા છાપ અને પછી બીબાં છાપ દાખલ થવા પામી અને તેની એક મોટી અસર તો એ થઇ કે ગુજરાતીમાં ગદ્ય લખાણ સાહિત્ય ગણનામાં આવે એવું થવા લાગ્યું.

એટલે હવેથી દરેક યુગમાં ગદ્ય અને પદ્ય એવા બે ભાગમાં સાહિત્ય વિવેચન કરવું યોગ્ય ગણાશે- નર્મદ દલ-

નર્મદાશંકર કવિતા પતયુગમાં પદ્ય સાહિત્યમાં–કવિતા સાહિત્યમાં– નર્મદાશંકર અને દલપતરામ બંને સારી નામના પામ્યા હતા. નર્મદાશંકરનાં લખાણમાં એક જાતનો નવો જુસ્સો હતો; નવા જીવનને જોબ આપે, ચાલુ જીવનની ખામીઓ બતાવે અને દેશ સમસ્તને અમૂક માર્ગે દોરવાનાં આવાહન કરે તેવી જાતનું ઘણું હતું; અંગ્રેજી સાહિત્યમાં જે જૂદી જૂદી જાતનાં લખાણો હતાં તે બધાંનું અનુકરણ કરી તે તે જાતનાં લખાણો દાખલ કરવા તેણે સારી શરૂઆત કરી દેશમાં જે જે સાંસારિક અને આર્થિક પ્રશ્ન ચર્ચાઈ રહ્યા હતા, તેમાંથી કોઇ કોઇ ઉપાડી લઇને તે વિષે કાવ્યો લખી, લોક સમસ્તને અસર કરવા માટે તેણે જૂદી જૂદી દિશામાં પ્રવૃત્તિઓ કરી હતી. વળી, કવિતા એ તો હૃદયની લાગણી ઉન્માદ દશામાં આવી ગયા પછી ચિત્તમાં જે ક્ષોભ થાય તેના ઉદ્‌ગાર રૂપે નીકળવી જોઇએ એમ પોતાની સમજ હોવાથી પોતાની ખાનગી લાગણીઓને કવિતા દ્વારા ઉતારવાની તેણે પહેલ કરી. ખાસ કરીને તો દેશમાં જે બાયલાપણું ફેલાઇ રહ્યું હતું, જે દાસત્વ લોક સમસ્ત કરી પણ આનાકાની કે દુઃખ ભરી લાગણી વિનાજ સ્વીકારી રહ્યા હતા, જે કાયરતા જણે જણના હૃદયમાં હળવે હળવે પ્રવેશ પામી રહી હતી, જે તકો દેશ જન

નજરે જોતાં છતાં ગુમાવ્યે જતા હતા–તે બધાને ઉદ્દેશી નર્મદા-શંકરે ઘણાં જુસ્સાભેર પદો રચ્યાં છે: શૂરવીરનાં લક્ષણ બતાવવાથી લોકોમાં શૌર્યની કાંઈક સમજ આવશે એવી આશાથી તેણે શૂરવીરનાં લક્ષણ બતાવનારાં ઘણાં પદો ગાયાં છે. આમ નર્મદા-શંકરે ઘણી નવી નવી પ્રવૃત્તિમાં પહેલ કરી છે અને કવિતાના ક્ષેત્રને બહુ વિશાળ બનાવ્યું છે. પરંતુ નવું નવું કરવાના મોહમાં તેણે જૂની પ્રતિનાં લખાણને તદ્દન વિસારે મૂકયાં નહોતાં. શામળના જેવી વાર્તા લખવાનો–તેવી વાર્તા લખતાં લખતાં સમય પ્રમાણે ફેરફાર કરી, લોક રૂચિને કેળવવા અને લોકની રસિકતાને વધારવા વાળવા–તેણે વિચાર કર્યો હતો. ઋતુ વર્ણન જેવું કાવ્ય સંસ્કૃતના અનુકરણમાં લખ્યું હતું.* નવા દેશ જીવનમાં મહા પુરૂષોને સત્કાર આપવા અને તેમની પ્રશંસા કરવા કવિતાઓ લખવાનું શરૂ થયું હતું. તે પ્રમાણે નર્મદાશંકરે પણ તેવી પ્રતિનાં કાવ્યો લખ્યાં હતાં. આમ નર્મદાશંકરે કવિતા પ્રદેશના જૂદા જૂદા ખંડોમાં પર્યટન કર્યું છે અને છેક જૂની ઢબ પ્રમાણે પ્રભુ ગાનમાં પણ તેણે કાંઈ ઔદાસીન્ય બતાવ્યું નહોતું. ઈશ્વર સંબંધી કાવ્યો જથામાં ઠીક છે અને સમાન ભાવ વાળાં હૃદયોને તન્મય બનાવી શકે તેવાં ગણી શકાશે. આ પ્રમાણે નર્મદાશંકરની–નર્મદ કવિની–નવીન ગુજરાતી કવિતાને સ્વરૂપ આપવામાં, નવાં નવાં ક્ષેત્ર બતાવવામાં, વૈવિધ્ય અને સર્વ દેશી-યત્વ અર્પવામાં સેવાઓ ઘણી છે, અને પ્રશંસનીય છે. તો પણ નર્મદાશંકરની બધી કાવ્ય પ્રવૃત્તિ એક સાથે લઈને વિચાર કરીએ ત્યારે એમ તો કહ્યા વિના ચાલે તેવું નથી કે નર્મદાશંકરનો તત્કાલ મહિમા ગમે એટલો મોટો હોય, નર્મદાશંકરની તેના શ્રોતાઓ

---

* એ અનુકરણ ગમે તેવું શિથિલ અને એકતરફી હતું એ જુદી વાત છે. તેવો પ્રયાસ કર્યો હતો એટલુંજ નોંધવાનું છે.

અને વાચકોમાં અસર ગમે એટલી ઉંડી થઈ હોય, નર્મદાશંકરનાં લખાણ તે વખતે ગમે એટલા માન અને મોહથી વંચાતાં હોય, તોપણ સમયના વહેવા સાથે તેનો તે મહિમા રહી શકયો નથી, તેના વાચકો બધાંજ ગ્રંથોથી તેટલી ઉંડી અસર હમેશ માટે મેળવી શકે એમ નથી. તેનાં લખાણ તેટલું માન સદા સર્વદા પામી શકે એમ નથી અને સર્વકાળના વાચકોને મુગ્ધ કરી શકે એમ નથી. "યાહોમ કરીને પરો ફતેહ છે આગે' 'બ્રહ્મબાલા ખૂબી ખીલી ભારી' 'પ્રેમચંદાની બલિહારી,' 'નવ કરશો કોઇ શોક' એવાં કોઇ કોઇ પદો અને વીરરસની કવિતા અને શૂરવીરનાં લક્ષણમાંના જોમ ભર્યાં' સત્ત્વોદ્રેક ભર્યાં, ઉન્માદ અને ઠોક ભર્યાં, સત્યનું દર્શન કરાવી લાગણીને ઉશ્કેરી દે તેવાં થોડાં ઘણાં પદો બાદ કરીએ તો પછી નર્મદાશંકરમાં 'અમર કવિતા' નો ભાગ ઘણો ઝાઝો રહેશે નહિ. સાંસારિક વિષયોની તેની કવિતામાં સર્વકાલીન તત્ત્વ ઝાઝું નથી, કોઈ કોઈ જગ્યાએ શિષ્ટત્વનો પણ અભાવ દેખાશે. કુદરતનાં વર્ણનનાં અને ગ્રામ લીલાનાં લખાણમાં કવિત્વની છાંટ પણ ભાગ્યેજ માલમ પડશે. અંગ્રેજીના તરજુમા અને અનુકરણ આજે ભાગ્યેજ રસ કે આનંદથી વંચાશે. પ્રેમ સંબંધી કાવ્યોમાં ભાવનું ગાંભીર્ય, સંસ્કારની ઉચ્ચતા કે સૂક્ષ્મ પ્રેમની ઝાંખી પણ ભાગ્યેજ જણાશે; પ્રાસ્તાવિક લખાણોમાં માત્ર છંદ રચના કે જોડકણાથી જયાદા મહત્ત્વ ભાગ્યેજ દેખાશે. નર્મદાશંકરની કવિતાના ભકતો હળવે હળવે થોડા થતા જાય એ બનવા જોગ છે. તેનાં કવિતાલખાણમાં જે જે સારૂં છે, તે તો ગુજરાતી કવિતામાં કાયમનું સ્થાન મેળવી રહેશે. અને આવું લખાણ ઘણું વધારે નહિ, તોપણ અતિ અલ્પ પણ નથી. બાકી કવિતા લખાણનો મોટો ભાગ તો માત્ર નર્મદાશંકરના નામ ખાતર, તેની બીજી જાતની સેવાઓની કદર ખાતર, અને ગુજરાતી કવિતાના ઈતિહાસના સંપૂર્ણ જ્ઞાન ખાતરજ વંચાતો રહેશે.

દલપતરામની કવિતા તેના કરતાં જૂદીજ પ્રતિની છે. નર્મદાશંકરે નવ યુવાનને હુચમચાવ્યા અને આગેવાન થવા પ્રેર્યા. નર્મદાશંકરે કવિતામાં અનેક જાતની નવીનતા દાખલ કરી. નવો ભાવ, નવો જુસ્સો નવા પ્રસંગની નવી પદ્ધતિ બધુંજ નવુંજ નવું પ્રકટ કર્યું; તે ઘણા જુવાનીઓને—નવા વાચકોને-નવા વિચારકોને, દેશની જરૂરીઆતો સમજનારને-અને દેશને માટે લાગણી ધરાવનારને—તનમનાટથી નચાવી રહ્યા. પરંતુ, નર્મદાશંકરના પ્રેરાયેલાજ નવીનો આગળ અને આગળ ધપવા લાગ્યા અને નવો પવન અને નવો જુસ્સો તેઓએ એવી ઝડપથી ગ્રહણ કરી લીધાં કે તેઓએ તો નર્મદાશંકરને પણ પાછળ રાખી દીધા. નર્મદાશંકર પ્રેરિત કાવ્ય પ્રવાહ નવા સ્વરૂપે વહવા લાગ્યો. તે પ્રવાહ એવા નવજીવનને પામ્યો કે તેનાં મૂળ દૃષ્ટિ કરતાં તે બહુ સાધારણ અને ધ્યાન ન ખેંચે તેવો બની રહ્યો. દલપતરામની કવિતામાં નવીનતા હતી, પણ તે નર્મદાશંકરની નવીનતાથી જૂદી પ્રતિની હતી. નર્મદાશંકરની કવિતા નવ જુવાનના ગરમ લોહીને ઉકાળે ચઢાવે તેવી હતી; જ્યારે દલપતરામની કવિતા ઠાવકાશથી બોધ આપનારી, જીવનને નિર્દોષ આનંદની મજા આપનારી અને શાન્તિથી વિચાર કરી દૃઢતાથી વર્તન કરવા માટે પ્રેરનારી હતી. દલપતરામનું 'વેન ચરિત્ર' સાંસારિક રીત રીવાજોની વિચિત્રતા માર્મિક શબ્દોમાં અને સજજડ ઠોક મારે તેવી રીતે બતાવી આપી કેવા સુધારા આવશ્યક છે એ બહુ સૂચક રૂપે ચર્ચે છે; તેની 'હુન્નર ખાનની ચઢાઈ, દેશની સ્થિતિ કેવી રીતે બગડતી ગઈ એ એક સરસ રૂપકથી બતાવી આપે છે; તેનું 'હંસ કાવ્ય શતક' સો પ્રાસ્તાવિક છંદોનો રૂચિર સંગ્રહ છે; તેનું 'ઋતુવર્ણન' સાધારણ વિચારોમાં રમી રહેનારને કાળ ગળામણ તરીકે સારૂં વાંચન પૂરૂં પાડે તેવો પ્રયાસ છે; 'ફાર્બસ વિલાસ' સાધારણ માણસોને નવરાશની વેળાએ જરા વિલાસ મેળવવાનું સારૂં સાધન છે; 'ફાર્બસ વિરહ' દલપ-

તરામનું ફાર્બસ સાહેબ માટેનું માન, ફાર્બસ સાહેબના સદ્‌ગુણોની દલપતરામની કદર, દલપતરામની તેઓ સાહેબ માટેની લાગણી અને એકંદરે ફાર્બસ સાહેબનાં સાહિત્ય માટેનાં કામ અને સાહિત્ય પ્રત્યેના પ્રેમનું વર્ણન કરનારૂં નાનું સરખું કાવ્ય છે; દલપતરામની ગરબીઓ એવી તો સુપ્રવાહી, સુગમ, અને અતિ સરળતા સાથે સાધારણ પ્રતિની બાબતોમાંથી પણ સારા સારા વિચારો અને ખ્યાલો રજુ કરનારી છે કે તેની લોકપ્રિયતા લોક સમસ્તના અમુક વર્ગમાં તો હંમેશાંજ રહેવાની. દલપતરામની કિમ્મત એજ છે કે જો કે તેનામાં કલ્પના કે કવિત્વનો પ્રાસાદિક ગુણ નોંધ લેવા જેવી પ્રતિનો નહોતો, છતાં પણ તેનામાં સામાન્ય બાબતોને સરળતાથી સમજાવવાનો, સર્વની જાણમાં હોય તેવા તેવા વિચારોમાંથી પણ નવીન પ્રતિનો ખ્યાલ પ્રકટ કરી શકવાનો, પરિચિત વસ્તુઓમાંથી પણ કાંઇ નવીન દર્શન કરવા કરાવવાનો અને લોકરંજન કરી શકે તેવી મીઠી મધુરી બાનીમાં સામાન્ય સત્યોને મૂકવાનો એક એવો મનોજ્ઞ ગુણ હતો કે તેનું લખાણ રસભરેલું ન ગણનારા માટે પણ નીરસ બનતું નથી; હૃદયને કવિત્વના ઓથારથી ચાંપી ન શકે તેવું હોવા છતાં કદી ટાયલું કે નકામું ગણાવાનું નથી; નવીનતા કે વિચિત્ર મોહકતા રજ પણ ન હોવા છતાં અતિ પરિચયની અવજ્ઞા આપનારૂં દેખાતું નથી. તેનાં સઘળાં લખાણો કાંઇ ઉંચી કોટિના કાવ્યાનંદ માટે લખાયાં નથી. તે કાવ્યાનંદ કેવો હશે એ પણ દલપતરામની કલ્પનામાં તો ભાગ્યેજ કોઈ દિવસ આવ્યું હશે. તેની ભાવના બધી સંસારી, અને સંસારના સાધારણ જીવનમાં રમનારી હતી. સારામાં સારા સુખની વાત કરવી હોય તો

"લાડુ જલેબી જમાડી જુઓ"

એ તેની અત્યુત્તમ કોટિ હતી એવુંજ લાગી આવે. આવું હોવા છતાં તેનું લખાણ હમેશાંજ ઠાવકું, મન ગમતું, રૂચિર અને સુવાચ્ય માલમ પડશે. જો કે ઉંચો કાવ્યાનંદ આપી નહિં

શકે, અને તેથી કવિત્વના સ્વર્ગીય સુખની મજા લેનાર દલપતરામનાં કાવ્યને નિરાશા અને નિશાસા સાથે બાજુ પર રાખશે, પરંતુ દલપતરામે તેવા વાચકો માટે લખવાની કદી હોંસ ધરી હોય તેવું લાગતું નથી. તેનો આશય તો

પ્રીત ધરે પરબ્રહ્મ પદે, વળી નીતિ ધરે સુધરે નરનારી,
નમજ જેમ વહેમ તજે, વળી સંપ સજે સમજી સુખકારી;
સર્વ પ્રકાર સુખપ્રદ થાય, સ્વદેશ તણી સુધરે સ્થિતિ સારી,
પુસ્તક એજ પ્રયોજનથી, રચવા, રચના ચિત્ત વાત વિચારી.

એવોજ હતો, અને સંસારમાં તેવી લાયકાતની જેને જરૂર હોય, તેવી જાતના વાંચનની જેને ખેવના હોય, તેવી જાતના અભ્યાસની જેને આવશ્યકતા હોય, તેવા શખ્સો હંમેશાંજ રહેવાના. તેવાઓને માટે દલપતરામ કાયમની ઉપયોગિતા ધારણ કરી રહેશે. દલપતરામની લોકપ્રિયતા જો કે જ્યારે તેણે પોતાનાં લખાણ કર્યાં ત્યારે જેટલી હતી તેટલી હંમેશાં વાચકની સમસ્ત દુનિયામાં તો રહેવાની નથી; પરંતુ વાચક દુનિયામાં એવો એક વર્ગ હર હંમેશજ રહેવાનો છે કે જેને દલપતરામ ઉપયોગી અને આનંદ આપનાર થઇ પડશે એટલુંજ નહિં, પણ જેને પોતાના સંગીન અભ્યાસ માટે દલપતરામ અનિવાર્ય થઈ પડશે. નર્મદાશંકરની લોકપ્રિયતા તો અમુક કાવ્યો માટે સર્વમાન્ય રહેવા ઉપરાંત અભ્યાસીઓમાંજ રહેવાનો સંભવ છે, જ્યારે દલપતરામની લોકપ્રિયતા કવિતાના ઇતિહાસના અભ્યાસીઓમાં તેમજ સામાન્ય કોટિના વાચકોમાં હંમેશને માટે ચાલુ રહેશે.

દલપતરામની મોટી સેવા અને તેની નિર્વિવાદ લાયકાત નાની ઉમ્મરના વાચકો માટે કવિતા રચવામાં છે. 'માખી બોલી મુખ થકી,' 'મહા હેતવાળી દયાળીજ મા તું', 'ગુણવાળી શિંગાળી ગાય,' 'નથી લટકતાં લૂગડાં,' નિર્જળ ગામ નવાણુ ગળાવો' વગેરે

આપણી જીભને ટેરવે રમી રહેલી અનેક સાદી કવિતાઓ આપણને નાનપણમાં ગમતી એટલુંજ નહિં પણ આપણી પાકટ ઉમ્મરમાં પણ યાદ રહી ગયેલી લીટીઓ ગણગણતાં આપણને અત્યંત આનંદ આપી રહે છે.

**નર્મદ દલપત ભાષા ભેદ**

દલપતરામ અને નર્મદાશંકરની કવિતામાં ઉપર કહ્યો તેવો ભેદ છે, તેમજ તેમની ભાષામાં અને વિચારમાં પણ છે. નર્મદાશંકરની ભાષા વેગવાળી, જોસભરી દિલ ઉશ્કેરનારી અને મગજને ફેરવી દે તેવી છે. તેના વિચારમાં જુસ્સો, આવેશ, ઉન્માદ, ઉતાવળ અને આગ્રહ છે. ઝુંડો લઈ, આંધળીઆં કરી, આગળ ધસનાર શૌર્યભર્યા સેનાની પેઠે તે પોતે જે ધૂનમાં હોય તે ધૂનને ખરી માની પોતાના અનુયાયીઓને પોતાની પાછળ ધસારાબંધ દોડવાની તે થાકયા વિના ગર્જના કર્યા કરે છે. દલપતરામની ભાષા શાંતિભરી, દૃઢતાથી વહેતી, દિલને ઠોક મારતી, અને વાંચતાં મઝા આપે તેવી છે; તેના વિચારમાં ઠાવકાશ છે; પોતાનું કહેવું જરા ધીરજથી સાંભળી મનમાં તોલ કરી તે પ્રમાણે વર્તન કરવાની સમજુત આપનારી છે; વિચારમાં પ્રૌઢતા છે, આગ્રહ પણ છે; પણ તે સન્માર્ગ બતાવનાર અનુભવી ગુરૂની પેઠે શાન્તિથી પણ મક્કમપણે ઉપદેશ આપનાર હિતચિંતક બની રહે છે. વચમાં માર્મિક પ્રહાર અને નિર્દોષ મશ્કરી કરી, નર્મ હાસ્યથી મજાક કરવામાં પણ કુશળતા દાખવે છે. 'ઉંટ કહે આ સમામાં,' શરણાઈવાળો, 'કેડેથી નમેલી ડોશી' વગેરે અનેક કવિતોમાં, વેન ચરિત્રના બ્રાહ્મણો સાથે વસ્તી સમસ્તે પાડેલા વાંધાના ગમ્મત ભર્યાં વર્ણનમાં, અને છુટક છુટક કવિત મનહરમાં, કે ગરબીઓમાં તે કુશળતા સારી રીતે દૃષ્ટિગોચર થાય છે.

નર્મદાશંકર અને દલપતરામ બંનેએ પિંગળ અને અલંકાર વિષે લખાણ કર્યાં છે; અને હિન્દી કવિઓના અનુકરણમાં જૂદા

જૂદા 'બંધ' વાળાં કાવ્યો પણ કર્યાં છે. આવાં ચિત્ર કાવ્યોની કિમ્મત માત્ર શબ્દ મિલાવટની ખુબી પૂરતીજ છે અને તેવી કળા માત્ર અમુક જનનેજ રંજન કરનારી હોવાથી હમેશને માટે પ્રશંસા કે સ્વીકાર પામે એવો સંભવ ઓછો છે.

નર્મદાશંકર અને દલપતરામનાજ યુગમાં તે બંનેની જરા પણ અસર જેને નહિ તેવા ત્રીજા લેખક નવલરામ હતા. નવલરામની સેવા ખાસ કરીને ટીકાકાર તરીકેની અને એક સંગીન અભ્યાસી તરીકેની છે. કવિતામાં જો કે તેણે ઘણુંજ થોડું કર્યું છે, છતાં પણ જેટલું કર્યું છે તેટલું સારી પેઠે ઉંચી પ્રતિનું છે. બાળ લગ્ન બત્રીશી, નવલ ગરબાવળી, અને મેઘદૂતનું ભાષાંતર એટલામાં તેની કાવ્યકૃતિ ઘણું કરી સમાઇ રહેલી છે, પરંતુ ગુણમાં તો તે કોઇ રીતે ઉતરતી નથી. ઉતરતી નથી એટલુંજ નહિં પણ ખરા કવિત્વના પ્રસાદથી પાવન થયેલી હોય એમ વાચકને પ્રતીત થયા વિના રહેતું નથી. બાળ લગ્ન બત્રીશીમાં લાગણીને જે અચૂક રીતે હલાવી મૂકે છે, નાજુક પ્રસંગને જે કાબેલીયતથી કેળવે છે, અને પોતાનું દિલ કેવા દુઃખથી આર્તનાદ કરી રહેલું છે તે જે અસરકારક રીતે ચીતરે છે તે બધું કવિત્વની કોટિ બતાવી આપે છે. નવલ ગરબાવળીમાં ચઢતા ઉતરતા ક્રમની વાત લક્ષમાં રાખીને પણ જે સુંદર કવિતાઓ તે રચી શકયા હતા એ પોતે પ્રભુની પ્રસાદી કેટલી બધી મેળવી શકયા હતા તે બતાવે છે. મેઘદૂતનું ભાષાંતર એક એવું રસ જાળવી રાખનાર ખંડ કાવ્ય બની રહ્યું છે કે કિલાભાઇ ઘનશ્યામના સમશ્લોકી ભાષાંતરના સમશ્લોકીપણાને ભૂલી જઇએ તો પછી નવલરામની બરાબરીએ આવેલું કહેવાય તેવું એકે ભાષાંતર હજી સુધી થયેલું કહેવાય નહિં.

**નવલરામની કવિતા**

નવલરામની કવિતાની ભાષા અતિ રૂઢ, સંસ્કારી, અને કંઈક પ્રતાપ પાડનારી છે. સરળ, અને સુઘટિત હોવા સાથે ઉચ્ચ

સંસ્કારવાળી, અને વિમળ પ્રસાદવાળી તેની ભાષા ભાષાના અભ્યાસીઓને ખાસ ધ્યાન અધ્યયન કરવા જેવી છે.

નર્મદાશંકર અને દલપતરામ સંસાર સુધારા, દેશ પ્રીતિ, અને કુદરત વર્ણન માટે જેટલું લખી ગયા છે તેના પ્રમાણમાં નવલરામે તે તે વિષય પર જથામાં ઘણુંજ થોડું લખ્યું છે, પરંતુ નવલરામનું થોડું લખાણ એવા સંગીનપણાથી થયેલું છે કે પરિણામનો વિચાર કરીએ તો નર્મદ દલપત કરતાં નવલરામે કાંઈ ઓછો વિજય મેળવ્યો એમ કહી શકાશે નહિં.

ખાસ કરીને તો સચરાચર પ્રભુમાં નવલરામની શ્રદ્ધા અને તેના માહાત્મ્ય વિષે, સ્ત્રીના સ્વરૂપ વિષે, અને સુધારાની આવશ્યકતા વિષે નવલરામે જે જે ગંભીર અને સચોટ વિચારો દર્શાવ્યા છે તે ગુજરાતી ભાષા સાહિત્યમાં અમરજ રહેવાના છે એમ અત્યાર સુધી તો કહી શકાય છે. તે પોતાના જમાનાથી કેટલા આગળ વધ્યા હતા તે બતાવવામાં તે તે લખાણ પુરાવારૂપ બની રહે છે. 'જાન જનાવરની મળી' એ ગરબીદ્વારા અને 'ભટનું ભોપાળું' એ નાટક દ્વારા નવલરામની હાસ્ય રસને સફળ રીતે કેળવવાની જે શકિત જોઈ શકાય છે તે નર્મદ કે દલપત બેમાંથી એકેમાં નહોતી.

**નર્મદ, દલપત. નવલ જીવન**

આ ત્રણે લેખકોના જીવન સંબંધી પુષ્કળ માહિતી મોજુદ છે. નર્મદનું જીવન નવલરામે, અને નવલરામનું જીવન ગોવર્દ્ધનરામે લખેલ છે; દલપતરામનું પુસ્તક રૂપે જીવન હજી બહાર પડેલું જાણવામાં નથી; પરંતુ પ્રવેશિકાને માટે જે જૂજ માહિતી આવશ્યક ગણાય તેટલી તો સુલભ છે.

**દલપતરામ**

ત્રણેમાં ઉમ્મર પ્રમાણે મોટા દલપતરામ હતા. તે કાઠીઆવાડના ગામ વઢવાણમાં ઇ. સ. ૧૮૨૦ માં જન્મ્યા હતા; જ્ઞાતિએ શ્રીમાળી બ્રાહ્મણ હતા; ધર્મે શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના હતા અને ગામઠી નિશાળમાં પોતાનો અભ્યાસ પૂરો કર્યા પછી

દેવાનંદ સ્વામી નામના સ્વામીનારાયણ સંપ્રદાયના એક સાધુ પાસે વિશેષ અભ્યાસ કર્યો હતો. કવિતા કરતાં પણ તેમની પાસેથીજ શીખ્યા હતા. તેમનો અભ્યાસ પૂરો થયા પછી ભોળાનાથ સારાભાઇ મારફત ફાર્બસ સાહેબના સમાગમમાં આવ્યા, સરકારી નોકરી મેળવી, અને ગુજરાતી ભાષામાં અને ગુજરાતના ઈતિહાસ અને દંત કથામાં રસ લેનાર ફાર્બસ સાહેબને તેમના પ્રયત્નમાં અને અભ્યાસમાં બહુ મદદરૂપ થયા. ભાટ ચારણો પાસેથી હકીકત મેળવી 'રાસમાળા' લખવામાં કવિ દલપતરામે ફાર્બસ સાહેબને સારી મદદ કરી હતી.

મી. ફાર્બસના પ્રયત્નથી ગુજરાતી ભાષાના વિકાસમાં મદદ રૂપ થાય તેવું એક મંડળ સ્થાપવામાં આવ્યું હતું, જે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના નામથી હજી ગુજરાતી ભાષામાં પુસ્તકો પ્રકટ કરવાનું કામ ચાલુ રાખી રહ્યું છે. તે મંડળ ઇ. સ. ૧૮૪૮ માં સ્થપાયું. અને સરકારી નોકરીમાં રહી દેશસેવા અને સાહિત્યસેવા થઈ શકે તેના કરતાં આવા મંડળમાં રહેવાથી તેવી સેવા માટે વધારે સારી તક મળશે એમ લાગવાથી કવિ દલપતરામે સરકારી નોકરી છોડી, અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સેક્રેટરીનો હુદ્દો સ્વીકાર્યો. તે હુદ્દા પર રહી તેમણે 'બુદ્ધિ પ્રકાશ' ચલાવ્યું, ગુજરાતી સાહિત્યને અનેક રૂપે–ચર્ચા રૂપે, પુસ્તક પ્રકટ કરવા રૂપે, અને નવા લેખકોને ઉત્તેજન આપવા રૂપે-સેવ્યું. 'ગુજરાતી કાવ્ય દોહન' નામનો ગુજરાતી જૂના કવિઓનો કવિતા સંગ્રહ, શામળ પ્રેમાનંદ ચર્ચા અને કવિની આસપાસ ઘુમ્યા કરતા અને તેમનાં પ્રમાણપત્ર મેળવવા પ્રયત્ન કરી રહેલા અનેક શિષ્યો અને પ્રશંસકો, કવિની સાહિત્ય સેવા કેવી અનેક રંગી હતી તે બતાવી આપે છે.

કવિનું હિન્દી ભાષાનું જ્ઞાન પણ સારૂં હતું, અને 'શ્રવણાખ્યાન' નામનો એક ગ્રંથ તે ભાષામાં લખ્યા માટે તેમણે પારિતોષિક અને પ્રશંસા બન્ને મેળવ્યાં હતાં.

સરકારી નિશાળોમાં ચલાવવા વાંચન માળાનાં પુસ્તકો લખવા માટે સાત જણની જે કમીટી નીમાઇ હતી તેમાં કવિ પણ એક હતા, અને બધામાં ઘણું કામ કવિએજ કર્યું હતું. તે પુસ્તકો માટે ખાસ નવી કવિતા તો લગભગ બધી કવિએજ લખી હતી.

ક. દ. ડા. નું નામ ગુજરાતમાં જે લોકપ્રિયતા અને લોકમાન મેળવી રહ્યું હતું તેનો સ્વીકાર અંગ્રેજ સરકારે પણ કર્યો હતો અને કવિને સી. આઈ. ઈ. નો ખેતાબ આપવામાં આવ્યો હતો. અંગ્રેજ સરકાર તરફથીજ નહિ, પણ દેશી રાજરાજવાડા તરફથી પણ કવિને સારૂં સન્માન મળ્યા કર્યું હતું—ઘણાક રાજ્યોએ તો તેમને રાજ્યકવિ ઠરાવી વર્ષાસન બાંધી આપ્યું હતું.

આ પ્રમાણે આખા ગુજરાતમાં, રાજ્યો અને લોકો તરફથી માન મેળવતા રહી, ભાષાની સેવામાં અને કવિતા ગાવામાં ઉદ્યુક્ત રહી, દેશના સંસાર સુધારાના અને બીજા પ્રશ્નોમાં પોતાનો મત અને બોધ સ્પષ્ટપણે અર્પી કવિશ્રી ૭૮ વર્ષનું આયુષ્ય ભોગવી ઈ. સ. ૧૮૯૮ માં અક્ષર ધામ પામ્યા હતા.

ઉમ્મર–જન્મ તથા મરણની તિથિઓ તરફ જોતાં તો આ યુગને દલપત યુગજ નામ આપવું ઘટે; પરંતુ નર્મદાશંકરે ગુજરાતમાં જે નવો જુસ્સો, નવા વિચારો, અને નવો તનમનાટ જગાવ્યાં હતાં તે એવી પ્રકટ પ્રતિનાં હતાં, તેનાં પરિણામ ગુજરાતનું વાતાવરણ ફેરવી દેવામાં એવાં તો ધ્યાન ખેંચે તેવાં, અને સંખ્યામાં એટલાં તો વધારે હતાં કે ઘણી ઘણી બાબતમાં દલપતરામની છાયા સાહિત્યમાં તો જ્યારે અદૃશ્ય જેવીજ થઈ ગઇ, ત્યારે નર્મદાશંકરની અસર પરિણામ લાવનારી બની રહી છે એમ સ્વીકારવું પડે છે. અલબત નર્મદાશંકરનું પોતાનું કાર્ય બહુ મહત્ત્વવાળું, સંગીન કૃતિવાળું કે સનાતન લાભ આપનારૂં કદાચ ન ગણાય એવું અમુક પ્રમાણમાં સ્વીકારવું પડે, તોપણ નર્મદાશંકરની અસર, તેણે રોપેલાં બી, એવાં તો જીવન્ત, જોરદાર, અને ફળદ્રુપ છે કે ગુજરાતી

સાહિત્યના તે ગાળાને નર્મદનું નામ આપ્યા વિના ચાલેજ નહિં. વડના ટેટાનાં રાઇથી પણ અતિ સૂક્ષ્મ, ઝીણાં બિન્દુ સરખાં, એક બી માંથી કબીરવડ જેવું વૃક્ષ ફાલી રહેતું જોઇએ, ત્યારે તે ઝીણાં સરખાં પણ બીની કિંમત ઓછી કેમ આંકી શકાય? ગુજરાતને પ્રેમ શૌર્ય ભાવના પહેલીજ વાર આપનાર, ગુજરાતને વીરરસની કવિતા અને શૂરવીરનાં લક્ષણોનાં પદો પહેલીજ વાર સંભળાવનાર, ઉછરતી જુવાનીમાં સંસાર સુધારાના વિષયોની કવિતા બેધડકપણે ગાનાર અને પાકટ ઉમ્મર થતાં પોતાના ફરેલા વિચારો તેવીજ રીતે જાહેર કરવાની હિમ્મત દાખવનાર, નર્મકોષ, નર્મકથા કોષ, ગુજરાતીઓની સ્થિતિ, ડાંડિયા માસિકમાંના લેખ, મહારાજ લાયબલ કેસ વખતની તેની પ્રવૃત્તિ વગેરે નર્મદની સેવાઓ એટલી બધી મહત્ત્વભરી અને અસર ભરી છે કે નર્મદાશંકરનું પ્રમાણમાં ટુંકું આયુષ્ય પણ પરિણામે લાંબુંજ સ્વીકારવું પડે. નર્મદાશંકર ઇ. સ. ૧૮૩૩ માં સુરતમાં જન્મ્યા હતા તે તો ઉપર કહેવાઇ ગયું છે તેના પિતા લાલશંકર મુંબઇમાં સરકારી નોકરીમાં હતા અને તેથી કવિનો અભ્યાસ સુરતમાં પૂરો થઇ રહ્યા પછી તે પિતાની પાસે મુંબઈ ગયા અને ત્યાં અંગ્રેજી અભ્યાસ કરવામાં મન પરોવ્યું. પિતાની મરજી નોકરી લેવરાવવાની હોવાથી રાંદેરમાં મહેતાજીની નોકરી લેવી પડી, પણ દેશકાર્ય માટે ભાવના જાગ્રત થઇ ગયેલી હોવાથી તેઓ તે નોકરીમાં લાંબો વખત રહી શકયા નહિ. મુંબઈ જઈ નાની મોટી નોકરી સ્વીકારી પોતે કવિતા કરવાનું અને દેશોદયનાં કાર્યો કરવાનું શરૂ કરી દીધું. દેશમાંનું અજ્ઞાન દૂર કરવું. એ પહેલુંજ કામ હતું એમ સમજી સભાઓ ભરી, ભાષણો દ્વારા તે કામ પાર પાડવા પ્રવૃત્ત થયા અને તેમાં ઘણું કાર્ય કર્યું. આખરે તેમને જણાયું કે નોકરી અને દેશસેવા બે સાથે કરવામાં સમયની તંગી અને બીજાં વિઘ્નો નડે છે. તેથી દેશસેવા અર્થે તેમણે

નોકરી છોડી અને લેખક અને ગ્રન્થકાર તરીકે ધંધો કરી આજીવિકા પણ તે દ્વારાજ મેળવવી એમ નિશ્ચય કર્યો. ઘણાં વર્ષો સુધી તે તે પ્રમાણે કામ કરી રહ્યા, અને નર્મગદ્યમાંના લેખો, નર્મ-કોશ, વગેરે તે અરસામાંજ લખાયા હતા. ઇ. સ. ૧૮૬૪માં ડાંડિયો નામનું માસિક કાઢવામાં સામેલ થયા હતા; પરંતુ થોડા સમય પછી મદદ કરનારા શેઠીઆઓની આર્થિક સ્થિતિ નબળી થઇ જવાને લીધે કવિની સાહિત્ય દ્વારા થતી કમાણી ઘટવા લાગી અને આખરે નોકરી નહિ કરવાનો પોતાનો નિશ્ચય તેમને છોડવો પડયો. છતાં પણ દેશસેવા અને ભાષાસેવા કરવાનો પોતાનો નિશ્ચય તેણે કદી પણ શિથિલ થવા દીધો નહોતો. જુવાનીમાં સુધારા વિષે અને આર્ય માન્યતાઓ વિષે પોતે સ્વીકારેલા વિચારો પુખ્ત ઉમ્મર થતાં ફેરવવાની જરૂર જણાઇ; પોતાના ફરી ગયેલા વિચાર ઘણીજ હિંમતથી તેમણે જાહેરમાં મૂકયા-જે 'ધર્મ વિચાર' નામના પુસ્તક રૂપે મોજૂદ છે

કવિ જુવાનીના જુસ્સામાં જે વિચારો ધરાવતા હતા તે વિચારો તદ્દનજ ઓષ્ઠસ્થાયી ન હોતા-તે પણ તેમના હૃદયમાંથી અને હૃદયના ખરા નિર્ણય તરીકેજ બહાર પડતા હતા, અને તે પ્રમાણે વર્તન કરવામાં તે ખંચાયા નહોતા. વિધવાઓને પુનર્વિવાહની છૂટ હોવી જોઇએ એ તેમનો આગ્રહ તેમણે પોતેજ પાળ્યો હતો, પોતે વિધવાને પરણ્યા હતા. તેમની પહેલી વખતની પત્ની હયાત હોવા છતાં, તેમની નાગર જ્ઞાતિની સર્વ રૂઢ પ્રણાલિકાનેજ નહિ, પણ સુધારાના આવશ્યક ગણાતા એક પત્નીના રિવાજને પણ લાત મારી કવિએ વિધવાને બીજી પત્ની તરીકે સ્વીકારી રીતસર તેની સાથે લગ્ન કર્યાં. આ તેમના પગલાની યોગ્યાયોગ્યતા માટે મતભેદ રહે એ સ્વાભાવિક છે. પરંતુ નર્મદાશંકરનો જુસ્સો, આગ્રહ, અને મતાભિમાન માત્ર ઓષ્ઠસ્થાયી નહોતાં એટલું બતાવવામાં તો તે પગલું નિર્ણયાત્મક જ ગણાશે.

કવિની જીંદગીનો પાછલો ભાગ કાંઈક દુઃખભર્યો હતો, પરંતુ હૃદયનું ધૈર્ય તેમણે કદી છોડયું નહોતું. સંવત ૧૯૪૨ ઈ. સ. ૧૮૮૬ માં ૫૩ વરસની ઉમ્મરે તેમણે આ નશ્વર જગતનો ત્યાગ કર્યો. તેમનો સ્થૂલ દેહ નાશ પામ્યો. પરંતુ તેમનો કીર્તિદેહ ગુજરાતમાં અને ગુજરાતી ભાષામાં કદી પણ નાશ ન પામે તેવી અમરતા પ્રાપ્ત કરી રહ્યો છે તેમાં કોને શંકા રહે તેવું છે?

નવલરામ

આ પ્રકરણમાં જેની નોંધ લીધી છે તે ત્રીજા લેખક નવલરામ પણ સુરતનાજ વતની હતા. ગુજરાતી અને થોડોક અંગ્રેજી અભ્યાસ કરી સરકારી નોકરીમાં જોડાયા હતા અને નર્મદ દલપત પેઠે નોકરી છોડી ન દેતાં છેવટ સુધી તેને વળગી રહ્યા હતા. પરિણામ એ આવ્યું છે કે નર્મદ દલપત જેટલી અનેકમુખ પ્રવૃત્તિઓ તે કરી શકયા નહોતા, અને સાહિત્ય સેવામાં સમય થોડો રહેતો હોવાથી સરખામણીમાં તેમનું કામ પણ થોડું હતું. પરંતુ તેમનો અભ્યાસ સંગીન, બુદ્ધિ પ્રખર, વિવેક શકિત સૂક્ષ્મ, અને દીર્ઘદૃષ્ટિ અતિ તીક્ષ્ણ હોવાથી જેટલું કામ તેમણે કર્યું છે તેટલું બધુંજ સંગીન છે, કાયમ માટે ટકી રહે તેવી પ્રતિનું થયું છે. દલપતરામ કવિ તરીકે મુખ્ય અને સુધારક અને ઉપદેશક તરીકે ગૌણ સેવા બજાવી ગયા છે, નર્મદાશંકર દેશને ઉંઘમાંથી ઉઠાડી જાગ્રતિ આપનાર તરીકે મુખ્ય, અને સંસાર સુધારક અને અનેક જાતની નવી પ્રવૃત્તિઓ ગુજરાતમાં રોપનાર તરીકે ગૌણ સેવા બજાવી ગયા છે, તેમ નવલરામે ટીકાકાર અને ભાષા અભ્યાસી તરીકે મુખ્ય અને સુધારક અને શિક્ષક તરીકે ગૌણ સેવા બજાવી છે.

નવલરામ નર્મદાશંકરથી ત્રણેક વર્ષ નાના હતા. તેમનો જન્મ ઈ. સ. ૧૮૩૬માં સંવત ૧૮૯૨માં થયો હતો; જ્ઞાતિએ વીસનગરા નાગર બ્રાહ્મણ હતા. તેમના પિતા સૂરતમાંજ એક શેઠી-

આને ત્યાં નોકર હતા અને તેથી નવલરામનો શાળાભ્યાસ સુરતમાં થયો હતો. ગુજરાતી સંપૂર્ણ અને અંગ્રેજી સુરતમાં થતું એટલું કર્યા પછી, મુંબઈ ભણવા જવાની સગવડ ન હોવાને લીધે નવલરામને નોકરી લઈ લેવી પડી હતી. સુરતની અંગ્રેજી નિશાળમાં 'આસીસ્ટંટ' તરીકે નોકરીની શરૂઆત કરી; ગોપીપરામાં 'બ્રાન્ચ સ્કુલ' નીકળી તેના હેડમાસ્તર થયા હતા; પછી સુરતમાં શિક્ષકો માટેની 'ટ્રેનિંગ કોલેજ' ના પહેલા 'પ્રિન્સિપાલ' રા. નંદશંકર તુળજાશંકરે તે જગા છોડી દીધાથી નવલરામને તે આપવામાં આવી. ઈ. સ. ૧૮૭૦માં સુરતની 'કોલેજ' બંધ થતાં અમદાવાદની કોલેજમાં તે વાઇસ પ્રિન્સિપાલ નીમાયા અને ગુજરાતશાળા પત્રમાં કામ કરવાનું તેમને પ્રાપ્ત થયું. છેવટે ઈ. સ. ૧૮૭૬ના અંત ભાગમાં રાજકોટની 'ટ્રેનિગ કોલેજ' ના 'પ્રિન્સિપાલ' તરીકે નીમયા. ગુજરાતશાળા પત્ર પોતાની સાથે રાખ્યું હતું. ઈ. સ. ૧૮૮૮માં તેમના દેહત્યાગ સુધી તેમણે રાજકોટમાંજ નિવાસ રાખ્યો હતો. કવિતા લખવાનો પ્રારંભ તો બહુ નાની ઉમરમાં કર્યો હતો, પરંતુ તે આવેશ કોઈ કોઈ પ્રસંગેજ તેમના પર અસર કરતો એમ દેખાય છે, કારણ તેમની બધી કવિતા સાથે કરતાં પણ કાંઈ ઠીક કહેવાય તેવો જથો થતો નથી. નવલરામની મુખ્ય સેવા ટીકાકાર તરીકેની છે અને તે વિષે તો પછીના પ્રકરણમાં.

---

# પ્રકરણ ૧૨

——:૦:——

## નર્મદ દલપતયુગ.

### અન્ય કવિઓ.



નર્મદાશંકર અને દલપતરામ બંનેએ પોતાના જીવનનો મોટો ભાગ સાહિત્યનેજ સમર્પેલો હતો. નર્મદાશંકરે કવિતા દેવીની સેવા ઘણા ઉમંગથી અને નવીન પ્રકારના અર્ચન અને સ્તવનથી કરી હતી, છતાં પણ તેની સાહિત્યની પૂજામાં કવિતા દેવીએ પ્રમાણમાં થોડોજ સમય પડાવ્યો હતો. નર્મદાશંકરની સાહિત્ય સેવા ગદ્ય લેખનથી અને દેશની જરૂરીઆતોની જૂદી જૂદી પ્રવૃતિઓથી વધારે અંકાયેલી છે. દલપતરામની ઘણી ખરી બધી પ્રવૃત્તિ કવિતા દેવીના સેવનમાંજ સમાયેલી હતી, અને તેથી સ્વાભાવિક રીતેજ તેની કવિતાની અસર કવિતા દેવીના અન્ય ઉપાસકોમાં વધારે થઈ હતી. નર્મદાશંકરની કવિતાનું અનુકરણ કરનાર–તેની અસરથી કવિતા લખવામાં પ્રવૃત્ત થનાર–

**વિજયાશંકર**

ગણતરીમાં તો ઘણા થોડા હતા. માત્ર વિજયાશંકર સિવાય બીજો કોઇ તેનો ભકત કે અનુયાયી હોય એવું જાણવામાં નથી. મધુવચરામ તથા નભુ-વાણી વાળા નભુલાલ દલપતરામના કરતાં નર્મદાશંકરની કવિતાને વધારે અનુસરનારા હતા અને નર્મદ ચરણમાં એ ત્રણને સારી રીતે ગણી શકાય તેવું છે. વિજયાશંકરની વિજય વાણીમાં નર્મદા-શંકરે જે ઉછાળાને કવિતાના મૂળ તરીકે માન્યો હતો–મનાવ્યો હતો–માનવો જોઇએ એમ આગ્રહ કર્યો હતો-તે ઉછાળો દેખાય છે, અને દરેક કાવ્ય ઘણું કરીને અમુક ઉછાળાથી કે અમુક અસરકારક દેખાવથી શરૂ થયેલું છે, એમ જોઇ શકાય છે.

તે ઉછાળામાં માનવ હૃદયના સનાતન ભાવને અસર કરનાર સત્ત્વ કેટલું હતું, કે ઉછાળાને શબ્દમય કરવામાં સાહિત્યોશક્તિ કેવી પ્રતિની હતી તે તો લેખકની કવિત્વ પ્રસાદીના પ્રમાણ પર આધાર રાખનારી બાબત છે, પણ કવિતાનું મૂળ સ્વહૃદયનો ઉછાળો હતો એટલું તો તેથી સ્વીકારવું જોઇએ એવી તે કવિતાઓ છે.

મધુવચરામ.

મધુવચરામના ' મધુર કાવ્ય ' ના બે ભાગો ઉપરાંત 'હૃદય વિનોદ ' અને 'સુવાસિકાં' નોંધવા જેવાં છે. આમાંનું છેલ્લું એક નાનું સરખું કાવ્ય છે અને સાહિત્યના પુસ્તકોમાં સાચવી રાખવા જેટલી તો યોગ્યતા ધરાવે છે. નર્મદ ચરણમાં જે જે કવિતાલેખકો પછીથી થયા તે બધા વિદ્વાન હતા. અંગ્રેજી સંસ્કૃતના અભ્યાસથી સારી પેઠે સંસ્કાર પામેલા હતા, અને જો કે નર્મદાશંકરે શરૂ કરેલી નવીનતાનેજ અનુસરનારા, ખીલવનારા હતા, તોપણ નર્મદાશંકરની કવિતાની પ્રકટ છાપ તેમના પર એટલી બધી થોડી છે કે તેઓ નર્મદ ચરણના હોવા છતાં નવીન ચરણ સ્થાપનારાજ ગણાવા જોઇએ.

ઇ. સ. ૧૮૮૫ માં 'કુસુમમાળા'ના પ્રકટ થવા સાથે ગુજરાતી કવિતામાં નવોજ યુગ પ્રવર્ત્યો એમ કહેવું જોઇએ. એ નવીન યુગની કવિતાને પ્રેરનાર, તેને માટે બીજરૂપ કાર્ય કરનાર, તે જાતનું વાતવરણ શરૂ કરનાર, ગુજરાતને તેને માટે તૈયાર કરનાર તો નર્મદાશંકર હતા. નર્મદચરણના અનુયાયી ઘણા ન જોવામાં આવે, છતાં ગુજરાતી કવિતાનો નવીનયુગ નર્મદ ચરણના સરોવરમાંથીજ મૂળ પ્રવાહ પામ્યો છે એમ સ્વીકારવું જોઇએ. ગુજરાતમાં ચાલુ થયેલ જીવનની નવી ભાવનાઓ અને વાચન શિક્ષણ માટે થયેલી નવી પ્રવૃત્તિઓ આ પ્રવાહને બળ આપવામાં અને માર્ગ બતાવવામાં ઓછી મદદરૂપ ન હોતી, છતાં પણ તે પ્રવાહનું મૂળ તો નર્મદાશંકરનાં આવેશ ભર્યાં અને ઉન્માદ ભર્યાં જીવનમાં હતું

એમ તો કહેવું જોઇએ. અંગ્રેજી તથા સંસ્કૃતના સંસ્કારી અભ્યાસથી ગુજરાતના વિચારકો અને લેખકોને બહુ ઉત્તેજન અને સરસ પ્રેરણા મળી અને તેથી તે પ્રવાહ સારી રીતે વહ્યા કર્યો છે, ગુજરાતી કવિતાને અવનવાં રૂપ અર્પતો રહ્યો છે, ભવિષ્યમાં વિશ્વમાન્ય કવિને પણ ઉત્પન્ન કરશે એવી આશા પ્રકટાવી રહ્યોછે.

દલપત ચરણના અનુયાયીઓ મોટા જથામાં થયા છે. સામાન્ય ભણતરવાળા, સાદા વ્યવહારમાં જીવન ગાળવા વાળા, પ્રજા વર્ગના અનુચ્ચ વિભાગને હમેશાં આનંદ અને બોધ આપનાર દલપતરામની કવિતા જેવી કવિતા લખનારા ઘણા હોય એ સ્વાભાવિક હતું. તે બધામાં અત્યારે વાચકોને કાંઈ પણ મોહ પમાડી રહ્યા હોય એવા ઘણા થોડાજ લાગશે. તેમના સમયમાં તે તે લખનારાઓની સેવા ઘણી માનાર્હ હતી તેમના વાચકો પુષ્કળ હતા, પ્રશંસકો પણ ઠીક હતા, પરંતુ સમયના વહેવા સાથે ગુજરાતના જીવનમાં જે ફેરફાર થઇ ગયો છે તે ફેરફારની અસરો સામે ટકી રહે તેવા તો તેવા લેખકોમાંથી થોડાજ છે. દલપતરામ તો જો કે ગુજરાતી ભાષા બોલાશે ત્યાંસુધી કવિ તરીકે સ્વીકાર પામ્યા કરશે, અને અમુક વર્ગમાં તો હરહમેશજ વંચાયા, શીખવાયા, પ્રશંસા મેળવ્યા કરશે, તોપણ તેના ચરણ સેવનારાઓ માટે એટલું તો કહી શકાતું નથી. કવિતાના ઇતિહાસના અભ્યાસીઓને વાંચવા લાયક, અને દલપતરામની કવિતામાં આનંદ માની શકે તેવા વાચકોને કાંઇક વૈવિધ્ય અર્પી શકે તેવા, બે પાંચ લેખકો નોંધ લેવા લાયક છે એમ તો કહેવું જોઇએ.

**દલપત ચરણના કવિઓ**

આવા લેખકોમાં ચાર પાંચ એકદમજ જીભને ટેરવે આવી જાય તેવા અને કવિતાના ઇતિહાસમાં નામગણના પામે તેવા છે. 'કાવ્ય કૌસ્તુભવાળા' બુલાખી ચકુભાઇ, 'કાવ્ય સુધા'વાળા રણછોડ ગલુરામ, 'સવિતાકૃત કવિતા'વાળા સવિતાનારાયણ, 'સુબોધ ચિંતામણ'વાળા વલ્લભદાસ પોપટ, 'પ્રતાપ કાવ્ય'વાળા

પ્રતાપરાય, 'રામાયણ' અને 'પ્રવાસ વર્ણન'વાળા શિવલાલ ધનેશ્વર અને આ ઉપરાંત ભવાનીશંકર નરસિંહરામ, છોટાલાલ સેવકરામ, અલખબુલાખી અને પંડિત ગટુલાલજીનાં નામ ગુજરાતી કવિતાના ઇતિહાસની રૂપ રેખામાં પણ સ્થાન પામે તેવાં ગણવાં જોઈએ.

આ બધામાં કાંઇ કાંઇ ગુણો અને કવિતારસ વાચકની કોટિના પ્રમાણમાં ઓછાવત્તા માલુમ પડશે, અને તે તે લેખકના ભકતો કોઈ કોઇ મળી આવે એમાં પણ શંકા જેવું નથી. ઐતિહાસિક દૃષ્ટિએ ગુજરાતી કવિતા વાંચનારે તો આ બધાનાં લખાણ જોઇ જવાં એ એક કર્તવ્ય સમાનજ ગણવું જોઇએ. સામાન્ય વાચકને પણ કાંઇ કાંઈ વિનોદ આપે તેવાં કાવ્યો મળી આવ્યા વિના રહેશે નહિં.

**ભુલાખીરામ** બુલાખીરામ ચકુભાઈનાં કાવ્ય કૌસ્તુભના બંને ભાગ માધ્યમિક શાળાઓના ઉપલા ધોરણોમાં જરા લાભ સહિત વંચાવી—શીખવી—શકાય તેવા છે. ખાસ કરી 'રણધીરા શૂરા રજપુત' વાળું કાવ્ય ગુજરાતી કવિતામાં કાયમનું સ્થાન પામે તેવું છે. તેમજ દલપતરામના ફાર્બસ વિલાસના કાંઇક અનુકરણ રૂપે 'સાંભળો સાહેબ તમે' એવી અન્તિમ લીટીથી લખેલા કેટલા મનહર ઘડીભાર વિનોદ આપે તેવા છે.

**સવિતા નારાયણ** સવિતા નારાયણ હિન્દીના પ્રૌઢ અભ્યાસી હતા અને તેમની કવિતામાં હિન્દી બાનીની અસર બહુ પ્રકટપણે દેખાય છે.

**વલ્લભદાસ પોપટ** વલ્લભદાસ પોપટના લખાણમાં આવેશ અને ટીકા સારી કડકાઈથી અને સરળ શબ્દોમાં કરવામાં આવી છે અને કોઇ કોઈ વખત તો દલપત ચરણમાંથી જાણે છુટાપણુંજ ભોગવી રહ્યા હોય તેવું પણ લખાણ કરે છે.

**શિવલાલ ધનેશ્વર** શિવલાલ ધનેશ્વરના 'પ્રવાસ વર્ણન' માં અહિં તહિં લાગણી અને ભાવની આર્દ્રતા સારા પ્રમાણમાં આવી છે અને તે પુસ્તક પણ ગુજરાતી કવિતાનાં સાચવી રાખવા લાયક પુસ્તકોમાં પોતાનું સ્થાન મેળવી શકે તેવું છે.

પંડિત શ્રી ગટુલાલજીનાં લખાણમાં ભગવદ્ ગીતાનું ભાષાંતર અને બીજાં પ્રાસ્તાવિક કાવ્યોનો સમાવેશ થાય છે. ભાષા સરળ, સારા સંસ્કાર વાળી, વિચારો સાદા અને સુગમ્ય, સામાન્ય જનને બોધરૂપ બને તેવા વિષયો, અને પ્રસંગે અસર કરે તેવું સીધું સાદું લખાણ: આ ગટુલાલજીની કવિતાના ખાસ ગુણો છે. સંભવ છે કે હાલમાં વંચાય છે તેના કરતાં તેમનાં કાવ્યો ભવિષ્યમાં કાંઈક વધારે વંચાય.

ગટુલાલ

હરજીવન પુરૂષોત્તમ કૃત ચાવડા ચરિત્ર એ પણ એક નોંધ લેવા જેવી કૃતિ છે. ઐતિહાસિક વસ્તુમાં ક્યાંક ક્યાંક વર્ણનની છાંટ ઠીક આવી ગઈ છે-પાઠ્ય પુસ્તક તરીકે તેને નિભાવી રાખવા જેવું તે કાવ્ય છે.

આ સમયમાં બીજાં પણ છુટક છુટક કાવ્યો ઘણાં લખાયા હશે, જેના સંગ્રહ કાં તો વિસારેજ પડી ગયા છે, કે કાં તો કરવામાંજ આવ્યા નહિં હોય. માસિકોની શરૂઆત આ સમયમાંજ થયેલી છે, અને દરેક માસિકમાં ગદ્ય સાથે પદ્ય પણ સ્વીકારવામાં આવતું એટલે માસિકોમાં પણ કાવ્યલેખો પડી રહેલા હોય એ બનવા જોગ છે. એ બધાં એકદમ હસ્તગત થાય તેવી રીતે એકત્રિત થયેલા નહિં હોવાથી તે મેળવવા માટે શોધ ખોળ કરવા જેટલો અવકાશ હાલની હાડમારીમાં કોઈને નથી,-વળી પરિણામે કાંઈ ઉપયોગી હકીકત મળી આવે કે નહિં એ પણ નક્કી કહેવાય નહિ એટલે તેમાં વખત ગાળવાની હિંમ્મત પણ કોઈની ન રહે. આર્થિક દૌર્બલ્ય તો એટલું બધું છે કે તેવા કામ માટે સમય કે પૈસા કાંઈ ફાજલ પાડી શકાય એમ નથી એટલે શોધખોળ માટે કશોજ સંભવ જણાતો નથી. જુવાન ધનાઢ્ય શેઠીઆઓમાંથી કોઇને શોખ લાગે અને જાતેજ

તેવું કામ ઉપાડી લે તોજ તે થાય એવું છે. એવું ન બને ત્યાં સુધી તો અનેક ફરજોના ભારથી દબાઇ ગયેલો કોઈ આંહિ તહિં ડોકિયાં કરી જે થોડું ઘણું પ્રકટ કરી શકે તેના પરજ આધાર રાખવાનો રહે છે. પરંતુ જે કાંઇ જોઇ શકાયું છે તે ઉપરથી એટલું તો કહી શકાશે કે ખાસ ઐતિહાસિક દૃષ્ટિએ કાંઇ કાંઇ જાળવી રાખવાનું નીકળે કે તત્કાલની વસ્તુસ્થિતિનું ભાન મેળવવા જરૂરનું કાંઈ ગણાય, તે સિવાય ઝાઝું ઉપયોગી સત્ત્વ આ બધા લખનારાઓ પાસેથી મળી આવે એવું લાગતું નથી તે કાળને માટે અને તે વખતના વાંચનારાઓ માટે તે તે લખાણો થયાં અને વાંચનારા ફરી જતાં તે લખાણોનું આયુષ્ય પણ પૂરૂં થયું. આવું થાય એ જગતનો ન્યાયજ છે. તે બધાઓએ નવીન યુગને માટે તૈયારી કરી દીધી એ એકજ વાત નોંધી રાખી નવીન યુગની પ્રવૃત્તિ તપાસીશું તો ખોટું નહિં કહેવાય.

---

## પ્રકરણ ૧૩.

### નર્મદ દલપત યુગ (ચાલુ)

### ગદ્ય પ્રારંભ.

#### નર્મદ–નવલ–નંદશંકર.

ગુજરાતીમાં ગદ્યસાહિત્ય ઘણું મોડું ઉત્પન્ન થયું છે એ ખરૂં હોવા છતાં, ગદ્ય લખાણુ પહેલાં કદી થયેલુંજ નહિં એમ કહી શકાય તેવું નથી. 'કહાનડદે પ્રબંધ'માં બેએક જગાએ ગદ્યખંડ માલુમ પડે છે અને વ્યવહારમાં તો ગદ્યજ વપરાય એટલે ગદ્યના નમુના હાથ લાગે એ સ્વાભાવિકજ છે. સંસ્કૃતમાં તો ઘણા જૂના કાળથી ગદ્ય લખાયેલું છે. ગદ્ય સાહિત્યના ઘણા જૂના નમુના તરીકે પંચતંત્ર સુવિદિત છે; ચમ્પૂ, નાટક આદિ લખાણો,

કાદમ્બરી, દશકુમાર, વાસવદત્તા જેવાં પુસ્તકો, અને શ્રુતિ સ્મૃતિ પરનાં ભાષ્ય એ બધા ગદ્ય સાહિત્ય પૂરૂં પાડનારા લેખો છે. શ્રીમદ્ શંકરાચાર્યનાં ભાષ્યો ઉંચી પ્રતિની નમુનારૂપ ભાષાની સરળ સુંદર, આકર્ષક ગદ્યની બેનમુન કૃતિ છે એમ કોણુ નથી જાણુતું ? ગુજરાતીમાં 'આહ્નિક પ્રકાશ' અને એવાં કોઇ કોઈ પુસ્તના ગદ્ય અનુવાદ કે ગદ્ય ભાષ્ય મળી આવે છે; તોપણ એકંદરે જોતાં સાહિત્યમાં ગદ્યને મોટો હિસ્સો મળ્યો હોય એવું કહી શકાય એમ જણાતું નથી.

જ્યારથી છાપખાનાં શરૂ થયાં ત્યારથી ગદ્યને સાહિત્ય તરીકે સારૂં સ્થાન મળવા લાગ્યું. છાપખાના દ્વારા ખબરપત્રો અને માસિકો બહાર પડવા લાગ્યાં; સભાઓના હેવાલ અને ભાષણોના સાર પ્રકટ થવા લાગ્યા; સ્વતંત્ર નિબંધો અને ટુચકાઓ તથા વાર્તાઓ લખવાની શરૂઆત થઇ અને એવી રીતે હળવે હળવે ગદ્ય પ્રસારમાં આવતું ગયું.

એક વખત સ્વ. ઇચ્છારામે વાત વાતમાં ગુજરાતી ગદ્યના પિતા તરીકે ગીરધરદાસ દયાળદાસનું નામ આપ્યું હતું એમ યાદ છે. 'દાંડિયો' નામનું એક માસિક જેમાં નર્મદાશંકર ઘણું ખરૂં લખતા હતા તેના તંત્રી ગીરધરદાસ હતા. ગીરધરદાસે 'રાસેલાસ'નું ભાષાંતર તથા નવી પ્રજા નામની નવલકથા લખ્યાનુ 'સાઠીનુ વાઙ્મય' માંથી જાણુવામાં આવે છે. તેમના બીજા સ્વતંત્ર લેખો જાણુવામાં નથી. તેનો સંગ્રહ થયેલો નહિં હોવાથી મળવાનો સંભવ નથી.

ગુજરાતી ગદ્યના પિતા તરીકે નવલરામે રા. રણછોડદાસ ગીરધરભાઇને ગણ્યા છે. તેમનાં પુસ્તકો 'સારસંગ્રહ' 'બ્રીટીશ હિન્દુસ્થાનનો ઇતિહાસ' 'નીતિબોધ કથા' વગેરે આરંભકાળનાં અને 'મિસર લોકોનો ઇતિહાસ' તથા 'મિડિઝ અને ઇરાની લોકોનો ઇતિહાસ' એ વનપ્રસ્થ થયા પછી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી માટે લખેલાં એ છે.

ગદ્ય સાહિત્યના વિકાસમાં મુખ્ય મદદ સભાઓએ કરેલી હતી. દુર્ગારામ મહેતાજી અને તેના જેવા સુધારાની ગર્જનાને પોષનારા ગૃહસ્થોએ સભાઓમાં પોકાર કરવાની શરૂઆત કરી, ભાષણો વધવા લાગ્યાં અને એમ હળવે હળવે ગદ્યથી લોકોને જાગ્રત કરવા, જ્ઞાન આપવા, નાના મોટા ટુચકાઓથી વિનોદ આપવા, અને છેવટ કલ્પિત વાર્તાઓથી પોતાના ઉદ્દેશ પાર પાડવા પ્રવૃત્તિઓ થવા લાગી. આવી બધી પ્રવૃત્તિનો ઇતિહાસ લખવા માટે હજી સાધનો મળી શકે એમ છે, પણ તેને માટે પ્રયાસ કરવાનો શોખ કોઇને લાગ્યો નથી. જો થોડા વખતમાં તે સાધનોનો લાભ નહિં લેવાય તો હળવે હળવે તે કમી થતાં જશે અને પછી તો માત્ર અટકળ પરજ આધાર રાખવો પડશે. આંહિં વિગતો મેળવવાનો વિચાર રાખી શકાયો નથી. માત્ર મુખ્ય મુખ્ય પ્રસંગો અને પાત્રોની બહુ ઉપર ઉપરની પિછાન આપવાનું જ રાખ્યું છે અને તેથી માત્ર સુજ્ઞાત ગદ્ય લેખકો વિષેજ કહેવાનું રહે છે.

### નર્મદાશંકર.

તેવા સુજ્ઞાત લેખકોમાં મુખ્ય નર્મદાશંકર છે. તેમણે સભાઓમાં આપેલાં ભાષણો દ્વારા, સ્વતંત્ર નિબંધો દ્વારા, અને કંઇ કંઇ સ્વતંત્ર લેખો દ્વારા ગુજરાતી ગદ્યને સારૂં ખીલવ્યું છે. તેનું જૂનું નર્મગદ્ય નર્મદાશંકરને ખરા સ્વરૂપમાં બતાવે છે; તેના દાંડિયા-માંના લેખો નર્મદાશંકરની કવિતામાં નહિં જણાવામાં આવેલી હાસ્યોત્પાદક શક્તિ બતાવે છે, જો કે તે હાસ્ય રસ ક્ષુલ્લક વૃત્તિ અને ક્ષુદ્ર મતિનો માલમ પડે છે અને ઘણી વખત અનુચિત પ્રયોગોથી હાસ્ય ઉત્પન્ન કરવા જેવું કરે છે. તેના 'ગુજરાતીઓની સ્થિતિ' વાળો લેખ તેનું ઇતિહાસનું વાંચન, ગુજરાત માટે ઉંચી ભાવના', સુધારાના માર્ગો વિષે તેમનો અભિપ્રાય અને ગુજરાત અને ગુજરાતીઓ માટે તેના હૃદયનો ઉમળકો અને ઉકળાટ

તાવી આપે છે. 'રાજ્યરંગ' એ તેની મહેનત અને ધૈર્ય ખવે છે, અને 'સુરતની હકીકત,' 'મેવાડની હકીકત' એ પણ ના દેશાભિમાનના જુસ્સાની કોટિ જાણવામાં મદદરૂપ થાય 'કવિ ચરિત્ર'માં તેણે લગભગ પહેલીજવાર ગુજરાતી કવિ-ાની જાણવા જેવી હકીકત પ્રસિદ્ધ કરી છે. તેની કવિઓની કદર તિહાસિક દૃષ્ટિએ રસથી વાંચવા લાયક છે.

નર્મદાશંકરના ગદ્યમાં સંસ્કાર આછા આછા માલમ પડે તેમાં અતિ ઊંચો રસ, કે વારંવાર વાંચ્યા કરવાનું મન ય તેવો લેખ પ્રવાહ, કે દરેક વાંચને કાંઈ કાંઈ નવો આનંદ આવે તું સાહિત્યસત્ત્વ ભાગ્યેજ માલમ પડશે. લખાણ અતિ સાધારણ તનું-ઘણું કરી બધા લેખોમાં સાદું, સુ લ, અને સીધુંજ છે. રવીરનાં લક્ષણમાં કે વીર રસની કવિતામાં જે જ.મ અને હૃદય ળતરા છે તે તેના ગદ્યમાં ઝાઝા પ્રમાણમાં આવી શકયાં નથી. ાત્ર 'ગુજરાતીઓની સ્થિતિ'માં એકાદ બે જગાએ માલમ પડતા દયના ઊભરા તથા 'રાજ્યરંગ'ની જુદીજ પ્રતિની પ્રસ્તાવના વા જૂજ અપવાદ છે ખરા. તેમ સાટે તેના કાવ્યોમાંથી ઘણાં રાંમાં જે શિથિલતા અને જે નીરસ લંબાણ માલમ પડે છે તેના ગદ્ય લેખોમાં જણાતું નથી. 'મહાભારતનો સાર' અને ઇલિયડનો સાર' ઝગઝગાટ કે હૃદયચોટ વિનાના લાગે તોપણ તે ાથેતિ વાંચનારા મળી આવે ખરા; તે જાતનાં લખાણમાં હજી ીજા કોઇએ વધારે સારી પ્રવૃત્તિ કરી હોય એમ જાણવામાં નથી.

નર્મદાશંકરના નર્મગદ્યની જે પ્રતિ સરકારે છપાવી છે તેમાં ર્મદાશંકરના કેટલાક અસલ લેખોનો અસ્વીકાર કર્યો છે તે ગેર ાજબી થયું છે એમ કોઇ કહી શકે એવું નથી. સરકારી નર્મ-ાદ્યમાં નહિં સ્વીકારેએલા લેખો નર્મદાશંકરને માન આપે, અગર ા તેની લખાણ પદ્ધતિને માટે કે લખાણ વિષયને માટે મોહ ત્પન્ન કરે તેવા તો નહિં ગણાય. અલબત્ત, ઐતિહાસિક દૃષ્ટિએ

કે નર્મદાશંકરને ખરા સ્વરૂપમાં જાણવાની ઈચ્છાએ તે લેખો ચાલુ રાખવાનો આગ્રહ રાખવામાં આવે એ એક રીતે સ્વીકારી શકાય તેવું છે.

નર્મદાશંકરનું ગદ્ય લખાણ બે લગભગ અલગ પ્રવાહમાંજ વિભક્ત થઈ ગયેલું જણાય છે. નર્મગદ્ય, ભાષણો અને લેખોવાળો પ્રવાહ એ પાછળના 'ધર્મ વિચાર'નાં પ્રવાહથી બહુ ભિન્ન પ્રતિનો છે. પહેલાંના વિચારો ઉતાવળીયા, ઉપર ઉપરથી બંધાએલા, જુવાનીના ઉછાળાથી રંગાયેલા, અને ઉંડા અભ્યાસ કે શાંત મનન વગરના હતા. અને તે વખતનું ગદ્ય અને પદ્ય બંને તે અસરથી અંકિત હતાં. અનુભવે નર્મદાશંકરને બતાવી આપ્યું કે તેના વિચારોમાં ફેર કરવાની બહુ જરૂર હતી. પોતાના ફરેલા વિચારો ફરેલા સ્વરૂપમાં બહાર પાડવાની નર્મદાશંકરે બહુ પ્રશંસનીય હિંમત બતાવી. જે સુધારાના મોહમાં તે પ્રારંભમાં ફસાયા હતા તે સુધારો પોતે ધારતા હતા-ઇચ્છતા હતા-તેવો ન લાગ્યો ત્યારે તેણે પોતાનો મત ફેરવ્યો અને તે જાહેરમાં મુકતાં જરા પણ આનાકાની કરી નહિં.

મત ફર્યો તે સાથે તેની ભાષાનું વલણ પણ ફર્યું. ધર્મ વિચારની ભાષા સૂત્ર જેવી, ટુંકી, સંક્ષિપ્ત, અને સૂચક છે. સંસ્કાર કાંઇક વધારે જામ્યા છે, ઉકળાટ શમ્યો છે, ગંભીરતા આવી છે, સપ્રયત્ન સમાલોચનાની જરૂર સ્વીકારાઈ છે, અને ભાષણોની ભાષા જેમ જોસદાર અને હૃદય ઉશ્કેરનારી હતી તેમ આ ભાષા સક્કાદાર અને વિચાર ઉશ્કેરનારી છે. જૂના નર્મગદ્યમાંના અસલ લેખોમાંની અશિષ્ટતા ઊડી ગઈ છે, ક્ષુદ્ર વિચારો અને સરખામણીઓ સ્ફુરે તેવું હૃદય કે મગજ રહ્યું નથી; ગંભીર, શાંત, સૂચક અને બોધક સ્વરૂપ આવી ગયું છે. ભાષણોમાં જુવાનીનો ઉત્સાહ અને પોતાની પાછળ દોડવા માટે આગ્રહ કરનાર નાયકનો જુસ્સો છે. આમાં પ્રૌઢ અવસ્થાની શાંતિ, અને પોતાના મતને સ્વીકારવા માટે આગ્રહ કરનાર ગુરૂજનનો બોધ છે.

આ બે પ્રવાહની વાત કરી—પરંતુ ખરૂં જોતાં પ્રારંભના પ્રવાહમાં પાછા બે ફાંટા હતા એવું જોઇ શકાય છે. ભાષણ અને નિબંધોનો ફાંટો ઐતિહાસિક લેખોના ફાંટા કરતાં જૂદી પ્રતિનો હતો. ઐતિહાસિક લેખોમાં માત્ર હકીકતનુંજ કથન કરવાનું હોવાથી ભાષા સરળ, સીધી, એકરંગી છે; ભાષણો અને નિબંધોમાં બીજાને અસર કરવા માટે સંબોધનો પુષ્કળ છે. ગદ્યનો ઉપયોગ જૂદી જૂદી રીતે થાય છે. એક તો પોતાના વિચાર પ્રમાણે બીજાને વિચાર કરતા કરવા માટે ગદ્ય લખાણ કામમાં લેવામાં આવે છે; તેમ અમુક જાતનું નવું જ્ઞાન આપવામાં ગદ્યનો ઉપયોગ સીધી અને સરળ રીતે થાય છે; વળી પદ્યની પેઠે આનંદ અને વિનોદ આપવામાં પણ ગદ્ય વાપરી શકાય છે. આ બધી રીત એક સાથે કે સ્વતંત્ર રીતે પણ ગ્રહણ કરી શકાય છે. નર્મદાશંકરે પહેલી બે રીત જ્યાં વાપરી છે ત્યાં કાંઇક ઠીક કર્યું છે એમ કહી શકાય છે. એકલો આનંદ કે વિનોદ આપવામાં નર્મદાશંકરે પ્રવૃત્તિ કરીજ નથી. પોતાનો હેતુ પાર પાડવા માટે મશ્કરી ઠઠ્ઠાનું અવલંબન કરી ક્યાંક ક્યાંક વિનોદ આપવા પ્રયત્ન કરેલ હોય એમ લાગે છે, પણ તેમાં તો તે કાંઇ પણ વિજય મેળવી શકેલ નથી. ઉલટું, ક્ષુદ્રતા અને અનૌચિત્ય જ લાગી આવે એવું થઇ ગયું છે.

**નવલરામ.**

નર્મદાશંકરના કરતાં ગદ્ય લેખક તરીકે ઉંચું સ્થાન ભોગવે તેવાં નવલરામનાં લખાણો છે. નવલરામનું ગદ્ય નર્મદાશંકરના ગદ્યથી તદ્દન જૂદી પ્રતિનું છે. ભાષણો અને નિબંધો દ્વારા તેને કાંઇ કહેવાનું નહોતું. સુધારાના અને અન્ય પ્રતિના તે સમયના જૂદા જૂદા વિચારોપર તેને અભિપ્રાય આપવાનો તો હતો જ; પરંતુ ભાષણકાર કે નિબંધ લેખક તરીકે નહિં, પણ ટીકાકાર તરીકે તેને તે કામ કરવાનું હતું, અને તે અનુસાર તેની ભાષા અને તેની લેખનશૈલી નર્મદાશંકરથી સારી પેઠે ભિન્ન પ્રતિનાં છે. નવલરામનું ગદ્ય

એક સંસ્કારી પંડિતના જેવું છે, પણ પોતાના વાચકો પોતાના જેવા પંડિત નથી એ ભાનથી લખાયેલું છે. વાચકોને ઉશ્કેરવાનું કે તેનાં હૃદયને તનમનાટની વીજળીથી વિકમ્પિત કરવાનું નહિં, પણ પોતાની દલીલો સમજાવી, પોતાના અભિપ્રાય પ્રમાણે વિચાર કરતા અને સત્ય દૃષ્ટિથી પરીક્ષા કરવાની પ્રેરણા કરાવનાર નવલરામનું ગદ્ય પ્રૌઢ અને સારા સંસ્કારવાળું, અસરકારક છતાં ઉછાંછળા આવેશ વગરનું, સ્પષ્ટ શબ્દોથી પોતાનો અભિપ્રાય દર્શાવતું છતાં ડંખ કે ઉગ્રતા વગરનું, અને હૃદય ગિરિમાંથી નીકળતા ઉપકારક ઝરણાંના મીઠા અનવરત ઝંકારના મનોજ્ઞ રણકાથી ધીમો ધીમો નાદ કર્ણપુટમાં ગજવ્યા કરે અને વાંચ્યા પછી પણ તેવાજ સંસ્કાર કાનમાં ઘુમાવ્યા કરે તેવી જાતનું છે. મગજને અને બુદ્ધિને, તુલનાશક્તિને અને ન્યાયવૃત્તિને. ઉત્તેજવા, પ્રચલિત કરવા, કામે લગાડવા, અને ક્રમે ક્રમે ઉદ્બોધવાનું તેનું કાર્ય તે સફળ રીતે કરી શકે છે.

નવલરામનું ગદ્ય લખાણ પણ ત્રણ પ્રવાહે વહેલું હતું. એક તો કોવિદપ્રિય અકબરશાહના દરબારના સાહિત્ય વિનોદભર્યા પ્રસંગોની ગદ્યપદ્ય યુક્ત ચર્ચાનો પ્રવાહ; જેમાં પાંડિત્યની મજામાં મશગુલ રહેનારાઓ શબ્દો અને અર્થો સાથે કેલા ઝઘડા મચાવી સાહિત્યાનંદ મેળવે છે તેનાં દર્શન થાય છે. દલપતરામના ફાર્બસ વિલાસપરથી આવું લખાણ સૂચિત થયું હોય. અગર તો હિન્દી કવિઓની તે જાતની કાવ્ય ચર્ચાના વાંચનને પરિણામે ઉત્પન્ન થયું હોય એમ કહી શકાય. ફાર્બસ વિલાસપરથી સૂચિત થયું હોય તોપણ એટલું તો પ્રત્યક્ષ છે કે ફાર્બસ વિલાસમાં માત્ર સામાન્ય જનના આનંદ વિનોદનોજ ખ્યાલ રાખવામાં આવ્યો છે, જ્યારે નવલરામના તે લખાણમાં પંડિત, સંસ્કારી, અને સુજ્ઞ સાક્ષરોના વિનોદનેજ લક્ષમાં લેવામાં આવ્યો છે. તે જાતનું લખાણ હાલના વખતમાં બહુ પ્રિય થાય એવો સંભવ નથી અને નવલરામનું લખાણ તે જાતના લખાણમાં કદાચ. છેલ્લુંજ રહેશે. તોપણ

એટલું તો કહેવુંજ જોઇએ કે નવલરામના તે લખાણુમાં સાક્ષરતાની છાપ છે, વિદ્વત્તાના વાતાવરણમાં આપણે ફરતા હોઇએ એવું તે વાંચતાં આપણને લાગે છે, અને હિન્દી ગુજરાતી મિશ્ર કાવ્યાનંદ અને સાહિત્યાનંદ સારા પ્રમાણમાં મેળવી શકીએ છીએ.

નવલરામનાં લખાણનો બીજો પ્રવાહ તેની સાહિત્ય સમાલોચનાથી પ્રેરાયેલા લેખનો બનેલો છે. ગુજરાતી સાહિત્યમાં ટીકાકાર તરીકે નવલરામ પહેલાજ છે. નર્મદાશંકરે કવિ ચરિત્ર લખ્યાં છે, દલપતરામે કવિતા લખવાના પ્રયાસ કરનારાને પ્રમાણ પત્રો આપ્યાં છે અને એ રૂપે ટીકા જેવું કાંઈ કર્યું કહેવાય. પરંતુ ખરા ટીકાકાર તરીકે તે તે બેમાંથી એકેને કહી શકાય તેવું નથી. પ્રેમાનંદ અને શામળમાં કયો વધારે સારો એ ચર્ચા નર્મદ દલપતે ઉપાડેલી, તેમાં પણ તે બેમાંથી એકેએ ટીકાકાર તરીકેના ખાસ ગુણો વ્યકત કરેલા હોય એવું કહી શકાતું નથી. ખરી રીતે જેને ટીકાકાર કહી શકીએ તેવા તો નવલરામજ પહેલા થયા છે.

ટીકાકાર એ શબ્દનો સાધારણ અર્થ બહુ સારો નથી. અંગ્રેજી 'ક્રિટિક' શબ્દથી જે અર્થ સમજી શકાય છે તે અર્થ સમજવા માટે 'ટીકાકાર' શબ્દ સર્વાંગે બંધ બેસતો નથી; પરંતુ કોઇપણ નવા શબ્દ કરતાં તે શબ્દના અર્થમાં જરાક વધારે ભાવનો અધ્યારોપ કરાવવો એજ વધારે સારૂં ગણી ટીકાકાર શબ્દ વપરાતો હતો. ટીકાકાર એ તેના મૂળના ટીકા–દોષદર્શન–ના અર્થમાંજ નહિં સમજાયાને બદલે કાંઇક વધારે વિશાળ અર્થમાં સમજાવા લાગ્યો. અને તેથી તે શબ્દ પ્રચાર પામ્યો; પરંતુ તેને બદલે હવે તો 'અવલોકનકાર' શબ્દ વધારે વપરાવા લાગ્યો છે અને તેજ સ્વીકારવા જેવો છે.

ટીકા કરવી એટલે ખોડ કાઢવી, દોષ જોવા, નિંદા કરવી, ગીલ્લા કરવી એવો સાધારણ અર્થ છે. પરંતુ સાહિત્યના વિષ-

ચમાં ટીકા કરવી એટલે માત્ર દોષ જોવા અને ખામીઓ તપાસવી એમ નહિં, પણ ગુણ પણ જોવા, ગુણની ચર્ચા કરવી, યોગ્યતા તપાસવી અને લેખની સંપૂર્ણ પરીક્ષા કરવી એવો અર્થ સમજવાનો છે. તેને માટે અવલોકન કરવું એ શબ્દ પ્રયોગ વધારે અર્થવાહી છે. તે કામ કરનાર 'અવલોકનકાર' જો પરીક્ષ્ય પુસ્તકની વિશાળ દૃષ્ટિથી, નિષ્પક્ષપાતપણે, ખરી કદર કરી ન શકે તો પછી પોતાના કામમાં તે સફળ થયો એમ કહી શકાય નહિં. નિષ્પક્ષપાતપણે ખરી કદર કરવી એનો અર્થ પણ બહુજ સમભાવ અને સદ્ભાવ ભર્યોજ હોવાનો છે. ખરી અને નિષ્પક્ષપાત ટીકાથી જો લેખકને અણઘટતું દુ:ખ થાય, નિરાશા થાય, ઉત્સાહ હાનિ થાય, અને તેનો લખવાનો આવેશ શિથિલ અને શીતળ થઇ જાય તો તે ટીકા ખરી અને નિષ્પક્ષપાત હોવા છતાં અનર્થકારી થઇ પડે છે. આમ લખવાનો અર્થ એવો નથી કે કડક ટીકા કે તીક્ષ્ણ અવલોકન નજ કરવું જોઇએ. જે લેખકમાં કાંઇકે પણ આશાનાં ચિહ્નો હોય, જેમાં ખરા હૃદયના પ્રયાસ અને લાગણીભર્યો શ્રમ જોઈ શકાતો હોય, જે માત્ર મિથ્યા નામનાની ખાતર આડંબરી પ્રવૃત્તિ ન કરતો હોય, તેવા લેખકોને તેની ભૂલ તો બતાવવી પડે, પણ ભૂલ બતાવતાં અનુકંપા અને સદ્ભાવ નાબુદ થવાં ન જોઇયે. ટીકા કરતાં કરતાં બોલવા લખવાની શૈલી, શબ્દો, અને એકંદર વલણ એવાં ન હોવાં જોઇએ કે જેથી નકામુંજ મન દુ:ખ થાય. જગત જેને વાજબી કહી શકે તેવા પ્રહાર કરવા એ તો ખેલાડીની જેમ મજા છે, તેમ ટીકાકારની પણ કળાજ છે. વાજબી અને ખરા હોવા છતાં ટીકાકારના પ્રહાર એવા ન હોવા જોઇએ કે જેથી વાચક સમસ્ત કે લેખક સમસ્તમાં અસંતોષ અને ઉદ્વેગ પ્રસરી રહે.

ટીકાકારનું હૃદય ઘણું ઉદાર હોવું જોઈએ. ભવિષ્યમાં નજર કરવાની તેની શકિત ઘણી જોરદાર હોવી જોઇએ, સાહિત્યની

વૃદ્ધિ માટે લાગણી હોવા સાથે સાહિત્યના પામરમાં પામર ઉપાસક માટે પણ તેને માન અને પ્રેમ હોવાં જોઇએ. ભૂલો બતાવવી, સ્પષ્ટ અને ખુલ્લા શબ્દોમાં બતાવવી, અને તેને માટે ઘટતી સખ્તાઇનો પણ ઉપયોગ કરવો. જ્યારે ભૂલોની વાડ એટલી બધી ગીચ અને ઉંચી થઇ જાય કે અંદરનાં સત્ય જોવાનો અવકાશજ ન રહે ત્યારે નિ:શંક કુહાડાનો ઉપયોગ કરી ઘાતક વૃત્તિનો પણ આદર કરવો પરંતુ આ બધી બાબતમાં યોગ્યતાની મર્યાદા જોઇ શકે તેજ ખરો ટીકાકાર છે. ટીકાકારના લખાણથી લખનારાનો ઉત્સાહ ન વધે, સારા લખનારાઓને ઉત્તેજન ન મળે, ખરાબ લખનારાઓ પર પ્રહાર વાજબી રીતે થયા છે એમ વાંચનારાઓ સ્વીકારી ન શકે, તો પછી ટીકાકારનું લખાણ માત્ર 'ટીકાખોર' નું લખાણ બની રહે છે નવલરામમાં ટીકાકાર તરીકેના બધા સારા ગુણો હતા એમ આખું ગુજરાત એક અવાજે સ્વીકારી રહ્યું છે. નવલરામે કોઇ કોઇ લેખકોનો 'ઝાડીયો' પણ કાઢયો છે, છતાં તેના પ્રહારથી પીડાયેલો લેખક પણ નવલરામને ભાગ્યેજ દોષ દેતો માલમ પડશે.

નવલરામે ટીકાકાર તરીકેનું લખાણ વિચાર પ્રયત્ન અને જવાબદારી પૂર્વક લખેલું છે; તે પ્રતિનું લખાણ વધતાં વધતાં કલમ કસાતી ગયેલી છે; લેખન પદ્ધતિમાં રસ ઉમેરાતો ગયો છે; અને ટીકા કરવાની શૈલી વધારે ને વધારે સુધરતી ચાલી છે. તેમાં તેના ઉદાર હૃદયની છાપ સ્પષ્ટ છે; સાહિત્ય સેવાની ભાવના ઉત્કટપણે દેખાય છે; જરૂર પ્રમાણે સખ્તાઇ પણ વપરાયેલી છે અને જરાપણ ગોળ ગોળ કે મોઘમ નહિં હોવાથી તેની ટીકા સર્વને સંતોષ આપે તેવી છે. તેની ભાષા પ્રસંગ અને પુસ્તકને અનુસરતી છે; પરીક્ષ્ય પુસ્તકનો સાર આપવામાં વ્યવહારૂ બુદ્ધિ સારો વિવેક સેવી રહે છે; ટુંકામાં, સરળતાથી, મૂળ પુસ્તકને માટે સદ્‌ભાવ ઉત્પન્ન થાય તેવી પદ્ધતિથી અને ઉપયોગી અને રસભરી સર્વ બાબતનો ઘટતો

સમાવેશ થઇ જાય તેવી રીતે તે સાર આપે છે અને ગુણ દોષનાં વિવેચનમાં કે પુસ્તકના વિષય સંબંધેની ચર્ચામાં પણ તે મર્યાદા અને સંસ્કાર બંને એકંદરે તો ઠીક ઠીક પાળી રહેલ માલમ પડે છે.

પુસ્તકનાં કદ ઉપર નહિં, પણ તેની અંદરના વિષયની મહત્તા ઉપર નવલરામ પોતાની ટીકાનો આધાર રાખે છે અને જ્યાં વિષયની મહત્તા માટે જરૂરનું જણાય ત્યાં પોતાથકી પુષ્કળ વિવેચન કરવાનું જોખમ વહોરી લે છે. સંસાર સુધારા વિષે, દેશી કારીગરી વિષે, અને એવા એવા વિષયોને લગતા પુસ્તકોની ટીકા કરતાં પોતાનો મત બહુ સ્પષ્ટપણે બતાવ્યા કર્યો છે અને એ પ્રમાણે કરતાં કરતાં તેમણે સાહિત્ય સેવા સાધી છે, તેમજ આડકતરી રીતે દેશ સેવા સાધવામાં પણ સારો વિજય મેળવ્યો છે.

મહીપતરામ રૂપરામ કૃત 'કરસનદાસ મૂળજી ચરિત્ર' તથા 'દુર્ગારામ મહેતાજી'નાં ચરિત્રની ટીકા કરતાં નવલરામનો સુધારા માટેનો ખ્યાલ કેવો હતો એ જોઇ શકાય છે. 'અંધેરી નગરીનો ગધ્ધેસેન' વિષે લખતાં ગુજરાતી ભાષામાંનાં પુસ્તકો માટે તેની ભાવના કેવી હતી, અને સ્પષ્ટ શબ્દોમાં વિવેચન કરવાની હિમ્મત કેવી ઉદારતાથી દાખવી શકતા એ જાણી શકાય છે. ટીકાકારે દોષ બતાવવામાં અને તેમ કરતાં રાગ દ્વેષના ડંખને જરા પણ નહિં પેસવા દેવામાં કેટલી ગંભીરતા ધારણ કરવાની જરૂર છે એ નવલરામનાં લખાણ પરથી સારી રીતે સમજી શકાય છે.

નવલરામના ગદ્ય લખાણનો ત્રીજો પ્રવાહ પોતાના વાચકોને સામાન્યજ્ઞાન સંબંધી માહિતી આપનારા છુટક છુટક લેખોથી અને શિક્ષકોપયોગી વિષયોથી બની રહેલો છે. શિક્ષકોપયોગી વિષયોમાં શિક્ષણના શાસ્ત્રીય સિદ્ધાન્તો વિષે અને શિક્ષણ કળા વિષે વિવેચનો થયાં છે. તે બધામાં સ્પષ્ટ, વિશદ કથન અને સરળ સીધી રચનાથી અંકાએલી નવલરામની સફળ કલમ-

અંધી જોઇ શકાય છે. મેઘધનુષ્ય, અરૂણુપ્રકાશ, ગંધર્વનગર અને એવા સામાન્ય જ્ઞાનના વિષયોને રસિક રીતે વર્ણવવામાં તેણે સારો વિજય મેળવ્યો છે. ભાષાને સંસ્કારી અને અર્થવાહી બનાવવામાં, અને સરળતા અને સ્પષ્ટતા સાધવામાં અભ્યાસકોને મદદરૂપ અને માર્ગદર્શક થઈ પડે તેવી નવલરામની ભાષા છે. નવલરામે ઇંગ્લંડના ઇતિહાસનો જેટલો ભાગ લખ્યો છે તે ભાષાની બાબતમાં ઉપર કહેલા સવ ગુણોવાળો હોવા ઉપરાંત ઇતિહાસ લખવાની કઈ પદ્ધતિ પસંદ કરવી જોઇએ એ સફળ રીતે બતાવી આપે છે. જ્ઞાન સાથે સદ્‌વિચાર અને શુભ આશય બતાવનાર અને ચર્ચનાર હોય તોજ ઇતિહાસનું પુસ્તક પોતાનું કામ બજાવે છે એમ ગુજરાતી ભાષામાં સદૃષ્ટાન્ત સમજાવનાર પહેલી અને હજી સુધી તો છેલ્લી કૃતિનું માન નવલરામનેજ છે.

નવલરામની હાસ્યરસને પોષનારી સફળ કૃતિ 'આનંદચંદા અગર ભટનું ભોપાળું' એક યુરોપીય નાટકનું અનુકરણ છે, પણ તે બહુ સફળ અનુકરણ છે. હાસ્યરસ માટે દલપતરામે પોતાની કવિતાથીજ સંતોષ ન માનતાં જીવરામભટનું—'મિથ્યાભિમાન નાટક' નામનું—નાટક લખ્યું છે અને નર્મદાશંકરે પણ ડાંડિયામાં અને 'જૂનાં નર્મગદ્યના કોઇ કોઇ લેખમાં કાંઇ કાંઇ પ્રયાસ કર્યો છે. પરંતુ સાહિત્ય ચર્ચામાં કાંઈ પણ સ્થાન પામે તેવું તો માત્ર નવલરામજ લખી શકયા છે.

નવલરામે વીરમતી, નામનું એક બીજું નાટક લખ્યું છે અને તે પણ નવલરામની સ્વતંત્ર કૃતિઓમાંની એક સારી કૃતિ ગણી શકાય તેવું છે.

**નંદશંકર.**

ગદ્યના પ્રારંભના લેખકોમાં નર્મદ અને નવલ એ બેની સાથેજ જેની નોંધ લેવી જોઇએ એવો ત્રીજો લેખક તે બંનેનો સમકાલીન જ

છે. પરંતુ તેણે માત્ર એકજ પુસ્તક આપેલું હોઈ તેની સાહિત્ય સેવા જથામાં બહુ અલ્પ રહી છે. પરંતુ અલ્પ હોવા છતાં પણ તે ગુજરાતને કેટલી બધી પ્રિય થઈ પડી છે એ કહેવાની પણ જરૂર ન પડે તેટલી બધી લોકપ્રિયતા 'કરણઘેલા'ને મળેલી છે. ઈ.સ.૧૮૬૬માં કે જે અરસામાં સીધાં, સરળ, ગુજરાતી ગદ્ય લખાણનો કોઈજ નમુનો નહોતો તે અરસામાં 'કરણઘેલા' જેવી કૃતિ એ ખરેખર એક નવીન ચમત્કૃતિ જ લાગે એમાં નવાઈ નહોતી. 'કરણઘેલા'નું ગદ્ય સમજવામાં કાંઈપણ મદદની અપેક્ષા રહે તેવું ન હોવા સાથે એવું તો મજાનું લાગ્યા કરે છે કે જુવાન વાચકને તો તે પુસ્તક હાથમાંથી મૂકવાનું મન પણ થતું નથી. કરણઘેલો એ એક ઐતિહાસિક નવલ કથા છે. અને ઐતિહાસિક પાત્રોમાં પાત્ર સુજ્ઞાત હોવાથી તેના આલેખનમાં કાંઇ કળા વાપરવાની હોતી નથી એમ ઘણાનું માનવું છે. કરણઘેલો, માધવ, મલેક કાફુર, રૂપસુંદરી, કૌલારાણી, દેવળદેવી એ પાત્રોએ જે કાંઈ કર્યું તે સંચિત અને પ્રારબ્ધના કહો કે અદૃષ્ટ કે પ્રભુના કહો—પણ કોઈ અજ્ઞાત સમર્થ હાથના ધક્કેલાથી કર્યું, અને તેમણે કર્યું તેથી જૂદી રીતે તેઓ કરી શકત જ નહિં એમ સમજાવતા રહેવું એમાં નવલ કથાકારની કળા કઈ કોટિની કહેવાય એ ચર્ચામાં ઉતરવાની આંહિ કાંઈ જરૂર નથી. તેમજ કથાના પ્રસંગમાં વચમાં વચમાં આવતી આખ્યાયિકાઓ, અને નિરનિરાળી પ્રતિની ચર્ચાઓ એ પણ સ્થાને ગણાય કે અસ્થાને એ પણ આંહિં વિચારવાનો વિષય નથી. ગદ્ય સાહિત્ય તરીકે બોલતાં આંહિં તો એટલું જ કહેવાનું છે કે ગદ્યના લગભગ પહેલા પુસ્તક તરીકે, નવલકથાના તો તદ્દન જ પહેલા ગ્રંથ તરીકે 'કરણઘેલો' એક અતિ આવકાર લાયક પુસ્તક છે. તે પુસ્તક વાજબી રીતેજ ઘટતો સત્કાર પામી રહ્યું છે. શાળામાં ભાષાંતર માટે તો તેના જેવું ઉપયોગી બીજું એકે પુસ્તક હજી સુધી પણ બહાર પડ્યું નથી. તેની અંદરનાં વર્ણનો સુંદર અને તાદૃશ છે. ભાષા-

પ્રવાહી અને અર્થભરી છે. શૈલી સરળ હોવા છતાં સંસ્કારી, શબ્દો સહેલા હોવા છતાં ઘટતી યોગ્યતાવાળા અને વાક્યરચના અઘરી થયા વિના પ્રૌઢ અને ગંભીર છે. નવલ કથા તરીકે વધારે ઉંચા અને શિષ્ટ આશયથી તેવા પુસ્તકને શોભાવી શકાત. પણ ગુજરાતી ગદ્યના પ્રથમ પુસ્તક તરીકે તો તેનાથી વધારે સારૂં કામ બતાવી શકાય તેવું નથો એ તો નિર્વિવાદ છે.

## પ્રકરણ ૧૪.

### નર્મદ-દલપત-યુગ (ચાલુ)

### ગદ્ય—અન્ય લેખકો.

**દલપતરામ.**

નર્મદ અને નવલ ઉપરાંત આ યુગમાં ગદ્યના બીજા લેખકોપણ ઠીક ઠીક થયા છે. માસિકોમાં અને છુટક પુસ્તક રૂપે ગદ્ય લેખો તો પુષ્કળ પ્રકટ થયા કર્યા છે, પરંતુ ભાષા સાહિત્યના ઈતિહાસની આવી પ્રવેશ પોથીમાં સ્થાન આપી શકાય તેવા તો ઘણા થોડા છે. કવિ દલપતરામે ગદ્યમાં ભૂત વિષે એક નિબંધ લખ્યો છે; અને તે કાળમાં તો એક સારા નિબંધ તરીકે સ્વીકાર પામતો હતો. સીધા સહેલા સાધારણ પ્રતિના વાંચન તરીકે તો હજી પણ તે લોક વાંચનમાં રહે એ બનવા જોગ છે. આ ઉપરાંત 'મિથ્યાભિમાન નાટક' તથા 'લક્ષ્મી નાટક' એ બે નાટક પણ દલપતરામે લખેલાં છે. આ પૈકી 'લક્ષ્મી નાટક' તો વિસારી દેવા લાયકજ છે. 'મિથ્યાભિમાન' સામાન્ય જનમાં વંચાયા કરે તેવું અને અમુક પ્રતિના લોકોને ઘડીક ગમ્મત પણ આપી શકે તેવું છે.

**કરસનદાસ મૂળજી.**

આ સમયના અન્ય ગદ્ય લેખકોમાં નોંધ લેવા લાયક કરસનદાસ મૂળજી અને મહીપતરામ રૂપરામ છે. કરસનદાસ મૂળજીનો જન્મ

ઈ. સ. ૧૮૩૨ માં થયો હતો. તે મુંબઈમાં થયો હતો કે કાઠીઆવાડના ગામ વડાલમાં એ કાંઇ નક્કી જણાયું નથી. મા નાનપણમાં ગુજરી ગયાથી માતાની કાકીની પાસે તે ઉછર્યા હતા. નાનપણ વિષે કશી હકીકત જાણમાં આવી નથી. મુંબઇમાં એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટયુટમાં એ ભણતા હતા, અને પછી ગોકળદાસ તેજપાલ હાઇસ્કુલમાં હેડમાસ્તર તરીકે નીમાયા હતા. તેના કામની ખ્યાતિ બહાર પ્રસર્યાથી તેને મુંબઇ બહાર સારી નોકરી આપવામાં આવી; ત્યાં તે ગયા; પણ માંદા પડતાં પાછા મુંબાઇ આવીને રહ્યા. 'રાસ્ત ગોફ્તાર'માં અને પછી 'સત્યપ્રકાશ'માં લખતા. 'ઇંગ્લાંડમાં પ્રવાસ' નામનું એક દળદાર પુસ્તક તેમણે લખેલું છે, અને માસિકોમાં છપાયેલા છુટક છુટક લેખોને પુસ્તકરૂપે પ્રકટ કરેલ નીતિવચન, સંસારસુખ, ભેટપોથી, કુટુંબમિત્ર, અને નિબંધમાળા એ પુસ્તકો પણ લખ્યાં છે. પરંતુ આ બધું કામ સાધારણ પ્રતિનું અને તત્કાલોપયોગી હતું. તેનું નામ ખાસ વધારે જાણીતું છે તે તેમણે મહારાજ લાયબલ કેસ વખતે બતાવેલી હિમ્મત અને સંસાર સુધારાની બાબતમાં ધારણ કરેલા આગ્રહને લીધેજ છે. હાઇસ્કુલના હેડમાસ્તર હતા ત્યાં શેઠ માધવદાસ કરસનદાસે તેમને વિલાયત મોકલવાની ઈચ્છા જણાવી. તે ઈચ્છાને માન આપી કરસનદાસ વિલાયત ગયા અને 'ઇંગ્લાંડમાં પ્રવાસ' એ પુસ્તક લખવાને એ પ્રમાણે તેમને પ્રસંગ મળ્યો. ત્યાં તબીયત સારી નહિં રહેવાથી તુર્તજ પાછું આવવું પડયું, અને પછી સરકારી નોકરીમાં જીવન પૂરૂં કર્યું. લેખક તરીકે તે સમયના નેતા તથા વિચાર કરનારા તરીકે મનાતા હતા અને સંસાર સુધારાના કામમાં અગ્રણી હતા. મહારાજા લાયબલ કેસથી તેમણે ગુજરાતના વૈષ્ણવોમાં અને સમસ્ત હિન્દુ પ્રજામાં સારો ખળભળાટ મચાવી મૂકયો હતો અને છાતીના જોર અને સત્યના પ્રકાશ મા ના આગ્રહને લીધે સંસાર

સુધારાના ઇતિહાસમાં એ સારૂં સ્થાન પામે તેવી નામના મેળવી ગયા છે.

## મહીપતરામ રૂપરામ.

બીજા નોંધવા લાયક લેખક સ્વ. મહીપતરામ રૂપરામ નીલકંઠ તેમની જ્ઞાતિમાંથી પેહલાજ વિલાયત જનારા હતા અને તેમની કીર્તિ પણ સંસાર સુધારાના એક ચુસ્ત કાર્યકર તરીકે સારી જામી હતી. દેશમાં વ્યાપી રહેલા જૂના મતના અનર્થકારી રિવાજોનાં બંધનને નહિં ગણકારી, નવા જીવન માટે પોતાને યોગ્ય લાગતી રીતિઓ ગ્રહણ કરવી એ સંસાર સુધારકોની મુખ્ય નેમ હતી. મહીપતરામે તે પ્રમાણે ઇંગ્લંડ જવાની હિમ્મત ધરી, સ્ત્રી કેળવણી માટે બહુ આગ્રહ બતાવ્યો, સુધારકોનાં જીવન લખ્યાં, અને દેશના અગ્રણી તરીકે માન પામ્યા. તેઓ વિલાયત ગયા હતા તે તો પ્રાથમિક શાળાના શિક્ષકોને યોગ્ય શિક્ષણ આપવાની ટ્રેનિંગ કોલેજ ચલાવવા માટે જે જાતનું ખાસ જ્ઞાન અને અનુભવ જોઈએ તે મેળવવા માટે. તેઓ ત્યાં ગયા, યોગ્યતા મેળવી આવ્યા, અને અમદાવાદની ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ તરીકે તેમણે તે જ્ઞાન અને અનુભવનો લાભ ગુજરાતના શિક્ષકોને ઘણો સારો આપ્યો.

લેખક તરીકે 'દુર્ગારામ મહેતાજીનું જીવન' 'કરસનદાસ મુળજીનું જીવન,' 'સાસુ વહુની લડાઈ,' 'ભવાઈ સંગ્રહ,' 'વનરાજ ચાવડો' અને 'સધરા જેસંગ' ( સિદ્ધરાજ જયસિંહ ) એ છ પુસ્તકોથી તે જાણીતા છે. તેમાંનાં પહેલાં બે તે સમયના સુધારકોનાં જીવનની હકીકત કાંઇક વિગતથી અને ઠીક રસથી પૂરી પાડે છે; ત્રીજું ગૃહસંસારનું ચિત્ર રજુ કરે છે, પણ તેમાં માત્ર તાત્કાલિક વાસ્તવિક સ્થિતિજ રજુ થઈ છે અને સામાન્ય વર્ગને જ ઉદ્દેશીને લખાયેલું જણાય છે. ભવાઇ સંગ્રહ એ પ્રચલિત ભવાઇની કથાઓનો એક

ઉપયોગી સંગ્રહ છે. સાહિત્ય તરીકે કિમ્મત કેટલી આંકવી એ હજી પણ ભવિષ્ય ઉપર રાખીશું તો ઠીક છે. ઘસાઈ જતી, ભુલાઇ જતી, નાબુદ થતી ભવાઇઓના ઇતિહાસને સાચવી રાખવાના એક પ્રયાસ તરીકે તો તે બહુ મહત્ત્વની સેવા કરનારૂં પુસ્તક છે, અને ગુજરાતી ભાષાના હમેશાં સાચવી રાખવા જેવા પુસ્તક તરીકે ગણાશે. 'વનરાજ ચાવડો' અને 'સધરા જેસંગ' એ બે ઐતિહાસિક નવલકથા તરીકે લખવામાં આવ્યાં છે, અને સામાન્ય પ્રતિનું વાંચન જે વખતે ઘણુંજ થોડું હતું તે વખતે તે સારો પ્રચાર પામે તેમાં કશોજ નવાઈ નહોતી. નવલકથાના પ્રારંભમાં થયેલા પ્રયાસોમાંના પુસ્તક તરીકે તે યાદ રખાશે, સાદી સરળ ભાષાના પુસ્તક તરીકે તે ગુજરાતી ભાષામાં હંમેશાં ચાલુ રહેશે, બધાથી એકદમ સમજી શકાય તેવી ભાષામાં, નિર્દોષ અને જનસમાજને ક્ષણિક વિનોદ આપે તેવાં લખાણ હોવાથી વિદ્યાર્થીઓ અને સાધારણ વાચકો માટે તે પુસ્તકોની ભલામણ કરવામાં આવશે, અને તે સમયના લેખકો કઈ કોટિએ પહોંચ્યા હતા તે બતાવવા માટે ભાષા સાહિત્યના ઇતિહાસમાં જરૂરનાં પુસ્તકો તરીકે ઉપયોગી ગણાશે. પરંતુ નવલકથા અને ઐતિહાસિક નવલકથા તરીકે તો બેમાંથી એકે ઝાઝી પ્રતિષ્ઠા મેળવી શકે એવું નથી. 'કરણઘેલા' માટે કરેલી ટીકા આ બંનેને લાગુ પડે તેમ છે. 'કરણઘેલા'માં તો ભાષાનું શિષ્ટત્વ, વિચારોનું ગાંભીર્ય, પ્રસંગોનું વૈવિધ્ય, એવા એવા ગુણો છે. 'સધરા જેસંગ'માં તો તેવું પણ બહુ નથી. માત્ર ઐતિહાસિક જીવન કાંઈક છે. 'વનરાજ ચાવડો' બેમાંથી બહેતર હોવા છતાં ભાષામાં કે યોજનામાં 'કરણઘેલા'ની સાથે સરખાવી શકાય એમ તો નથીજ. છતાં પણ ગુજરાતી ગ્રંથ ભંડારમાં હંમેશાં ટકી રહેશે એ તો નક્કી છે.

આ ઉપરાંત સરકારના સલાહકાર તરીકે, નર્મગદ્યને શાળોપયોગી સ્વરૂપ આપવામાં અને અન્ય પુસ્તકોના ગુણદોષની પરીક્ષા કરી સરકારી મદદ અપાવવામાં પણ તેમણે ગુજરાતી સાહિત્યની

સારી સેવા બજાવી છે. ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ તરીકે દેશના શિક્ષણ કાર્યમાં ઘણું કામ કરેલું છે. ગુજરાતના ઈતિહાસની વાતો, કેળવણીપ્રકાર, શિક્ષા પદ્ધતિ, જગતનો ઇતિહાસ, ઇંગ્લાંડનો ઇતિહાસ, અકબર ચરિત્ર વગેરે પુસ્તકો લખી તે જાતના સાહિત્ય માટે જીંદગી પર્યંત કામ કર્યા કર્યું હતું—અને તે ક્ષેત્રમાં કામ કરનારા હજી સુધી તદ્દન ગણ્યા ગાંઠયાજ હોવાને લીધે તેમનાં પુસ્તકો હજી સારી રીતે પ્રચલિત થઈ રહ્યાં છે.

ઊંચા સાહિત્યના ઉત્પાદક કરતાં સાહિત્યનો શોખ ઉત્પન્ન કરનાર તરીકે, પોતાના સમયમાં જરૂરનાં ગણાય તેવાં પુસ્તકોના લખનાર તરીકે, ગુજરાતને સુધારાનો પ્રકાશ આપવા માટે સમર્થ પ્રયત્ન કરનાર તરીકે, અને દેશની સર્વતોમુખ ઉન્નતિમાં હૃદયથી ભાગ લેનારા તરીકે મહીપતરામનું નામ ગુજરાતના સાહિત્યના ઇતિહાસમાંજ નહિં, પણ ગુજરાતના સમસ્ત ઈતિહાસમાં સ્મરણીય ગણાશે. તેમનો જન્મ સુરતમાં ઈ. સ. ૧૮૨૯ માં થયો હતો અને પોતાના જીવનનો લગભગ સઘળો ભાગ અમદાવાદમાં ગાળી ઇ. સ. ૧૮૯૧માં અમદાવાદમાં તેમણે સ્વર્ગવાસ કર્યો.

## રણછોડભાઈ ઉદયરામ

આ સમયમાં સાહિત્યના સેવક તરીકે બીજા બે ગૃહસ્થો એવા બહાર પડયા હતા કે જેમણે પોતાની કૃતિની શરૂઆત આ સમયમાં કરેલી હોવા છતાં તેઓ આજ સુધી આપણી વચ્ચે હયાતી ધરાવે છે હયાતિ ધરાવે છે. એટલુંજ નહિં, પણ બહુ પાકટ ઉમ્મર સુધી પણ પોતાની સાહિત્ય પ્રીતિ એવી સરસ રીતે જાળવી શકયા છે કે હાલનો કોઈ નવ જુવાન પણ જે ઉત્સાહ અને જે શ્રમ ભાગ્યેજ ધારણ કરી શકે તેવા અખૂટ ઉત્સાહ અને અથાક શ્રમથી ગુજરાતી ભાષાની સેવા કરી રહ્યા છે. દિવાન બહાદુર રણછોડભાઈ ઉદયરામ જેમની રાજસેવા બ્રીટિશ સરકારે

દિવાન બહાદુરની ઉપાધિથી ભુષી છે તેઓએ ગુજરાતી નાટકોને વલણ આપવામાં બહુ પ્રયત્ન કર્યા હતા. સંસ્કૃત નાટક ઉપરથી વસ્તુ લઈને, કે પુરાણુની કથાનો આધાર લઇને, કે સ્વતઃકલ્પિત વસ્તુ ઉપજાવી કાઢીને તેમણે ઘણાં નાટકો લખ્યાં છે–જે બધાં એક વખત સારી હોંસથી વંચાતાં હતાં, અને હજી ભાષા જ્ઞાનની શરૂઆત કરનારને સારા વાંચન તરીકે પસંદ પડી જાય તેવાં છે. બધાં નાટકોમાં ખાસ 'લલિતા દુઃખદર્શક' અને 'જયકુમારી વિજય' એ બે નાટક ગુજરાતના સંસારપર સારી અસર કરનારાં નીવડયાં છે. બીજું એક ભાવનાજ માત્ર ખડી કરે છે ત્યારે પહેલું તો ગુજરાતી સંસારની એક મોટી ખામી બહુ અસરકારક રીતે બતાવી આપે છે, અને તેથી તે જ્યારે બહાર પડયું ત્યારે તો ગુજરાતમાં સંસારી જીવનમાં કાંઇક ખળભળાટ થઇ રહ્યો હતો. દિવાન બહાદુર રણછોડભાઇના પ્રયત્નો અનેકમાર્ગી છે અને તે બધામાં અથાક મહેનત, કાર્ય માટેની લગની, અને ઉભરાઈ જતો ઉત્સાહ એકદમ દેખાઇ આવે છે.

લઘુ કૌમુદીનું ભાષાંતર, રણપિંગળનો શ્રમપૂર્વક તૈયાર કરેલો સંગ્રહ, અને છેવટ છેવટમાં વિશ્વવ્યાપારમાળાના પ્રકટ થતા મણકાઓ તેમના ઉત્સાહના પ્રત્યક્ષ પુરાવા છે.

## હરગોવિંદદાસ કાંટાવાળા.

તેવાજ બીજા ગૃહસ્થ રાવબહાદુર હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા છે. તેમણે ગદ્ય તથા પદ્ય બંનેમાં લખાણ કર્યું છે, પરંતુ તે લખાણુને લીધે તેમની કીર્તિ સાહિત્યના ઇતિહાસમાં જેટલો વખત ટકી રહેશે તેના કરતાં તેમણે ગુજરાતી સાહિત્યને પ્રગટ કરવામાં જે અત્યંત ખંત રાખી, હાથ લાગ્યું તેવું બધું સાહિત્ય પ્રજા સમક્ષ મૂકવાના જે પ્રયાસો કર્યા છે તેને લીધે તેમની કીર્તિ સાહિત્યના ઇતિહાસમાં વધારે લાંબો વખત સ્મરણીય રહેશે.

શરૂઆતમાં 'પ્રાચીન કાવ્ય' નામના ત્રિમાસિક દ્વારા અને પછી 'પ્રાચીન કાવ્યમાળા' દ્વારા તેમણે ઘણાં ઘણાં જૂનાં કાવ્યો પ્રકટ કર્યાં છે. આ બાબતમાં એમ તો કહેવું પડે છે કે સંશોધકની જે તીવ્ર તુલના બુદ્ધિ, પૂર્વાપર પ્રસંગોમાં પેસવાની તીક્ષ્ણ દીર્ઘદૃષ્ટિ, ભૂત વર્તમાનના સંગીન અભ્યાસથી જન્મ પામતી અચૂક કલ્પના વૃત્તિ અને સાચા અભ્યાસકની સચોટ વિવરણ શકિત એ તો આજ સુધી પ્રગટ થયેલા પ્રાચીન સાહિત્યમાં ભાગ્યેજ માલુમ પડે છે. તે છતાં જેમ નર્મદ દલપત નવા જીવનના પ્રકાશ આણનાર તરીકે, પ્રભાતના ડંકા વગાડનાર તરીકે, ખંત અને શ્રમથી ઉદ્યોગી બની રહેનાર તરીકે, અને સમસ્ત ગુજરાત પર પોતાના જીવનથી કાયમ અસર મૂકી જનાર તરીકે ગુજરાતી સાહિત્યમાં હંમેશને માટે પૂજ્ય ગણાયાજ કરશે, તેજ પ્રમાણે હરગોવિંદદાસ કાંટાવાળા તથા બૃહત્ કાવ્ય દોહનવાળા ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ એ બંને તેમના પ્રાચીન કાવ્ય સાહિત્યના પ્રકાશકાર્યને માટે ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં હંમેશને માટે યાદ રાખવામાં આવશે અને માન સહિત નોંધ મેળવ્યા કરશે.

રાવ બહાદૂર હરગોવિંદદાસને પણ તેમના જીવન કાર્યની કદર તરીકે બ્રિટિશ સરકારે રાવબહાદૂરની ઉપાધિ આપી છે અને તે ભોગવતા તેઓ આપણી વચ્ચે લાંબો સમય રહે એવી પ્રાર્થના છે. તેમના સાહિત્ય કાર્ય વિષે તો 'પાણીપત' નામનું કાવ્ય એ એકજ દલપત ચરણને અનુસરતું, સાહિત્યનાં પુસ્તકોમાં કાંઇક સ્થાન પામે તેવું છે. 'વિશ્વની વિચિત્રતા' નામનું બીજું એક કાવ્ય વિશ્વમાંની વિચિત્ર ઘટનાને વર્ણવતું સામાન્ય વર્ગને સુવાચ્ય થઇ પડે તેવું છે ખરૂં. ગદ્ય લેખોમાં ચિરંજીવી બની રહે તેવા અત્યારે તો થોડાજ લાગે છે. 'કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા' એ એક ખંતપૂર્વક લખાયેલો ગ્રંથ છે, અને શિક્ષકો માટેના ઊંચા સાહિત્યના દુષ્કાળમાં તે સ્વીકાર્ય થઇ પડે તેમાં કાંઈ નવાઈ નથી. 'સંસાર સુધારો'

નામનું એક કળદાર પુસ્તક સંસાર સુધારાની બહુ સામાન્ય વાતો સરળ રીતે કરે છે. તેમાં કાંઇક ઐતિહાસિક હકીકતની છાંટ એક પ્રકરણમાં છે તેથી સમસ્ત હિંદમાંની સુધારાની સંસ્થાઓ વિષે સહેજસાજ ઝાંખી થઇ શકે છે. 'અંધેરી નગરીના ગર્ધવસેન', સાહિત્યના ગ્રંથ ભંડારમાં તો કશી ગણતરીમાં ન આવે, પણ વાંચન શોખના નમુના તરીકે તેને ટકાવી રખાય તો તેના વાંચનારા ન મળે એવું બને એમ લાગતું નથી. દેશી કારીગરીને ઉત્તેજન વિષે પણ એમણે એક નિબંધ લખેલો છે. અને વ્યાકરણ, દેશી-નામું, કન્યાવાચનમાળા વગેરે શાળોપયોગી પુસ્તકો પણ રચેલાં છે. આ પ્રમાણે દેશની જૂદી જૂદી પ્રવૃત્તિ વિષે વિચાર કરવા જેટલી મનોવૃત્તિનો લાભ લેખદ્વારા આપવા હંમેશાં મથી રહ્યા હતા. તેમનો ઉત્સાહ અને તેમની ખંત જુવાનીયાઓએ અવશ્ય માન સહિત અનુકરણ કરવા જેવાં છે. વર્તમાન યુગમાં કામ કરી રહેલા હોવા છતાં વર્તમાનના ઉન્માદભર્યા જોમ અને નવીન સંસ્કારિતાથી આ બંને લેખકો અલગ જેવા લાગે, છતાં વર્તમાનમાં વાતાવરણમાં વ્યાપી રહેલી અનેક ભાવનાઓનાં મૂળ તે બંનેમાંથી મળી આવશે. વર્તમાનને આડકતરી રીતે ઉપયોગી થવામાં આ બંને ગૃહસ્થોએ સારી સેવા બજાવી છે તેની પણ કોઈ ના નહિં કહી શકે. તેમનો ઉદ્યોગ, તેમનો ઉત્સાહ, અને તેમની કાર્યલગની વર્તમાનના જુવાનીયાઓને ખરેખર ધડો લેવા લાયક છે.

## ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ.

આ બન્ને ગૃહસ્થોની પેઠે નર્મદ નવલની હયાતીમાંજ પુસ્તક પ્રસિદ્ધિનું કામ હાથ લેનારા, પણ કમભાગ્યે હમણાં સ્વર્ગસ્થ થયેલા સુજ્ઞાત શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ છે. બૃહત્ કાવ્ય દોહનના ગ્રંથો બહાર પાડવાની શરૂઆત કરી ગુજરાતી સાહિત્યની

પ્રસિદ્ધિને અને પ્રચારને તેમણે ચિર સ્મરણીય મદદ કરી છે એ વાત ગુજરાતમાં સર્વ જાણે છે, જૂના કવિઓનાં લખાણો મેળવવાં બહુ મુશ્કેલ હતાં, વાચક વર્ગ આગળ રજુ કરવાં તે તેથી પણ વધારે મુશ્કેલ હતું. જે મળ્યું તે બધુંજ એક વખત છપાઇ જાય એ બહુ ઈચ્છવા જેવું હતું, અને બને તેવી દેખરેખ નીચે, બને તેવા સ્વરૂપમાં, અને બને તેટલી ઓછી કિમ્મતમાં તે બહાર પાડવામાં ગુજરાતી સાહિત્ય ઉપર ખરેખર ઉપકારજ થયો છે. જૂનાં કાવ્યોને કેવી કસોટીમાંથી પસાર કરવાં, હસ્ત લિખિત પ્રતોની કેવી રીતે તુલના કરવી, સમયના લાગેલા દોષો કે ક્ષતિઓ કેમ અને કેવાં ધોરણે દૂર કરવાં, જોડણીના સ્વરૂપને કેવી રીતે ઘડવું વગેરે ઘણા ઘણા પ્રશ્નો જૂનાં કાવ્યોની પ્રસિદ્ધિ વખતે વિચારવાના હોય છે; પરંતુ જ્યાં કાંઇજ પ્રકટ થયેલું ન હોય, અગર તો ઠીક ગણાય તેવો એકે પ્રયાસ ન થયો હોય ત્યાં આવી ઝીણવટ કરવા કોઈ ન રોકાય તો આપણે ચલવી લેવું જોઈએ. જેમ જેમ તે સંબંધે વધારે સારો મત બંધાતો જશે, જેમ જેમ તેનો વિચાર કરવાવાળા વધતા જશે અને અમુક ઉચ્ચ કોટિનો આગ્રહ વધતો જશે, તેમ તેમ હળવે હળવે નિયમો નક્કી થશે, અને તે પ્રમાણે વર્તન શરૂ થશે. તેવું ન થયું હોય ત્યાં સુધી તો જે કાંઈ કાર્ય થયું છે—જે કાંઈ કાર્ય ભવિષ્યને ઘડવામાં મદદ રૂપ બને તેવું થયું છે—તે કાર્યને નિભાવી લેવું અને તેને વધારે સારો અવતાર કેમ મળે એ જોવું એજ આપણું કર્તવ્ય છે. તે રીતે જોતાં બૃહત્ કાવ્ય દોહનના પ્રયાસ સર્વથા પ્રશંસનીય છે એમ કોણ નહિં સ્વીકારે?

સ્વ. ઈચ્છારામ બૃહત્ કાવ્ય દોહનના પ્રકટ કરનાર તરીકે જાણીતા છે તેના કરતાં પણ "ગુજરાતી" સાપ્તાહિક પત્રના તંત્રી તરીકે વધારે જાણીતા છે. કવિ નર્મદાશંકરે પોતાના અભિપ્રાય ફેરવ્યા તે અરસામાં ગુજરાતી પત્રે ધાર્મિક વિષયે નર્મદાશં-

કરના નવા મતને માન આપ્યું અને એ રીતે તે પત્ર લોકસમુદાયમાં માનવંત થતું ગયું.

લોકસમુદાય ખરેખર વિચિત્ર મતમતાંતરોવાળી વ્યક્તિઓનો એક અજબ જાતનો સંઘ છે. તે ફાવે ત્યારે ડોળાં પાણીનો જોસબંધ વહેતો પ્રવાહ બની જાય છે અને જે વહેનમાં પડયો તેમાં પૂરપાટે ધોધો કરતો દોડે છે; અડચણોને ગણકારતો નથી, નુકસાન માટે દરકાર કરતો નથી, માત્ર વહેવું અને દોડવું એજ સમજે છે; તેનું વહેન ફેરવવું કે રોકવું એ તો ભગીરથ જેવા કે અગસ્ત્ય જેવાથીજ બની શકે. સંઘને જૂના મતમાં આંધળો રાખવાનું કામ જેટલું સહેલું છે તેટલુંજ તેને નવીન મતને સાંભળવા માટે ઘડી રોકવો એ મુશ્કેલ છે. ધાર્મિક વિષયમાં જૂનો મત એટલો બધો ઊંડો અને આગ્રહી હતો, અને હજી છે કે તેને પોષી રહેવામાં કાંઈ ખાસ પ્રયત્નોની બહુ જરૂર પડે તેવું હતું નહિં.

પરંતુ ધાર્મિક વિષયમાં તે મતને પકડી રહેનાર "ગુજરાતી" પત્ર રાજકીય વિષયમાં સુધારાનો જબરો આગ્રહ બતાવનારૂં બની રહ્યું હતું. સમસ્ત ગુજરાતની આંખ ઉઘાડનાર તરીકે એ પત્રે ઉમદા સેવા બજાવી છે, અને તે માટે સ્વ. ઇચ્છારામને માન ઘટે છે. તેની નિડરતા, તેનું સ્પષ્ટવકતાપણું, તેની હકીકતની સચ્ચાઇ અને સફાઇ, તેનું લેખન સામર્થ્ય અને વાચકોને અસર કરવાનું જોમ ખરેખર વખાણવા લાયક હતાં. સાપ્તાહિક પત્ર હોઇ સાહિત્યની કસોટિએ શાશ્વત ઉપયોગિતાનું કહેવાય તેવું તો થોડું હોવા છતાં સામાન્ય વર્ગની અને વર્તમાનપત્રમાં વપરાતી ગુજરાતી ભાષાને સંસ્કારી બનાવવામાં, સંસ્કારી ગુજરાતીને વાચકપ્રિય બનાવવામાં, અને ગુજરાતને જાગ્રત કરવામાં ગુજરાતી પત્રે ઘણું કર્યું છે.

સ્વ. ઈચ્છારામભાઈના નામથી પ્રસિદ્ધ થયેલાં જે જે પુસ્તકો છે તે બધાં એવું વૈવિધ્ય દાખવી રહ્યાં છે કે તે બધાંજ એકજ મગજનો પ્રવાહ હોય એમ માનતાં કાંઈ સંકોચ થાય છે. હિન્દ અને બ્રિટાનિયા, ગંગા એક ગુર્જર વાર્તા, મહારાણી વિક્ટોરિયાનું જીવન અને ચન્દ્રકાન્તના ભાગો ભાષામાં, વિચારમાં, શૈલીમાં, અને પુસ્તકની પરીક્ષા જે જે રીતે થઇ શકે તેવી બધી રીતમાં એવી વિચિત્ર ભિન્નતા દાખવી રહ્યાં છે કે તે બધાં લખાણ એકજ મગજમાંથી ઉદ્ભભવ્યાં હશે કે કેમ એ શંકા સ્વાભાવિકજ ગણવી જોઇએ. અસ્તુ. સાહિત્યના ઇતિહાસમાં આવી ચર્ચાને સ્થાન નથી એમ નથી, છતાં તેવી ચર્ચા માટે પુસ્તક પ્રસિદ્ધિ પછી જેટલો સમય જવો જોઇએ તેટલો નહિં ગયેલો હોવાને લીધે તે ચર્ચા ઉપસ્થિત કરવામાં ઔચિત્ય નથી, ખાસ લાભ પણ નથી. પરંતુ તેથી તે તે પુસ્તકોને પ્રકાશમાં લાવનાર તરીકેનું માન કોઈ રીતે ઓછું કહી શકાય નહિં. ગુજરાતી પત્ર દ્વારા વાર્ષિક ભેટ રૂપે વાર્તાનાં જે પુસ્તકો પ્રકટ થઈ રહ્યાં છે તેથી ગુજરાતના વાંચન ભંડારમાં વધારો થયો છે એટલુંજ નહિં, પણ વાર્તારસ સાથે ઇતિહાસની કાંઈ કાંઇ છાંટ મળતી ગઈ છે. પરંતુ એ પુસ્તકો વિષે તો યોગ્ય સ્થાને ઉલ્લેખ કરવામાં આવવાનો હોવાથી આંહિ વિસ્તારની જરૂર નથી. આંહિ તો એટલુંજ કહેવાનું હતું કે સ્વ. ઇચ્છારામે બૃહત્ કાવ્ય દોહન દ્વારા, સાપ્તાહિક "ગુજરાતી" પત્ર દ્વારા, અને હિન્દ અને બ્રિટનિયા, ચન્દ્રકાન્ત અને એવાં એવાં પુસ્તકો દ્વારા ગુજરાતના સાહિત્યની અને ગુજરાત સમસ્તની સારી સેવા બજાવી છે. શ્રીમદ્ ભાગવત્, મહાભારત, રામાયણ, શ્રીમદ્ ભગવદ્ગીતા કથા સરિત્ સાગર, અરેબીઅન નાઇટ્સ વગેરેના જેવાં પુસ્તકો પણ લોકને સુલભ કરવામાં ગુજરાતી છાપખાનાએ પહેલ કરી છે અને તે છાપખાનાને તે રસ્તે કામ કરાવનાર તરીકે તેના માલેક સ્વ. ઈચ્છારામનેજ આ બધી પહેલનું માન ઘટે છે.

---

# પ્રકરણ ૧૫.

## જાગ્રતિ યુગ.

### ગદ્ય. ૧

ગોવર્દ્ધનરામ, મણિલાલ, રમણભાઇ.

નર્મદ–નવલ પોતાનાં જીવનકાર્યને સમેટતા હતા, ત્યાં તો નવીન જાગ્રતિનો અરૂણોદય ક્યારનો થઇ ગયો હતો. નર્મદ દલપતયુગના લેખકો અને વિચારકો ઉત્સાહથી ભરેલા હતા, ઉદ્યમી હતા, ગુજરાતમાં નવજીવન લાવવા માટે ઉદ્યુક્ત હતા, કોઇએ સ્વાર્થનો ત્યાગ પણ કર્યો હતો, કોઈએ સ્વાર્થ સાધવા સાથે નવી પ્રવૃત્તિ ચાલુ રાખી હતી, કોઇએ નવી પ્રવૃત્તિને પોતાના સ્વાર્થની સાધક બનાવી હતી. પરંતુ બધામાં ઉત્સાહ, ઉદ્યોગ, અને લાગણી ઘણા સારા પ્રમાણમાં હતાં. આ બધું હતું છતાં કેળવણી અને સંસ્કારમાં તે બધાની કોટિ તદ્દન સામાન્ય પ્રતિની હતી; નવલ જેવા એકાદમાં કંઇક સૂક્ષ્મ દૃષ્ટિ, કંઇક પ્રકાશપોષક સંસ્કાર, કંઈક શાંત અભ્યાસ અને ગંભીર સમાલોચના માલુમ પડતાં હતાં, પરંતુ તે સિવાય બીજા બધામાં 'કામ કરવું' 'કામ કરવું' એજ તનમનાટ હતો. સંગીન કામને માટે જે અભ્યાસ અને જે શાંત તૈયારી જોઇએ તેને માટે તે સમયમાં અવકાશ નહોતો. કેળવણીની હજી તો માત્ર શરૂઆત થતી હતી એટલે થોડા ઘણા શ્રમે સારી પ્રતિષ્ઠા મળી જતી અને પ્રતિષ્ઠા મળી એટલે પ્રવૃત્તિ તરફજ લક્ષ રહેતું. બુદ્ધિની તીવ્રતા વિશુદ્ધ કલ્પના કે તેજભર્યા સંસ્કારો માટે તો ભૂમિકાજ તૈયાર નહોતી; એટલે તે ગુણો તે સમયના લેખકોમાં માલુમ ન પડે એ નવાઈ જેવું નહોતું. પરંતુ તે સમયના વાતાવરણે જુવાન ઉછરતી પ્રજાને માટે સારૂં લક્ષ્ય ઊભું કર્યું હતું. કેળવણીને માટે મોહ ઉત્પન્ન થયો હતો અને અંગ્રેજીના ઉપરચોટીયા જ્ઞાનને બદલે અંગ્રેજીનો સંગીન અભ્યાસ અને સાથે સંસ્કૃતનો પણ અભ્યાસ શરૂ થયો હતો. જે જુવાન વર્ગ કેળવણી લેતો થયો

હતો તે અંગ્રેજી સંસ્કારથી ઉત્તેજીત થતો હતો એ ખરૂં, પણ તેની સાથે સંસ્કૃતના સંસ્કારથી પાવન પણ થતો હતો. આપણે આધુનિક જાગ્રતિ માટે અંગ્રેજી ભાષાના અને તે ભાષા દ્વારા મળેલા જ્ઞાનના જેટલા આભારી છીએ તેટલાજ, કદાચ તેથી વધારે પ્રમાણમાં, સંસ્કૃતના અને કંઇક અંશે (અંશ ઘણોજ થોડો હોવા છતાં ભાષાને ઉપકારક તો છેજ) ફારસીના જ્ઞાનના પણ આભારી છીએ. નર્મદ દલપત યુગમાંના લેખકો અને વિચારકો અંગ્રેજી ભાષાની સાથે બહુ થોડો પરિચય ધરાવનારા હતા; આર્ય ભૂમિમાં તે એકલો પરિચય બહુ ફળદાયક નીવડયો નહિં, અને ભાષાના સંસ્કાર વિનાના લેખકોમાં ન આવી બુદ્ધિની તીવ્રતા, ન આવી કલ્પના, ન આવી સૂક્ષ્મ દૃષ્ટિ કે ન આવ્યું પાંડિત્ય. અલબત અંગ્રેજી કેળવણીના એક અંગ તરીકેજ સંસ્કૃત ફારસીનો પરિચય થવા લાગ્યો; પરંતુ સત્ય ભાન માટે જ્ઞાનદીપનીજ જરૂર પડે છે. તે મળ્યો એટલે પછીનું કામ તો આપોઆપજ થવા લાગે છે. અંગ્રેજી અમલ થયા પહેલાં જે જ્ઞાન આપવામાં આવતું તે માત્ર પુસ્તકપાઠી હતું. સંસ્કૃતના શાસ્ત્રીઓ તદન નાબુદ થયા ન હતા, પરંતુ શાસ્ત્રીઓની એક તરફીજ વૃત્તિને લીધે, દેશ ભાષા તરફ તેમની ઉદાસીન વૃત્તિને લીધે, અમુક વાડામાંજ તે જ્ઞાનનાં કિરણ મર્યાદિત બની રહેવાને લીધે અને દેશકાળના કેટલાક પૃથક્કરણની કોટિમાં ન આવી શકે પણ સમુદિતરૂપે અવશ્ય અસર કરી રહે તેવા સંજોગને લીધે એકલા સંસ્કૃત જ્ઞાનમાંથી ઉદ્ધાર બીજો ફુટી, ઉગી શકયાં નહિ. વ્રજલાલ કાળીદાસ શાસ્ત્રી અને શંકરલાલ માહેશ્વર જેવા કોઇ કોઇ નવી પ્રવૃત્તિ અને નવા વાતાવરણને સમજી શકયા હતા અને પોતાના જ્ઞાનનો લાભ આપવા બહાર પડયા હતા, પરંતુ તેવાની કદર થવામાં બહુ બહુ મત-ગઢો આડે આવી રહ્યા હતા. તે ગઢો તોડવા માટે તો કુહાડી સાથે કાષ્ઠના હાથાની જરૂર હતી. અંગ્રેજી સંગીન અભ્યાસ વિના તે ગઢપર હલ્લો

**સ્વ. ભોળાનાથ સારાભાઈ**

લઇ જવાય એવી સ્થિતિ તે વખતે નહોતી. પરંતુ જાગ્રતિ યુગને જન્મ આપવામાં એકલી અંગ્રેજી કેળવણીજ કારણરૂપ હતી એ માન્યતા પણ વસ્તુસ્થિતિ જોતાં સ્વીકારી શકાય એવી નથી. યુગના પહેલા સંસ્કાર પાડનાર લેખક-સ્વ. ભોળાનાથ સારાભાઈ સંસ્કૃત અને ફારસી ભાષાના સારા જાણકાર હતા. અંગ્રેજીના તેટલા પ્રમાણમાં અભ્યાસી નહોતા. છતાં ઈ. સ. ૧૮૭૨ માં ઇશ્વર પ્રાર્થનામાળાનો પહેલો અંક બહાર પડયો તે બતાવી આપે છે કે સ્વ. ભોળાનાથ સારાભાઈની તે કૃતિ ભાષામાં જાગ્રતિ યુગના સંસ્કારની અચૂક છાપ બેસાડનારી છે. પ્રભુ પ્રાર્થના માટે તેમની ભાષાએ જે નવીનરૂપ સ્વીકાર્યું તે જાગ્રતિ યુગની ભાષાએ બહુ ભાગે ગ્રહણ કર્યું છે. માત્ર—મણિલાલ, બાલાશંકર કલાપી એ લેખકોએ ફારસી શબ્દનો નવો ભંડાર પાછળથી ભેળવ્યો, તેથી જાગ્રતિ યુગની ભાષા સમૃદ્ધ થઇ અને સંપૂર્ણ સ્વરૂપ પામતી ચાલી.

ભાષા, વિચાર, લેખન શૈલી, અને છંદ રચના એ બધામાં ઈશ્વર પ્રાર્થના માળાના અંકો, પદ્યમાં, તેમજ ગદ્યમાં, જાગ્રતિ યુગની સંપૂર્ણ આગાહિ આપી રહ્યા હતા, અને ઇ. સ. ૧૮૮૭માં 'કુસુમમાળા' અને 'પ્રેમજીવન' બહાર પડયાં ત્યારે તો જાગ્રતિ યુગનો સૂર્યોદય થઇ ચૂકયો હતો, તે પહેલાં 'બુદ્ધિપ્રકાશ'માં પ્રગટ થયેલાં છૂટક છૂટક કાવ્યોથી અરૂણોદયનો પ્રકાશ જણાવા લાગ્યો હતો ખરો, પરંતુ ખરો જાગ્રતિ યુગ તો તે ત્રણ પુસ્તકોના પ્રકટ થવા સાથેજ ઉદય પામ્યો અને નવલરામ જેવાની દીર્ઘ દૃષ્ટિએ તે ઉદય વધાવી પણ લીધો.

**ગોવર્દ્ધનરામ**

સરસ્વતીચંદ્રનો પહેલો ભાગ લાંબી નવલકથાના એક હિસ્સા તરીકે બહાર પડયો હતો, અને નવલકથા તરીકે વસ્તુ,

પાત્ર, વસ્તુની સંકલના વગેરેને નવે સ્વરૂપે ગુજરાતમાં રજુ કરનાર તે ભાગ હતો એટલું તો એકદમજ સ્વીકારાયું હતું. કરણઘેલો, રાણકદેવી, વનરાજ ચાવડો એવી ઐતિહાસિક, અને ગંગા એક ગુર્જર વાર્તા, સુદ્રા અને કુલીન, ના જેવી સંસારિક નવલ કથાના કરતાં સરસ્વતીચંદ્ર તદ્દનજ ન્યારીજ પ્રતિનું પુસ્તક હતું એમ સિદ્ધ કરવા કોઇપણ ભલામણ કે ઉત્તેજનની જરૂર હતીજ નહિં. વસ્તુ વગેરેમાં જેવી નવીનતા હતી તેવીજ નવીનતા ભાષા અને શૈલીમાં પણ હતી. સુંદર તાદૃશ વર્ણનમાં પણ સંસ્કાર અને કવિત્વ કેવી મનોગમ મોહકતા મૂકી શકે છે એ સરસ્વતીચંદ્રના વાંચનારને સમજાવવું પડે તેવું નથી. રાણકદેવી કે વનરાજ ચાવડાની સાથે તો કશી સરખામણી પણ કરી શકાય એવું નથી, એટલુંજ નહિ, પણ કરણ ઘેલાનાં પણ સરસમાં સરસ વર્ણન લઇએ અને તેની સાથે સરસ્વતીચંદ્રનાં વર્ણન સરખાવવા પ્રયત્ન કરીએ તોપણ તે પ્રયાસ કાંઇ બહુ આનંદ આપે તેવો નહિજ થાય.

પાત્ર વિકાસ અને પાત્ર આલેખનમાં તો સરસ્વતીચંદ્રે લગભગ પહેલ કરી એમ કહેવું પ્રાપ્ત થાય છે. નવલ કથાકાર તરીકે સાહિત્યના ઉત્પાદકમાં જે જે ગુણો જોઈએ તે ગુણોની સમજ પણ સરસ્વતીચંદ્ર બહાર પડયા અગાઉ ગુજરાતમાં ઘણી થોડી હતી એમ પ્રકટ થયેલા જૂજ ગ્રંથો પરથી કહી શકાશે.

સરસ્વતીચંદ્રમાં સંભાષણ અને વાતચીતમાં જે કુદરતી વાસ્તવિકતા આવેલ છે તે અગાઉના કોઈ પણ લેખકના ખ્યાલમાં પણ આવેલી હોય એમ જાણી શકાતું નથી. કરણઘેલો, સુદ્રા અને કુલીન, રાણકદેવી કે વનરાજ ચાવડામાં વાતચીતનો પ્રસંગ આવે ત્યાં કેમ જાણે સચા માફક સવાલ જવાબની પરંપરાની ચાલી જતી હોય એમ લાગી આવે છે, અગર તો

લેખક પોતે વેશ બાદલો કરી કેમ જાણે બંને પાઠ ભજવતો હોય એવો ખ્યાલ આવી જાય છે. બે જીવતાં, વિચારવંત, ભિન્ન પ્રકૃતિવાળાં, અને દુનિયામાં મળી આવે એવાં પ્રાણી સંસ્કાર, અને સ્વાભાવિકતાથી વાત કરતાં જો કોઇ પણ પહેલી નવલકથામાં દૃષ્ટિગોચર થતાં હોય તો તે સરસ્વતીચંદ્રમાંજ છે

આ ઉપરાંત ભાષાની નવીનતા એ, તો ખરેખર ગુજરાત માટે એક ઉપકારકજ નવીનતા હતી. શુદ્ધિ, સંસ્કારિતા, સૌંદર્ય અને તે બધા સાથે સફળતાથી આવી શકે તેવી પ્રવાહબંધ ઘાટી એ બધા ગુણોથી સરસ્વતીચંદ્રની ભાષા ખરેખર નમુનારૂપજ બની રહી છે, અને નવલકથા તરીકે હોવા ઉપરાંત સાહિત્યના એક ઉમદા પુસ્તક તરીકે તે ગુજરાતમાં અનન્ય માન મેળવી રહી છે. સંસ્કૃત ભાષાનો સંગીન અભ્યાસ ગુજરાતી ભાષાને કેવો ઉપકારક બને છે એ તો આ જાગ્રતિ યુગનો દરેકે દરેક લેખક બતાવી રહ્યો છે. પરંતુ તેમાં પણ સરસ્વતીચંદ્રે પહેલ કરી છે, એટલુંજ નહિં, પણ સરસ્વતીચંદ્ર પછી થયેલા લેખકોમાંથી હજી સુધી કોઇ પણ તેની રસભરી, સુંદર, સફળ શૈલીની બરોબરી કરી શકે તેવો થઇ શકયો નથી એજ તેની ઉચ્ચતા સિદ્ધ કરી આપે છે.

ગદ્ય લખાણમાં છુટક છુટક પ્રવૃત્તિ માસિકો દ્વારા શરૂ થઇ હતી; પરંતુ બંધાયેલી, સુંદર વિશિષ્ટ શૈલીનાં લખાણમાં તો સરસ્વતીચંદ્રેજ પહેલ કરી કહેવાશે. માસિકોની પ્રવૃતિ બહુ ધ્યાન ખેંચનારી કે કાયમ રહી જાય તેવા લેખોને ઉત્પન્ન કરનારી થઈ નહોતી. વાર્તા કે નિબંધોના લખાણ કોઈ પણ રીતે સાહિત્યની કસોટીએ ચડી શકે તેવાં નહોતાં. કોઇ કોઈ લેખ અહિં તહિં નીકળી આવે એવું બન્યું હશે, પરંતુ ગુજરાતના લેખકોને નમુનારૂપ થઈ પડે, ગુજરાતી ગદ્યને સંસ્કારી અને અર્થવાહી ગૌરવ આપે તેવાં પુસ્તકોની તો સરસ્વતીચંદ્રેજ શરૂઆત કરી.

સરસ્વતીચંદ્રની ભાષા માત્ર ભાષા રૂપે પણ મોહક અને આકર્ષક છે. ભાષાજ્ઞાનની ઓછપને લીધે સંપૂર્ણ અર્થ નહિં સમજનારા વાચકો પણ ભાષાના પ્રવાહી વહેનમાં આનંદથી તણાતા હોય એવું ઘણી વાર જોવામાં આવ્યું છે. સરસ્વતીચંદ્રના અનેક શુભ ઉપકારો પૈકી ભાષામાં સંસ્કારને સફળતાથી સ્થાપિત કરવાનો ઉપકાર વધારેમાં વધારે નોંધ લેવા લાયક છે.

સરસ્વતીચંદ્રને સંપૂર્ણ થતાં પંદર વર્ષ જેટલો સમય લાગ્યો. તેના ચારે ભાગને એકજ પુસ્તક ગણીએ તોપણ તેમાં વિષયનું વૈવિધ્ય અને વિચારોની ઘટના એવી ભિન્ન પ્રતિની છે કે દરેક ભાગની જૂદી જૂદીજ ટીકા થવી જોઇએ; છતાં પણ એ તો સ્પષ્ટ રીતે જોઈ શકાય છે કે બધા ભાગમાં લેખકની શૈલી એકધારીજ વહી રહે છે. શૈલી વિષય પરત્વે સ્વરૂપ બદલતી જાય છે, એ ખરૂં હોવા છતાં પહેલેથી છેલ્લે સુધી તે શૈલીમાં 'ગોવર્દ્ધનત્વ' સળંગ ચાલ્યુંજ આવે છે.

સરસ્વતીચંદ્રનાં અનુકરણ અને અનુસંધાન એકાદ બે થયાં છે, પરંતુ તેમાંથી એકે મૂળને પડછે નાખી શકે તેવું તો થયું નથી, તેની બરોબરી કરી શકે તેવું પણ થયું નથી. અને પ્રતિભાવાન લેખકોની એજ ખૂબી છે કે તેનું અનુકરણ સફળતાથી તો ભાગ્યેજ થઇ શકે. ગુજરાતી ગદ્ય લખાણને સંસ્કારી, સુંદર, પ્રવાહી સ્વરૂપ આપવામાં અને બીજાને અનુકરણીય લાગે તેવી ભાષા વાપરવામાં સરસ્વતીચંદ્રે ઘણો વિજય મેળવ્યો છે એમ આગળ પાછળનું ગુજરાતી ગદ્ય વાંચનારા એકદમજ જોઇ શકશે.

### મણિલાલ નભુભાઇ

ગોવર્દ્ધનરામે સરસ્વતીચંદ્રનો પહેલો ભાગ બહાર પાડયો તેજ અરસામાં બીજા ગદ્ય લેખક પણ ગુજરાતી ગદ્યને ખેડી રહ્યા હતા. પ્રેમજીવન નામનો અગીઆર કાવ્યનો નાનો સંગ્રહ વિસ્તાર-

વાળી ટીકા સાથે તેજ અરસામાં બહાર પડયો. તે ટીકાનું ગદ્ય બતાવી આપે છે કે નર્મદ નવલે શરૂ કરેલું ગદ્ય લખાણ હવે ગુજરાતમાં વૈવિધ્ય અને વિશિષ્ટતા મેળવતું જાય છે. 'પ્રિયંવદા' અને 'સુદર્શન' એ બે માસિકોએ માસિકદ્વારા સંસ્કારી, ચિરસ્થાયી, અને વિશિષ્ટ ગદ્ય લખવાની શરૂઆત કરી હતી અને તેવી શરૂઆત કરવાનું માન મણિલાલ નભુભાઈને ઘટે છે. માસિકો તો ઘણા વખત થયાં ગુજરાતમાં શરૂ થઇ ગયાં હતાં, પરંતુ કાયમ લેખ તરીકે જાળવી શકાય તેવા અભ્યાસ અને વિચારપૂર્વક લખાતા લેખો ગણ્યા ગાંઠ્યાજ થયા હશે. લખનારાની તાકાતજ હજી ઊણી હતી. માત્ર નવલરામ સિવાય બીજા કોઇના લેખો સંગ્રહ કરવા લાયક ભાગ્યેજ ગણી શકાય. પણ 'પ્રિયંવદા'ના પ્રકટ થવા સાથે ગુજરાતને માસિકોદ્વારા પણ સારા સાહિત્યની પ્રસાદી મળતી થઈ. મણિલાલનાં ગદ્ય લખાણમાં સારૂં વૈવિધ્ય માલુમ પડે છે. 'પ્રિયવંદા' ખાસ કરી સ્ત્રીઓ માટે નિર્માણ થયેલું, અને તેની અંદરનું ગદ્ય સહેલું અને સુગમ્ય હતું. ત્યાર પછીનાં 'સુદર્શન'માં વધારે ગંભીર વિષયોની ચર્ચા થવા લાગી અને ગદ્યની શૈલી પણ કાંઈક સ્વરૂપ બદલતી ચાલી. 'અભેદોર્મિ' નામના કાવ્ય સંગ્રહની સાથે પણ ટીકા આપવામાં આવી હતી અને 'પ્રેમજીવન'ની ટીકા પેઠે તે ટીકા પણ ગદ્યના એક જુદી પ્રતિની નમુના તરીકે જોઇ શકાય છે. 'ગુલાબસિંહ' 'સિદ્ધાન્ત સાર' અને 'પ્રાણ વિનિમય' એ મણિલાલના વિશિષ્ટ ગદ્યને બતાવી આપનારાં પુસ્તકો છે. ગુલાબસિંહ અનુકરણ રૂપ છે. છતાં તેમાં વિચાર અને સંકળના સિવાય અનુકરણની છાપ દેખાઇ આવતી નથી. ભાષા પ્રસંગાનુકૂળ છે, વર્ણનો ઠીક રીતે સફળ છે, અને એક સાધારણ નવલકથામાં જેવી ઉચ્ચતા રાખી શકાય તેવી ઉચ્ચતા વિચારમાં, શબ્દોમાં, અને શૈલીમાં માલમ પડે છે. સિદ્ધાન્તસાર એ મણિલાલની ભાષાનો સારો નમુનો છે એમ જોઇ શકાય છે. બાળવિલાસ, ચારિત્ર્ય, અને સુદર્શનમાં આવેલા બીજા લેખોમાં

ક્યાંક ક્યાંક પ્રયાસ, અને ક્યાંક ક્યાંક શૈથિલ્ય માલુમ પડે છે. સિદ્ધાન્ત સારમાં શૈલી જેવા જોસબંધ પ્રવાહથી વહેતી માલમ પડે છે તેવો પ્રવાહ બીજાં લખાણોમાં ભાગ્યેજ જોઇ શકાશે. જે સંસ્કારી રણકાર સરસ્વતીચંદ્રની ભાષામાં બધીજ જગાએ માલુમ પડે છે તેની મણિલાલની ભાષામાં આશા રાખી શકાતી નથી. છતાં પણ મણિલાલની ભાષામાં અમુક જાતનો ઉચ્ચ-ગ્રાહ 'અને આનંદ મળે છે, અને તે સરસમાં સરસ રૂપે 'સિદ્ધાન્ત-સાર'માં માલુમ પડે છે. વિચાર, દલીલ, શબ્દની સચોટતા અને એક ધારી શૈલી સિદ્ધાન્તસારમાં જેવી જાતનાં છે, તેવી જાતનાં મણિ-લાલના બીજા લેખોમાં તેટલા પ્રમાણમાં દેખાશે નહિં. મણિલાલના દરેક દરેક લેખમાં સાવધાન પ્રયાસ, શબ્દની ચુંટણી, અને ઊંચી જાતના લખાણ માટે કાયમ રહેતી નેમ, એ તો બહુ પ્રકટપણે જોઇ શકાય છે. તેનાં લખાણની તેનું અનુકરણ થાય તેવી જાતની છાપ ગુજરાતી પર પડી નથી–પડી શકે એમજ નહોતું. જે લેખક પ્રસંગે પ્રસંગે ભાષા બદલ્યે જાય, જે લેખક 'પ્રિયંવદા' અને 'બાળ-વિલાસ'માં સારા વિચારો સાદી ભાષામાં અને સહેલા શબ્દોમાં મૂકે, જે લેખક 'ચારિત્ર્ય'માં વિચારોને ઉપરા ઉપરી ગોઠવવા મથ્યા કરે, તેમ કરતાં શબ્દો બનાવવામાં અને વાકયો નાનાં મોટાં કરવામાં ક્યાંક ક્યાંક અયોગ્યતા રહેવા દે, 'સુદર્શન'ના આધ્યાત્મિક લેખોમાં જે લેખક ઊંચી કોટિના વિચારકો અને વાચકોનેજ લક્ષમાં રાખી લખે; આવા લેખો લખતાં જે પાછા 'ગુલાબસિંહ' જેવી વાર્તા લખવામાં લાગુ થાય, અને જે 'પ્રેમ જીવન' અને 'અભેદોર્મિ' ની ટીકા તથા 'સિદ્ધાન્ત સાર' જેવા તત્ત્વ જ્ઞાનના ઇતિહાસરૂપ પુસ્તક લખવા પોતાની સર્વ શકિતનો ઉપયોગ કરે, તેવા લેખકનાં અનુકરણ થાય એ બહુ સંભવિત હોય નહિં. અનુકરણની અસર નહિં થયેલી હોવા છતાં, મણીલાલનાં ગદ્યે ઘણા વાચકોનાં ભાષાજ્ઞાનને ઘણું વધારી દીધું છે અને ગુજરાતી ગદ્યના લખાણમાં સારી સમૃદ્ધિ સમર્પી છે.

**રમણભાઇ.**

ગોવર્દ્ધનરામ અને મણિલાલનાં લખાણ શરૂ થયાં તે અરસામાં રમણભાઈ પણ 'જ્ઞાનસુધા' દ્વારા ગદ્ય લખાણને ખેડી રહ્યા હતા. 'જ્ઞાનસુધા' મૂળે તો પ્રાર્થના સમાજનું માસિક હોઈ તેમાં સામાન્ય સાહિત્ય વિષયક લેખોની આશા ભાગ્યેજ રહે. પરંતુ જ્ઞાનની પ્રવૃત્તિ સર્વ માર્ગે કરવાનો આશય પહેલેથીજ હોવાથી ઘણા ઘણા લેખકોને 'જ્ઞાનસુધા'એ સારી સરળતા કરી આપી હતી. રમણભાઇ તો તંત્રીજ હતા અને તેમના લેખ વાચક અને વિચારકને સારો ખોરાક આપે તેવા હતા, એટલે 'જ્ઞાનસુધા' પ્રિય થતું ગયું અને સાહિત્ય લેખો વધારતું ગયું. 'જ્ઞાનસુધા'માં આવેલા અને બીજે લખાયેલ રમણભાઈના લેખોનો સંગ્રહ 'કવિતા અને સાહિત્ય' એ નામે તો બહુ મોડો બહાર પડયો, પણ તેની અંદરના લેખો મણિલાલના લખાણના સમકાલીન હતા. શુદ્ધ સાહિત્યની ચર્ચા કરવામાં રમણભાઇએ જે સેવા બજાવી છે તે ખરેખર બહુ ઉપકારક છે એમ કહી શકાશે. છન્દ અને પ્રાસ, વૃત્તિમય ભાવાભાસ, કવિતારીતિ વગેરે અનેક રસભર્યા વિષયોને વાચકની કોટિ ધ્યાનમાં લઈ સરળ દૃષ્ટાન્ત દલીલથી સમજાવવાના પ્રયાસ હજી સુધી ઘણા થયા નથી અને જે થયા છે તેમાં રમણભાઈના લેખ પ્રથમ પંક્તિ ધરાવે તેવાજ છે. સમકાલીન સાહિત્ય સમૃદ્ધિની સમાલોચના અને લેખકોની કદર ચર્ચા અને વિવાદ ખાતર હાથ ધરવામાં આવી હતી, પણ છતાં માત્ર ચર્ચા અને વિવાદના સાંકડા ક્ષેત્રમાં મર્યાદિત ન રહી જે ઘટતું સામાન્ય લખાણ થયું છે અને તેથી ગુજરાતી સાહિત્યની જે કિમ્મત વાચકોમાં વધી છે તે ખરેખર સાહિત્યના ઈતિહાસમાં ઉપકારપૂર્વક નોંધ લેવા જેવી છે.

રમણભાઇની આના જેવીજ બીજી સેવા નર્મહાસ્યની અને જીવનની વિચિત્રતાઓના નિર્દોષ પ્રસંગોનાં વિનોદભર્યાં લખાણોની છે. નવી ઈસપનીતિની વાર્તાઓ, 'હાસ્ય મંદિર'માંના લેખો અને

'ભદ્રંભદ્ર' એ આ જાતનાં લખાણુના સુંદર નમુના છે. આવા લેખ એ નિંદાર્થ નથી. તેમાં તિરસ્કાર ન હોવો જોઈએ. તે વ્યક્તિઓને ઉદ્દેશીને ન હોવા જોઈએ. છતાં તેવા લેખ હેતુ વગરના–લક્ષ્ય વગરના–ન હોવા જોઈએ. તેવા લેખ કાંઇક અંશે પણુ સુધારક હોય તો તે વધારે સફળ ગણાય. તેવા લેખોના મૂળ અંશો શા શા ગણાય એ આવી પ્રવેશિકામાં ચર્ચવાનું યોગ્ય નથી. તોપણ એટલું કહેવું જ જોઇએ કે તેવા લેખનો મુખ્ય ધર્મ માનવ જીવનની અંદર રહેલ અપૂર્ણતાઓ, દમ્ભો, વિરોધો, અને દુષ્ટતાઓને પ્રકટ રૂપે બતાવી, તે તરફ તિરસ્કાર કે દ્વેષની લાગણી ઉત્પન્ન કર્યા સિવાય, વિચિત્રતાનું હાસ્યજનક સ્વરૂપ આલેખવું એ છે. જ્યાં જ્યાં કટાક્ષનો વિષય અમુક ચોક્કસ વ્યક્તિ છે એમ જણાઇ આવે ત્યાં ત્યાં તેની મજા જતી રહે છે, તેનો વિનોદ ઓછો પડી જાય છે, તેનો રંગ બગડી જાય છે. 'ભદ્રંભદ્ર'માં છેવટના ભાગમાં આવું થયેલ હોવાને લીધેજ તેની મજા અને તેની ઉપયોગિતા ઘટી ગયાં. તેવા લેખથી અમુક જાતિનું મન દુભાય તે જૂદી વાત છે, પરંતુ કોઇપણ વ્યક્તિનું મન તો ન જ દુભાવું જોઈએ. વાચકને તો એમ નજ લાગવું જોઈએ કે અમુક વ્યક્તિ વિષે જાણી જોઈને હેતુપૂર્વક આ લખાણુ થયું છે. રમણુભાઈનાં લખાણુમાં વ્યક્તિ ભાગ્યેજ આવે છે. અમુક વર્ગની વિચિત્રતાઓ ડંખ વગર, દ્વેષ વગર, પણુ સફળતાથી અને હાસ્યજનક રૂપે બતાવવામાં રમણુભાઈએ જે પહેલ કરી છે તે તેટલીજ સફળતાથી હજી કોઈજ બતાવી શક્યું નથી.

રમણુભાઈની છેલ્લી કૃતિ 'રાઇનો પર્વત' છે. તે નાટક વાજબી રીતેજ પ્રિય થઇ પડ્યું છે. સુધારક તરીકેનો મુખ્ય ઉદ્દેશ બહુ યુક્તિ પુરઃસર પાર પાડ્યો છે અને ગુજરાતની હવે એવી સ્થિતિ થઇ ગઇ છે કે તેવા વર્તનની સામે વિરોધ ટકી શકે નહિં. 'રાઇના પાડ રાતે ગયા', એવી એક ઉક્તિ

કાઠીઆવાડમાં તો જૂદાજ અર્થમાં વપરાય છે. ત્યાં 'પાડ' નો અર્થ 'પહાડ'—પર્વત—નહિ, પણ ભાવ-કિમ્મત-એવો થાય છે. પરંતુ ભવાઇઓમાં 'રાઇનો પાડ' માંનો પાડ શબ્દ પહાડના અર્થમાં લેવાયલો હતો તે અર્થ રમણભાઈએ બહુ સુંદર રીતે નાટકના પ્રયોગમાં ગુંથી દીધો છે. ભાષા પાત્રની યોગ્યતા પ્રમાણે સારા શિષ્ટત્વવાળી, કાવ્યભાગ સરળ અર્થભર્યા છંદોમાં સુગમ્ય અને છતાં અધ્યયન યોગ્ય, સંભાષણો ઘટતી કલ્પના સાથે વાદ વિવાદને સફળ રીતે રસભર્યા રાખનારાં, વિનોદના પ્રસંગો બહુ કળાપૂર્વક દાખલ થયેલા, સમગ્ર નાટકમાં હેતુ અને નેમ ઉંચાં, પવિત્ર, ઉપકારક: આમ નાટકની અંદર જે જે ગુણો જોઈએ તે બધા સારા પ્રમાણમાં આમેજ થયેલા હોઇ 'રાઇનો પર્વત' વાજબી રીતેજ શુભ સત્કાર પામી રહેલ છે. ગુજરાતનાં કમભાગ્ય માત્ર એટલાંજ છે કે આવી આવી શક્તિવાળા લેખકો સાહિત્યને પોતાનું જીવન સમર્પી શકતા નથી અને તેથી સંસારના અનેક વ્યવહારોમાંથી સાહિત્ય માટે સમય ઘણો થોડોજ રહેતો હોવાથી તેવા લેખકો તરફથી મળવા જોઈએ તેટલા લાભ ગુજરાતને મળી શકતા નથી.



## પ્રકરણ ૧૬.

### જાગ્રતિ યુગ-(ચાલુ).

### પદ્ય ૧.

### નરસિંહરાવ, મણિલાલ, ગોવર્દ્ધનરામ.

ગદ્ય વિષે નોંધ લેતાં જણાવાયું છે કે સાહિત્યના આ જાગ્રતિ યુગમાં અંગ્રેજી કેળવણીના પ્રતાપ અવશ્ય હોવા છતાં અંગ્રેજી કેળવણી એકલીજ જાગ્રતિ લાવવામાં કારણભૂત બનેલી નહોતી. સંસ્કૃતના પરિચયને લીધેજ ભાષામાં શુભ શબ્દ ભંડોળ વધવા લાગ્યો; અંગ્રેજી વાંચનના લાભ ગુજરાતી ભાષાના સાહિત્યના વિકાસમાં સંસ્કૃતના સારા જ્ઞાનને પ્રતાપેજ મળી શકયા; અને જેમ એકલા સંસ્કૃતજ્ઞ જાગ્રતિને મદદ રૂપ ન થઈ શકયા તેમ એકલા અંગ્રેજીજ્ઞ પણ નથી થઈ શકયા. આ હકીકત એટલા માટે ભાર દઈને કહેવાની જરૂર જણાય છે કે હાલમાં હજી એવું માનવું અતિ સામાન્ય થઈ રહ્યું છે કે આપણી આધુનિક ઉન્નતિને માટે આપણે અંગ્રેજી જ્ઞાનના—અને એકલા અંગ્રેજી જ્ઞાનનાજ—ઓશીંગણ છીએ. અંગ્રેજી જ્ઞાન ઘણુંજ ઉપકારક થયું છેઃ માર્ગદર્શક બન્યું છે, ઉત્સાહપ્રેરક નીવડયું છે, નવા વિચારો જગાવનારૂં થયું છે, ગુજરાતીની આંખ આગળ જે પડળ આવી રહ્યાં હતાં તે દૂર કરનારૂં થયું છે, અને પ્રતિભાને પોષનારૂં થયું છે. આ સત્યને જરાપણ ઢાંકવું કે તેનો પ્રકાશ ઓછો કરવા મથવું એ વસ્તુસ્થિતિ ન સમજવા–ન સ્વીકારવા જેવું ગણાય. તેમજ અંગ્રેજી જ્ઞાને એકલાએજ દેશની હાલની સ્થિતિ ઉપસ્થિત કરી એમ માની બેસવું એ પણ વાસ્તવિક લાગતું નથી. એકલા અંગ્રેજી જ્ઞાન ધરાવનાર ગુજરાતને–ગુજરાત સમસ્તની સકળ પ્રવૃત્તિઓને–સાહિત્ય, કળા, સંસાર સુધારો વગેરે દરેક જુદી જુદી પ્રવૃત્તિને–એકલા અંગ્રેજી જ્ઞાનથી સજ્જ થયેલી વ્યક્તિ કાંઈ ઘણું ઉત્તેજન

આપી શકી નથી. અંગ્રેજી જ્ઞાન સાથે જ્યાં જ્યાં સંસ્કૃતનો અભ્યાસ સામેલ થયો છે ત્યાંજ કાંઈક સંગીન લાભ મળી શક્યા છે. એટલુંજ નહિં, પણ કદાચ એમ પણ દેખાશે કે એકલી અંગ્રેજી સંસ્કૃતિના મોહમાં ફસેલા, તાત્કાલિક ઘોંઘાટ ગમે તેટલો કરી શક્યા હશે, તોપણ કાયમના લાભ પ્રમાણમાં થોડાજ આપી ગયા છે. આપણે બીજી પ્રવૃત્તિ સાથે ઝાઝી લેવા દેવા નથી. સાહિત્ય વિષે બોલતાં તો ઉપલું સત્ય ઘણા પ્રમાણમાં દૃષ્ટિગોચર થયા વિના રહેશે નહિં. જાગ્રતિના પ્રભાતની નેકી પુકારનાર, ગયા પ્રકરણમાં કહ્યું તેમ, અંગ્રેજી કરતાં સંસ્કૃત ફારસીના વધારે સારા જ્ઞાતા હતા. પદ્યમાં સંસ્કૃત છંદોને પરિચિત કરવામાં સંસ્કૃત નાટકોનો અભ્યાસ ઘણે દરજ્જે મદદ રૂપ થયો છે; તેમજ ઈશ્વર પ્રાર્થનામાળાના છંદો પણ થોડે ઘણે દરજ્જે તેવી રીતની મદદ કરી શક્યા છે એમ સ્ત્રીજનને મોઢે તે છંદો સાંભળનારને તો નિઃશંક સ્વીકારવું પડશે. પદ્યમાં જે પ્રારંભ સ્વ. ભોળાનાથભાઇએ કર્યો હતો તેને ગુજરાતમાં—ગુજરાતી સાહિત્યમાં—ચિરંજીવી કરવાનું માન તેમના સુપુત્ર નરસિંહરાવને મળ્યું છે એમાં મતભેદને સ્થાનજ રહ્યું નથી.—બુદ્ધિ પ્રકાશમાં 'ચંદા' વગેરે કાવ્યો જેમ જેમ પ્રગટ

નરસિંહરાવ

થતાં ગયાં તેમ તેમ ગુજરાતને નવા કવિની પિછાન થતી ગઇ, અને—'કુસુમમાળા' બહાર પડવા સાથે તો તે સુંદર કુસુમોની પુસ્તકરૂપી માળા દરેકે દરેક વિદ્યાર્થી અને વાચકને કંઠે રહી કાવ્યસુગંધ સમર્પી રહી. નર્મદ દલપતે કાવ્યાનંદને જે કોટિએ પહોંચાડયો હતો તેના કરતાં ઘણી ઉંચી કોટિએ કુસુમમાળાના વાચકો પહોંચવા લાગ્યા અને જો કે આ નવી જાતનાં કુસુમોમાં કોઇ કોઇ ટીકાકારને સૌંદર્ય દેખાયું, પણ સુગંધ ન આવી, અને તેથી વિદેશી ફૂલો સાથે તેમની સરખામણી કરી, તોપણ કુસુમોમાં નવીન અને આકર્ષક તત્ત્વ ઘણું હતું એમ તો સૌને કબુલ કરવું જ

પડયું હતું. કુસુમમાળાના લેખકનો સંસ્કૃતનો અભ્યાસ એવો સારો છે કે જે શબ્દો માટે બીજાને પ્રયાસ કરવા પડે તે શબ્દો તેમને તો સ્વયંમેવ હોઠે ચડે. આવું હોવાથી સામાન્ય વાચકમાંથી ઘણાને કુસુમમાળા દુર્ગમ્ય લાગતી; તેના ભાવો સમજવામાં મુશ્કેલી પડતી અને 'એ તો વિદ્વાનોની કવિતા છે' એમ ગણી કુસુમમાળાની કદરમાં શૈથિલ્ય જણાતું. છતાં પણ નવા ભાવોની, નવા વિચારોની, નવા કવિત્વની જે છાબ તે કુસુમોની માળા ભરી દેતી તે કદર વગરની રહી શકી નહિં; સંસ્કૃત અંગ્રેજીના પરિચયવાળા નવ જુવાનોને તે પુસ્તક પ્રિય થઇ પડયું. જુવાન લેખકોમાં તેનો અભ્યાસ આવશ્યક ગણાયો. કુસુમમાળા પછી છ સાત વર્ષમાં 'હૃદયવીણા' નામનો બીજો સંગ્રહ બહાર પડયો, અને તે વીણાએ પણ ઘણાં ઘણાં હૃદયને કાવ્યનો ઉંચો આનંદનાદ સુણાવ્યો. તે સંગ્રહમાં સંસાર સુધારાનાં અને અને તે સમયના પ્રસંગોનાં જે કાવ્યો હતાં તેથી કસુમમાળા વખતે બંધાયલો મતભેદ દઢતર થયો. અને વિચારોના અને અભિપ્રાયોના વિરોધને લીધે હૃદયવીણાના કાવ્યત્વને માટે પણ કંઇક અસંતોષ જેવું કોઈ કોઈ તરફથી જણાવા લાગ્યું. એ બધું હોવા છતાં જે ખરૂં કવિત્વ તે સંગ્રહોમાં પ્રકટ થઇ રહ્યું હતું તે કોઈથી નકારાય એવું હતું નહિં અને અભિપ્રાયમાં મતફેરને લીધે પ્રતિકૂળતા જણાવનારાઓને પણ ખરા કવિત્વનો તો સ્વીકાર કરવોજ પડયો, એટલે કુસુમમાળા અને હૃદયવીણાને ગુજરાત કાવ્ય–પ્રદેશમાં સામ્રાજ્ય મેળવતાં કશી પણ મુશ્કેલી પડી નહિં.

**મણિલાલ નભુભાઈ**

કુસુમમાળા પ્રગટ થઇ તેજ અરસામાં મણિલાલ નભુભાઈનું 'પ્રેમ જીવન' પણ બહાર પડયું હતું અને તેની અંદરનાં કાવ્યો પણ ઘણા વાચકોમાં પ્રેમભર્યો સ્વીકાર પામ્યાં હતાં. વળી તે સુગેય હોવાથી, અને અર્થમાં સુગમ્ય અને ફાવે તેમ લઈ શકાય તેવાં હોવાથી તે અગીઆર કાવ્યો કુસુમમાળાનાં કાવ્યોથી પણ કદાચ વધારે પ્રચલિત

થઇ ગયેલાં કહેવાય. પરંતુ ગુજરાતી કવિતા પર, નવ જુવાન કાવ્ય વાચકો અને કાવ્ય લેખકો પર તો કુસુમમાળા અને હૃદય વીણાએ જે અસર કરી છે તેની સરખામણીમાં 'પ્રેમ જીવન,' અને સાત આઠ વર્ષ પછી બહાર પડેલ 'અભેદોર્મિ' બહુ ટકી શકે એમ કહેવાય એવું નથી.

મણિલાલનો મુખ્ય વિષય વેદાન્ત અને તત્ત્વજ્ઞાન હતો, અને લખાણનો પ્રવાહ ઘણે ભાગે ગદ્યમય હતો; વચમાં વચમાં પદ્યો લખતા, અને વિચારભર્યાં અને લાગણીભર્યાં પદ્યોને સુંદર બનાવવાની કળા તેમનામાં હતી. પ્રભુદત્ત તે ગુણોની કેળવણી તેમણે બહુ વિવેકપૂર્વક કરી હતી, એટલેજ તેમણે પદ્યો ઘણાં થોડાં લખ્યાં હશે. તેમનાં થોડાં પદ્યોમાંથી પણ એવાં ઘણાં મળી આવશે કે જે લખાયાં ત્યારે, વીસ પચીસ વર્ષ પછી આજે, અને ભવિષ્યમાં પણ ઉંચો કાવ્યાનંદ આપ્યા કરે, સાહિત્યની સ્વીકૃત કૃતિઓ તરીકે ચિરંજીવ બની રહે અને ગુજરાતી સાહિત્યના સુંદર નમુના તરીકે હંમેશને માટે ટકી રહે. 'જાણો તો વશીકરણી વિદ્યા જાણજો,' 'દૃગરસભર મોરે દિલ છાઈ રહી,' 'એવું બતાવે કોઇ આજ.' 'સાથે આવો તો સગપણ જાણીએ હોજી,' 'આંખ ભર્યે શું થાય,' 'કંઈ લાખો નિરાશામાં,' આ પદોનો કાવ્યાનંદ વર્ષો સાથે ઘટવાનો નથી, તે તો સર્વદા સરખી કદરશનાસીનાં પાત્ર બની રહેવાનાંજ.

આવું હોવા છતાં મણિલાલની ગુજરાતી કવિતા પર અસર જોવા જઇએ તો માત્ર ઉત્તરરામ ચરિતમાંની મધુરી લાવણી જેટલીજ છે. જાગ્રતિ યુગના પદ્યપ્રદેશના અધિષ્ઠાતા તો નરસિંહરાવજ ગણી શકાશે. નરસિંહરાવે કુદરતનાં જે દર્શન શીખવ્યાં, નરસિંહરાવે પ્રેમ અને ઉલ્લાસનાં જે ચિત્રો ખડાં કર્યાં, નરસિંહરાવે ખરા કવિત્વનાં

જે ઝરણાં શરૂ કર્યાં, નરસિંહરાવે ઊંચા આનંદના જે જે પ્રસંગો આલેખ્યા, તે બધાંની નવા ઉગતા વર્ગ પર થવી જોઇએ તેવીજ સફળ અસર થઇ અને જાગ્રતિ યુગમાંના મણિલાલ, અને ગોવર્દ્ધનરામ એ બે કાવ્ય લેખકો બાદ કરીએ તો પછી બીજા બધાના ઉપર એક અથવા બીજી રીતની નરસિંહરાવની અસર માલુમ પડયા વિના નહિં રહે. ગોવર્દ્ધનરામના હૃદય ઉપર પણ 'ચંદ્રા'ની કેટલી અને કેવી છાપ પડી હતી તે સરસ્વતીચંદ્રના પહેલા ભાગના વાંચનારાઓને યાદ આપવું પડે તેમ નથી.

**ગોવર્દ્ધનરામ**

ગોવર્દ્ધનરામે સરસ્વતીચંદ્રની અંદર અહિં તહિં લખેલી કવિતાઓ તથા 'સ્નેહમુદ્રા' અને એકાદ બીજા કાવ્ય ઉપરાંત ગુજરાતી કાવ્ય ભંડારમાં બીજો ઉમેરો કર્યો નથી. જો લીટીથીજ ગણુતરી કરીએ તો મણિલાલથી કાંઈ બહુ ઓછી સંખ્યા નહિં થાય. પરંતુ કાવ્ય લેખકની કદર માટે તેવી કસોટી રખાયજ નહિં એ સમજાય તેવું છે. સરસ્વતીચંદ્રમાં તો કુમુદનો પત્ર, સરસ્વતીચંદ્રની ગઝલો, 'જોગીરાજ ઉભા રહો જરી' વાળું, 'અંધકારનો સમો પ્રબળ આ' વાળું અને એવાં છુટક લખેલાં કાવ્યોજ જો હોત, અને સ્નેહમુદ્રા ન પણ લખાઈ હોત, તોપણ ગોવર્દ્ધનરામની કાવ્ય લેખક તરીકે સારી કીર્ત્તિ રહેત એમાં શક રાખવા જેવું નથી. તેની કાવ્ય પ્રવૃત્તિ તે બહુ જોરદાર કે ચાલુ વહેતો ઝરો નહોતો, પણ જયારે જ્યારે કાવ્યની ઝરી નીકળી આવતી ત્યારે તો કવિત્વથી પાવન થયેલી નીકળતી એમ સ્વીકારવું પડે તેવું છે. સ્નેહમુદ્રા પ્રયત્નપૂર્વક લખાયેલું કાવ્ય છે, એને તેમાં લાગણીના કરતાં પર્યેષક વિચારો વધારે સમાયા છે. વળી હૃદયભૂતની મુસાફરી ભૂતનો ગુણ હોય તેવી કેમ જાણે અકારણ અને નિશ્ચિત ક્રમ વગરનીજ હોય એમ લાગી આવે છે. છતાં પણ તેમાં અહિં તહિં ઊંચું કવિત્વ દૃષ્ટિગોચર થાય છે; વળી ભૂતની અડફેટમાં આવતો દરેકે દૂરેક પદાર્થ પોતાના

પોતાપણાનું જે વર્ણન આપે છે તે ખરેખર આનંદે સાથે વાંચવા લાયક છે તેટલુંજ નહિં, પણ સાહિત્ય ભંડારમાં વૃદ્ધિ કરે તેવી સુશિષ્ટ ભાષામાં લખાયેલું છે અને સમજવા માટે કરવી પડતી મહેનત વૃથા ગઇ એમ કોઈથી કહી શકાય તેવું નથી. સારી જાતનો કાવ્યાનંદ તો દરેક કાવ્યમાંથી મળશે, અને જેમ જેમ વધારે વંચાશે તેમ તેમ તેમાંથી વધારે ને વધારે રસ નિષ્પન્ન થતો લાગશે. ગોવર્દ્ધનરામે નવલકથા લખવાના ઇરાદાથી પોતાની લેખિની હાથમાં લીધી એટલે તાદૃશતા લાવવાના તેમના વિચાર કાંઇક અતિપણાવાળા થઈ ગયા હોય એમ લાગે છે. સરસ્વતીચંદ્રમાં એકાદ વર્ણન એવું છે કે જે ન હોત તો સરસ્વતીચંદ્રની ગુંથણીમાં કાંઇ ન્યૂનતા ન રહેત. તેવું વર્ણન આવવાથી તેની કીર્તિમાં કાંઇક મર્યાદાની લીટી કોઇ દોરે તો તેમાં વિરૂદ્ધ ન પડાય એવું થયું છે. સ્નેહમુદ્રામાં પણ તેવુંજ થયું છે. શૃંગાર અને મદનના વર્ણનમાં તાદૃશતાને કયાં સુધી સ્થાન હોવું જોઇએ એ વિચારમાં ગોવર્દ્ધનરામ જેવા સાથે મતભેદ પડે ત્યારે નિર્ણય પર આવતાં જરા સંકોચાવું પડે. છતાં પણ કહેવું તો જોઈએજ કે તેવી તેવી ક્ષતિ જ્યાં લાગે ત્યાં આંખ મીચામણાં કરવાં એ પણ વાજબી ન જ ગણાય.

અસ્તુ. આવા પ્રસંગની સાથે પ્રવેશિકાને કાંઈ પણ સંબંધ ગણીએ તો તે એટલોજ કે પ્રવેશિકાના વાચકોએ આવી જાતની ચેતવણીનો તૂરીનાદ ન સાંભળ્યો હોય તો ગંભીર લાગતી ભુલો પણ એમને એમ ચાલુ રહ્યા કરે. સાહિત્ય ગૌરવભર્યાં પુસ્તક તરીકે ઊંચું સ્થાન ભોગવતા હાલના એક નાટકમાં પણ તેવીજ જાતનો રૂચિ ભંગ ઉત્પન્ન કરે તેવો પ્રસંગ પ્રવિષ્ટ થએલો જોઇએ છીએ ત્યારે તો આવી જાતની ચેતવણી આપવી એ એક રીતે જોતાં તો જરૂરનુંજ લાગે છે.

મણિલાલ અને ગોવર્દ્ધનરામના લખાણુમાં કાવ્ય લેખને ગૌણસ્થાન મળ્યું હતું અને તેથી તેમની તે જાતની

નરસિંહરાવ ફરી

કૃતિ ઓછી જ રહી છે. નરસિંહરાવ માટે તો કાવ્ય લેખન એજ મુખ્ય કર્તવ્ય હોય એમ જણાય છે અને જો કે કવિ તરીકે જેટલી પ્રસાદીની આશા રાખી શકાય તેટલી તો તેમની પાસેથી પણ મળી શકી નથી, તોપણ તેમના તરફથી નૂપુર-ઝંકાર અને સ્મરણસંહિતા નામના બે વધારે કાવ્ય ગ્રંથો ગુજરાતી કાવ્ય ભંડારમાં ઉમેરાયા છે. નરસિંહરાવને ગુજરાતી કાવ્યમાં જે નવીનતા ઉમેરવાનું ભાગ્ય મળ્યું હતું તે તો કુસુમમાળા અને હૃદયવીણાના પ્રકટ થવા સાથે મળી ચૂક્યું હતું. કુદરતના પ્રસંગનાં બયાન, પ્રેમની પિછાન, અને કલ્પનાનાં ચિત્રો એ બે પુસ્તકોમાંથી મળી ગયેલાં હોવાને લીધે નૂપુરઝંકારથી કાંઈ ખાસ નવી દિશા બતાવાઈ હોય એવું થયું નથી. ચંદા, તારા, પુષ્પ અને પ્રેમ એ વિષે પહેલા બે ગ્રંથોમાં સુંદર કલ્પનાથી, મોહક નવીનતાથી અને બીજાને માર્ગદર્શક થઇ પડે તેવી રીતે એવાં કાવ્યો આવી ગયાં હતાં કે હવે તો કેમ જાણે તેની તે કલ્પના અને તેની તે બાબત: કાંઇક જૂદા ભાવથી, કાંઇક પ્રૌઢતાથી, કાંઇક શોધક વૃત્તિથી, પણ તેનું તેજ કહેવાનું હોય એવું લાગી આવે છે. નૂપુરઝંકારમાં 'ચિત્ર વિલોપન,' 'ગૂઢ કોકિલા,' 'અગ્નિહોત્ર' વિગેરેના જેવાં સુંદર અને નવીનતાભર્યાં કાવ્યો છે ખરાં; પરંતુ તે બધાંના અસ્તિત્વને સ્વીકારતાં છતાં પણ એમ તો લાગીજ આવે છે કે હવે 'નરસિંહ-રાવનો યુગ ગયો.' અને ખરી રીતે થયેલું પણ એમજ છે. કલાપીના કેકારવથી અને ન્હાનાલાલના 'વસન્તોત્સવ' તથા 'કેટલાંક કાવ્યો'થી ગુજરાતી સાહિત્યમાં નવાં તેજ આવ્યાં, નવા ધ્વનિ રેલાવા લાગ્યા. નૂપુરઝંકારના સત્કારમાં તેથી ફેર પડે, કે તેની કદરમાં ઊણપ આવે એવો તો સંભવજ નહોતો. નૂપુરઝંકારમાં કાંઇ સામાન્ય કોટિ નીચી થઈ નહોતી, પણ ગુજરાતની

સાહિત્ય સમજ કાંઈક વધી હતી—કાંઇક જૂદી પ્રતિની થઈ હતી. એટલે કુસુમમાળા અને હૃદયવીણાએ ગુજરાતના વાચકોને અને યુવાન વર્ગને જે મોહ પમાડી દીધો હતો, જે નવીનતાનાં દર્શન કરાવ્યાં હતાં, તેવું નૂપુરઝંકાર કરી શકે તેવું રહ્યું નહોતું. સ્મરણ સંહિતા એક ન્યારીજ પ્રતિનું કાવ્ય છે. તેમાં લાગણી—સ્વજનના વિરહથી થતી શોકમય લાગણી–કાવ્યનો હેતુ છે. પરંતુ સુશિક્ષિત, સંસારની ઘટમાળના અનુભવી, અને પ્રભુ પર શ્રદ્ધા રાખનાર સંસ્કારી પુરૂષની લાગણી કઇ પ્રતિની હોય છે–અને હોવી જોઇએ–એ એ કાવ્ય બહુ ઘટિત રીતે બતાવી આપે છે. હૃદય રડે છે, તો રડવું એ પાપ છે એમ માનવાને કાંઈ કારણ નથી. વિરહ અનંત છે, મૃત્યુ અનિવાર્ય છે, વિલાપ નિષ્ફળજ રહેવાનો છે માટે વિસ્મૃતિજ સેવવી—વિસ્મૃતિનાજ ઉપાય કરવા એ કાંઈ પ્રભુની ઘટના વાજબી રીતે સમજવાની સ્થિતિ ન ગણાય. લાગણી થાય, રડવું આવે, પ્રિયજનનાં સંભારણાં વખતો વખત દિલને ગમગીની આપી રહે, એ પ્રભુએ આપેલા માનુષી ભાવો છે; પરંતુ તેવીજ રીતે પ્રભુએ મનુષ્યોને બુદ્ધિ અને કલ્પના આપ્યાં છે–તેનો વિવેકપૂર્વક ઉપયોગ કર્યાથી પ્રભુમાં શ્રદ્ધા અને પ્રભુની કૃપા માણસમાત્રને મળે છે: આ બધું કવિતા સ્વરૂપે ગુજરાતને પ્રત્યક્ષ કરવામાં 'સંહિતા' ખરેખર એક અદ્વિતીય કાવ્યજ બની રહ્યું છે, અને તેનો સત્કાર પણ ગુજરાત સદ્ભાવપૂર્વક કરી રહેલ છે.

નરસિંહરાવની કાવ્યકૃતિના ગુણોનાં ઉડતી નજરે દર્શન કર્યા પછી તેમની કૃતિમાં કાંઇ કાંઇ અરૂચિ કરાવનારાં પણ લક્ષણો છે તેની ટુંક નોંધ લેતાં પહેલી તેવી બાબત જોડણીની તરી આવતી માલમ પડે છે. હકારનો સ્વીકાર હળવે હળવે ગુજરાતી લેખકોમાં થતો ગયો, થતો જાય છે એ સ્થિતિ નરસિંહરાવના શુભ અને દૃઢ આગ્રહને લીધેજ પ્રાપ્ત થઈ છે એમાં તો કશો

શક નથી. છતાં પણ 'એવા' ને બદલે 'હેવા' 'એમણે' ને બદલે 'હેમણે' એવા પ્રયોગો નરસિંહરાવને મતે ગમે તેટલા વાજબી અને જરૂરના હોય તોપણ સામાન્ય વાચકને અરૂચિ ઉત્પન્ન કરે છે એમ કહેવામાં આવે ત્યારે તે વસ્તુસ્થિતિની સાથે લડવામાં કાંઈ સાર નથી. જોડણી ઉપરાંત નરસિંહરાવના પ્રતિપક્ષીઓ તરફથી બીજી એક મુશ્કેલી શબ્દોની દર્શાવવામાં આવે છે. લાંબા લાંબા સમાસો અને અઘરા અઘરા શબ્દો એ બે મુખ્ય વાંધા આગળ કરવામાં આવે છે. શબ્દો માટે તો આગળ કહેવાઈ ગયું છે કે સંસ્કૃતના ઘણા સારા પરિચયને લીધે, બીજાને ન સુઝે તેવા સાર્થ–બંધ બેસતા–શબ્દો તેમને આપોઆપજ સુઝી આવે અને હોઠે આવેલા સારા લાગતા શબ્દને વાચકની રૂચિની ખાતર પડતો મૂકવો એ તો કોઈ કવિજનથી ભાગ્યેજ બની શકે. સમાસ માટે કોઈ જગાએ મુશ્કેલી પૂરવાર કરી શકાય તેવું મળી આવતું હશે, તોપણ જેટલો વાંધો બતાવવામાં આવે છે તેટલું તો સત્ય વસ્તુસ્થિતિ જોતાં માલુમ પડશે નહિં. બીજા લેખકો જયાં છુટા છુટા શબ્દો લખે, ત્યાં નરસિંહરાવ વાજબી રીતેજ સાથે સાથે શબ્દો લખે છે, એટલે દેખાવમાં તે દોષ વધારે પડતો જણાઈ આવે છે. ખરી રીતે જોતાં શુદ્ધ લેખન પદ્ધતિને લીધેજ દૃષ્ટિએ ચડતી એ વસ્તુસ્થિતિ છે. બીજા પણ તેટલી કાળજીથી લખે તો આખી લીટી એકજ સમાસ તરીકે લખવી જોઇએ. બીજા તેવું ન કરે, અને નરસિંહરાવ કરે, એટલે વાચકને તે દેખાવ આંખમાં ખૂંચે પણ તેથી નરસિંહરાવને કશો દોષ સ્પર્શ કરી શકે નહિં એ તો ખુલ્લુંજ છે.

આટલું ખુલાસાથી સમજાવ્યા પછી એટલું તો સ્વીકારવા જેવું પણ લાગે છે કે નરસિંહરાવની શબ્દોની પસંદગી માધુર્ય અને સરળતા કરતાં ચોકસાઇ પર વધારે પડતું ધ્યાન આપનારી છે. હેતુ પૂર્વકજ મધુર અને કોમળ શબ્દો મૂકી

દઈ બીજા ગ્રહણ કરવાનો આગ્રહ છે એમ નહિ-દરેક કવિને કાંઈ કાંઈ બક્ષીસ પ્રભુ તરફથી મળી હોય, પણ બધાનેજ બધી બક્ષીસ મળે તેવું ભાગ્યેજ બને છે. કાલિદાસ ઉપમામાં શ્રેષ્ઠ મનાયો અને માઘમાં બધા ગુણો ગણાયા તેથી કાલિદાસ કાંઈ ઉતરતી પંક્તિનો થઈ જતો નથી. તેમ જ માધુર્ય અને કોમળતા એ નરસિંહરાવના ખાસ ગુણ હોય એમ સ્વીકારી શકાય નહિં, તેના કરતાં ચોકસાઇ અને અર્થગાંભીર્ય પ્રકટપણે દીસી આવતા ગુણો છે, એમ કહેવામાં નરસિંહરાવની કવિ તરીકેની પ્રશંસામાં ઊનતા જોવાની નથી. પરંતુ પ્રત્યેક કવિ અને લેખકને કાંઈ કાંઇ ખાસીયતો અને ગુણ લક્ષણો ઇનાયત થયેલાં હોય છે તેમ નરસિંહરાવને ચોકસાઈ અને સ્પષ્ટતા માટેનો આગ્રહ એ મધુરતા અને કોમળતા કરતાં વધારે પ્રમાણમાં મળેલા છે એમ સ્વીકારવામાં મતભેદ નહિં હોય એમ તો નહિં—વ્યક્તિ વ્યક્તિના મત જૂદા હોય એ તો જગતનો સાર્વત્રિક નિયમ છે—તોપણ મતભેદ પડશે માટે મત જાહેરજ ન કરવાની કાયરતા આવા પુસ્તકમાં રાખવી એ યોગ્યતાયુક્ત કે ન્યાયયુક્ત ન ગણાય. ચોકસાઈ રાખ્યા પછી પણ કર્ણપ્રિય શબ્દ, કે મધુર મિલાવટ ન મળે એમ બનવું ન જોઇએ. અને જો ન મળે તો કવિત્વના અનેક ગુણોમાંથી એક ગુણ ઓછો એમ પણ સ્વકારવુંજ પડે. બીજા કવિઓ ચોકસાઈ સાચવવા સાથેજ જો મધુરતા અને કર્ણપ્રિયતા, સરળતા અને સૌંદર્ય મેળવી શકે તો પછી જે કવિ તેટલું મેળવી ન શકે તેટલી તેની ન્યૂનતા સ્વીકારવીજ પડે. કુસુમમાળા અને હૃદયવીણા આજે તદ્દન પહેલીજવાર વાંચનારને પણ હજી ઉપરની અરૂચિ જાહેર કરવા જેવું જણાય તો એમજ સમજવું પડે કે શબ્દોની પસંદગી અને સમાસના બાહુલ્ય વિષેની ટીકા કરવા જેટલો નરસિંહરાવના લેખોમાં અવકાશ હોવો જોઇએ.

કુસુમમાળા અને હૃદયવીણા પંદર વીશ વર્ષ પહેલાં દરેકે દરેક જુવાન મોહથી વાંચતો—હાલ તે પુસ્તકો માટે તેટલો બધો મોહ નથી દેખાતો એમ ઘણી આંખો જોઇ શકે છે. વચમાં કુસુમમાળા નિશાળોમાં લેવાઈ હતી અને તેથી જુવાન વાંચકો પાસે ફરજીયાત રીતે રજુ થવાની તેને એક વધારે તક મળી હતી. છતાં આજે હવે તેને માટે મોહ ઓછો થયો છે, એમ પણ પુસ્તક વેચનાર જાહેર કરે છે. આ પુરાવા પરથી કહી શકાય કે તે પુસ્તકો પ્રકટ થયાં ત્યારે જે માન અને મોહ તેમને માટે હતાં તે હવે કાંઈક ઓછાં ઓછાં થતાં લાગે છે, અને તેમ થાય તો તેમાં દિલગીર થવાનું કાંઈજ કારણ નથી. નર્મદાશંકરને તેના વખતમાં જે માન હતું, દલપતરામ તેના વખતમાં જે ભાવથી વંચાતા હતા, તે હાલ ન હોય એ સ્વાભાવિક છે. છતાં નર્મદ અને દલપતની કવિઓમાં ગણના થવાનીજ, અને તેમનાં કાવ્યોનો અભ્યાસ પણ ચાલુ રહેવાનોજ. જેમ નર્મદ દલપતને માટે, તેમજ સર્વ લેખકો માટે બને. એટલે તત્કાળનો મોહ કે શરૂઆતનાં માન કાંઈક ઓસરવા લાગે તોપણ નરસિંહરાવ જેવા સંસ્કારી અને સુજ્ઞાત કવિનાં કુસુમમાળા, હૃદયવીણા, નૂપુરઝંકાર અને સ્મરણસંહિતા ગુજરાતી સાહિત્યમાં હંમેશને માટે રહે એમાં શંકાનો સંભવજ નથી. તેના અભ્યાસ વિના ગુજરાતી કવિતાનો અભ્યાસજ અધુરો ગણાવાનો.

આજ અરસામાં ગણી શકાય તેવા એક પુસ્તકની નોંધ એટલા માટે જરૂરની છે ઘણે ભાગે સામાન્ય બોધ અને પ્રાસ્તાવિક લખાણનો સંગ્રહ હોવા છતાં તેમાં અહિં તહિં કવિત્વની છાંટ અચૂક રીતે માલમ પડે છે. કવિતાનો એકલો ઉદ્દેશ કાવ્યાનંદ આપવાનોજ સ્વીકારવો જોઈએ. બોધ, વર્ણન, અને વિચાર કેળવણી એ અવશ્યે ગૌણ સ્થાનેજ હોવાં જોઈએ. એટલે જે પુસ્તકમાં સદ્બોધ અને સત્ય જ્ઞાન સચોટ રીતે અપાવા ખાતર કવિતામાં અપાયાં હોય તે પુસ્તક ગમે તેવી સરળ બાનીમાં

અને ઘટતી હુશિયારીથી લખાયું હોય તોપણ કવિતા તરીકે તો તેની ગણતરીમાં ન્યૂનતા રહેજ. કાવ્યાનંદના કોટિ અને પ્રકારમાં પણ ફેર હોય છે. ઉંચી જાતનો, વિશુદ્ધ, સહૃદયનેજ ગમ્ય એવો કાવ્યાનંદ જે કવિતા આપે તેનેજ ખરી કવિતા ગણાય અને તેવી કવિતાની સાહિત્યમાં ગણના થાય. 'કેશવકૃતિ' માં બહુ ભાગે તેવું લખાણ નથી, પરંતુ અહિં તહિં કોઈક પદમાં કવિત્વની આછી આછી, પણ અચૂક છાંટ દેખાય છે; અને તેને પરિણામે આખું પુસ્તક જો કે ઉંચી જાતના અને સાહિત્ય ગૌરવશાળી કાવ્ય તરીકે કદર મેળવી શકે તેવું નથી, તોપણ 'અમે તો આજ તમારા બે દિનના મેમાન.' 'તુટયો મારો તંબુરાનો તાર, ભજન અધુરૂં રહ્યું રે કિરતારનું,' 'પંખીનો મેળો ભેળો રહે કેમ ભાઈ' વગેરે કોઈ કોઈ કાવ્ય ખરા કાવ્યાનંદની કાંઈક મજા આપે તેવું છે; ભકિતપરાયણ હૃદયવાળાને અને સામાન્ય જીજ્ઞાસુને તો આખું પુસ્તક વાંચવા જેવું છે એટલી નોંધ લેવાની જરૂર જણાય છે. કેશવ કૃતિના લેખક કેશવલાલ હરિરામ ભટ્ટ મુંબઈમાં પ્રકટ થતા આર્યધર્મ પ્રકાશના ઘણાં વર્ષો સુધી તંત્રી હતા અને તેમની ઘણીખરી લેખન પ્રવૃત્તિ તે પત્ર દ્વારાજ થઇ હતી.

કેશવ કૃતિ

---

# પ્રકરણ ૧૭

## જાગ્રતિ યુગ.—(ચાલુ.)

## ગદ્ય. ૨

### નરસિંહરાવ, ઉત્તમલાલ, આનન્દશંકર.

ગોવર્દ્ધનરામ મણિલાલ પછી ગદ્ય લેખક—સતત પ્રવાહ ચાલુ રાખી રહ્યો હોય એવો ગદ્ય લેખક—હજી બહાર પડયો નથી એમ કહેવામાં કોઇને અન્યાય આપવા જેવું થતું નથી એમ સ્વીકારાશે એવી આશા છે. નરસિંહરાવે પુષ્કળ ગદ્ય લખ્યું છે, હજી લખે છે; ઉત્તમલાલે તથા આનંદશંકરે છુટક છુટક લેખો તથા એકાદ બે પુસ્તકો પણ લખ્યાં છે; ત્યાર પછીના લખનારાઓમાં કનૈયાલાલ મુનશીએ ત્રણેક સારી નવલકથા ગુજરાતને આપી છે. આટલું હોવા છતાં ગોવર્દ્ધનરામ અને મણિલાલે જેવો ગદ્યપ્રવાહ વહેરાવ્યો હતો તેવો તો હજી સુધી કોઈ તરફથી વહેતો જણાતો

ગોવર્દ્ધનરામ ફરી નથી. ગોવર્દ્ધનરામના સરસ્વતીચંદ્ર વિષે આગલા એક પ્રકરણમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે, અને પહેલો ભાગ બહાર પડયો ત્યારની સ્થિતિ અને ત્યારનાં લખાણુ વિશે ત્યાં કહેવામાં આવ્યું છે. ત્યાર પછી તો સરસ્વતી-ચંદ્રના ત્રણ બીજા ભાગો બહાર પડયા, અને વિચારોની નવીજ દિશા બતાવવા સાથે ગદ્ય સાહિત્યમાં તે ભાગોથી કેટલો બધો વધારો થયો છે એ એવી જાણીતી વાત છે કે તે વિષે લંબાણુની જરૂર નથી. સરસ્વતીચંદ્રની શરૂઆત એક નવલકથા તરીકે કરવામાં આવી હતી, અને બીજા ભાગમાં નવલકથાના કાંઈક અંશો ચાલુ પણ રહ્યા હતા; પરંતુ ત્રીજા ભાગથી તો તેમાં નવલકથાત્વ તો માત્ર પાત્રોને અનુલક્ષીનેજ બધું લખાણુ આગળ ચાલ્યું છે તેટલુંજ માલુમ પડે છે. ત્રીજા ભાગમાં

ધાર્મિક વલણો અને રાજકીય પરિસ્થિતિ, અને ચોથામાં સાંસારિક કચેરો, ચાલુ સ્થિતિને અવલંબીને ભૂતકાળની સમજ તથા ભવિષ્ય માટે આશાઓ અને ચિંતાઓ, એવી સુંદર કલ્પાનાથી રજુ કરવામાં આવ્યાં છે કે તે નવલકથા મટી જાય છે, એ દોષ દોષરૂપે જોવાનો તો અવકાશજ મળતો નથી.

સરસ્વતીચંદ્રે તે જમાનાના સંસાર વ્યવહાર, રાજ્ય પ્રકરણ અને ધાર્મિક માન્યતાની વિવેકપૂર્વક, ઐતિહાસિક ઊહાપોહ પુરઃસર, અને એક દૃઢ શ્રદ્ધાળુ--અંધ શ્રદ્ધાળુ નહિં, પણ દૃઢ શ્રદ્ધાળુ,-આર્ય તરીકે સંગીન સમાલોચના સહિત, જે કેટલીક જગાએ નિર્ણયાત્મક અને કેટલીક જગાએ વિવાદાત્મક ચર્ચા કરી છે તેનો ગંભીરતાથી અભ્યાસ કર્યા સિવાય હિન્દુ સંસાર વ્યવહારમાં અને ધર્મમાન્યતાઓમાં કાંઈપણ ફેરફાર કે સુધારા વધારા કરવા તત્પર થઇ જવું એ એક આંધળીયું સાહસજ થાય એમ મનાવનારી એ બધી ચર્ચા છે.

વિશ્વનાથ વૈદ્યે પહેલા ભાગના અવલોકનમાં અને રમણભાઇએ તે અવલોકનના અવલોકન વખતે અને પછીથી ટુંકમાં પૂરા કરેલા પોતાના લેખમાં થોડીક ચર્ચા ઉપસ્થિત કરી છે. તે ચર્ચા ધ્યાનમાં લીધા પછી પણ એમજ કહેવું પ્રાપ્ત થાય છે કે સરસ્વતીચંદ્રમાં ગોવર્દ્ધનરામે ઉપાડેલી ચર્ચાનો રદિયો હજી સુધી મળ્યો નથી. ગોવર્દ્ધનરામે બાંધેલા મતો સાથે, અને કરેલી કલ્પનાઓ સાથે, બધા મળતાજ થાય એવો તો સંભવ હોયજ નહિં; તોપણ એટલું તો સ્વીકારવુંજ પડે એમ છે કે ગોવર્દ્ધનરામનાં લખાણથી આર્ય સંસાર વ્યવહારના પ્રશ્નો કંઇક શ્રદ્ધાપૂર્વક વિચારાવા લાગ્યા; જૂનું બધુંજ વિચાર વગરનું અને લાભ વગરનું છે એવી જે માન્યતા બંધાવવાના પ્રયત્ન થતા હતા તે બધા કેટલા પોકળ અને પાયા વગરના છે એ ઉઘાડું થયું; આપણાં પુરાણો અને આખ્યાયિકાઓ ટાઢા પહોરના ગપાટા તરીકે માની લેવાને બદલે જો તેમાંથી કાંઇક

રહસ્ય શોધવા મથીએ તો તદ્દન નિરાશ થવા વારો આવે નહિં એવો વિશ્વાસ આવ્યો; અને આર્ય સંસારના જીવન માટે કાંઇક મમતા અને ભાવના જાગ્રત થયાં. આની સાથે સાથે જૂના વ્યવહારમાં કયાં કયાં ખામીઓ છે, કઈ જગાએ માન્યતાનો ગ્રહ એટલો બધો જબરો છે કે તેને તજી દેવામાં સત્કાર્ય થતું હોય તોપણ તજી દેતાં આનાકાની થાય છે, અને મોટો ભાગ તો તેને તજી શકતોજ નથી; આપણી ભાવનાઓ અને કલ્પનાઓ ગમે તેવી ઊંચી પ્રતિનાં હોય તોપણ વર્તનમાં તો માનુષી નિર્બળતા માનવ માત્રના હાથ એક વખત હેઠા નાખ્યા વિના રહેતી નથી, અને પ્રાચીનતાના ખોટા પડદા પાછળ કેવાં કેવાં પરિહાર્યંજ નહિં પણ તિરસ્કાર્ય પુતળાંઓ નાચ્યા કરતાં હોય છે; આ બધું પણ અચ્છી રીતે જણાઇ આવે છે. આવા આવા અનેક જાતના નવા મુદ્દાઓ સરસ્વતીચંદ્રે ગુજરાતી સાહિત્યમાં રજુ કર્યાં, અને તેથી ગુજરાત પર અમાપ ઉપકાર થયો છે, અમાપ ઉપકાર થયા છે તેટલુંજ નહિં, પણ તે પુસ્તકો ગુજરાતી સંસારને માર્ગદર્શક અને ભાવનાપોષક બની રહેવા ઉપરાંત, આખા હિંદને–આર્ય સંસારને એટલે સમસ્ત હિંદને–નવાં ચશમાં અર્પનાર થયાં છે;–તેનો લાભ અત્યાર સુધીમાં થોડો લેવાયો છે એ ખરૂં છે, પણ આશા તો રહે છે કે સમય આવ્યે તે પુસ્તકો સમસ્ત હિંદમાં જે સારા સ્થાનને લાયક છે તે મેળવી શકશે.

સરસ્વતીચંદ્ર ઉપરાંત વળી આ કાર્યમાં એક દિશાએ આગળ વધનાર દયારામનો અક્ષરદેહ છે, બીજી દિશાએ પ્રકાશ આપનાર લીલાવતીની જીવનકળા છે, અને ત્રીજી તરફ ઉંચે લઈ જનાર સાક્ષરજીવન છે.

આ બધી સેવાઓ પંદર વીસ વર્ષના ગાળામાં થયેલી હોવાથી, જ્યાંસુધી તે લખાણો ચાલુ હતાં, અને હજી નવાં નવાં લાગતાં હતાં, ત્યાંસુધી તો ગુજરાતમાં બીજો સમર્થ લેખક દૃષ્ટિએ ન ચડે

એ સ્વાભાવિક હતું; પરંતુ. તે પ્રવાહ બંધ પડતાં તે તે કૃતિઓ જૂની થવા લાગી તેમ તેમ માલુમ પડતું ગયું કે ગુજરાતી સાહિત્યમાં કોઇ પ્રતિભાશાલી લેખક રહ્યો નહિં,–ગદ્ય લખાણમાં તો લગભગ શૂન્ય જેવુંજ થઇ ગયું.

**ઉત્તમલાલ**

સરસ્વતીચંદ્રનાં સ્ત્રીપાત્રોની મર્મગ્રાહી સમાલોચના કરી, તેમનું સારૂં પિછાન આપનાર ઉત્તમલાલ અવારનવાર ગદ્ય લેખ લખતા હતા, ‘સમાલોચક’ દ્વારા કાંઈ કાંઈ લખવાના પ્રસંગો મેળવ્યે જતા હતા. તેમનાં લખાણમાં સુવિચાર, સમતોલપણું અને સૂક્ષ્મ નિરીક્ષણ એવા સારા પ્રમાણમાં હતાં કે ગુજરાતને તેમની પાસેથી બહુ બહુ મેળવવાની આશા હતી. પરંતુ ગુજરાતી સાહિત્યના કમભાગ્યે સાહિત્ય સેવાના કરતાં બીજી સેવા તરફ તેમની પ્રવૃત્તિ વધી ગઇ–સાહિત્યમાં તો એકાદ બે કામ કરવા જેટલીજ ફુરસદ મેળવી શકયા છે. તેમણે જે જે કામ કર્યાં છે તે ખરી મહેનત અને અત્યંત કાળજીથી કર્યાં છે એમ તે દરેક કામ સાક્ષી પૂરે છે. અને તે બધામાં પણ ટિળકની ગીતાનું જે ભાષાંતર કર્યું છે તે તો ગુજરાતી સાહિત્યમાં ઉંચું સ્થાન પામે તેવું થયું છે. તે ભાષાંતરમાં સરસ ખુબી તો એ છે કે તે ભાષાંતર છે એમ ખબર ન હોય તો કોઇ પણ વાચક ભાગ્યેજ કહી શકે કે ઉત્તમલાલના પોતાના મગજમાંથી આ બધી ચર્ચા ઉપસ્થિત નથી થઇ. વિષયમાં તન્મય બની રહેતી ભાષાનો નૈસર્ગિક પ્રવાહ એવા પ્રતિભાપૂર્ણ પ્રભાવથી વહી રહ્યો છે કે તેની દલીલ અને તેના વિચારોની દરકાર ન કરીને પણ માત્ર ભાષાની મજા માટે વાંચ્યા જઈએ તોપણ તેમાં અચ્છો આનંદ મળ્યા કરે.

ઉત્તમલાલના વિવિધ પ્રતિના લેખો એવા છુટા છવાયા પડયા છે કે તેની પિછાન પણ ભાગ્યેજ કરી શકાય, પછી કદર થવાનો તો સંભવજ કયાં રહ્યો? તે બધા લેખો એકત્ર છાપવા જેવો

વખત આવી ગયો છે. તે પોતે તે કાર્ય કરી શકે તેવું ન હોય તો કોઈ પુસ્તક પ્રગટ કરનાર મંડળી, વેપારી કે સાહિત્ય શોખી સજ્જને તે કામ બને તેમ જલદી કરવા જેવું છે.

આનંદશંકર

ઉત્તમલાલના લેખોના જેવી સ્થિતિ આનંદશંકરના લેખની નથી રહી એટલું ખુશી થવા જેવું છે. આનંદશંકરના લેખોનો સંગ્રહ 'આપણો ધર્મ' એ નામથી બહાર પડયો છે. તેના વાચકો તેની ઊંચી કોટિની કિમ્મત આપોઆપજ કરી શકે તેવું છે. સંગીન અભ્યાસ, વિશાળ વાંચન, ઊંચો તાત્ત્વિક બોધ, અને તે બધા સાથે વિશદ તીક્ષ્ણ બુદ્ધિ અને સુસંસ્કૃત કલ્પનાથી જે જાતની ઊંચી પ્રસાદી મળી શકે તેવી પ્રસાદી 'આપણો ધર્મ' વાંચતાં મળે છે. સાહિત્યની ધાર્મિક દૃષ્ટિથી કદર, ધર્મની સાહિત્ય બુદ્ધિથી ચર્ચા, અને સામાન્ય લાગતા પરિચિત પ્રસંગો અને લેખોમાંથી ખરા રહસ્ય નવનીતનું મન્થન એ ગુણો સાધારણ પ્રતિના લેખકની તો સમજમાં પણ ન આવે તો પછી તેના પર સાદ્યન્ત સુંદર લેખ તો અસાધારણ શક્તિથીજ થઇ શકે એમાં નવાઇ શી? 'આપણો ધર્મ' એ સંગ્રહમાંની આનંદશંકરની ભાષાની છાપ કાંઈક જૂદીજ પ્રતિની લાગી આવે છે. સંસ્કૃત શબ્દોનો તો બહોળો ઉપયોગ કરવો પડે અને થઇ જાય એ તેમના જેવા માટે તો સ્વાભાવિક છે—જે જાતના વિચારો તેમનાં જેવા મગજમાંથી નીકળે તેને માટે સંસ્કૃત શબ્દો આવશ્યક જ હોય. પરંતુ આનંદશંકરના સંસ્કૃત શબ્દોનો પ્રયોગ નવીન અને અપૂર્વ હોય છે ત્યાં પણ તેની નવીનતા અપરિચિતતાને લીધે 'ઉભી' લાગવાને બદલે કેમ જાણે જાણીતી અને ઘરગથ્થુ જેવી હોય તેવી લાગે છે; તેની અપૂર્વતા પણ મોહભરી મીઠાશ આપનારી લાગે છે; તેની અગમ્યતામાં પણ મજા લાગે છે અને અઘરી લાગતી વાકયરચના પણ અણગમો આપવાને બદલે વધારેને વધારે વાર વાંચવાની

તૃષા જગાડે છે. આનંદશંકરનું ગદ્ય સુગમ્ય નથી; સારો પરિચય ન થઈ જાય ત્યાંસુધી કહાચ સુંદર ન પણ લાગે. તેમાં ગોવર્દ્ધનરામના ગદ્યમાંની કમનીય સરળ સરણી નથી, અને મણિલાલના સિદ્ધાન્તસારના ગદ્યનો ધોધમાર પ્રવાહ નથી. છતાં પણ ગદ્ય આનંદવર્ધન છે. સમજવાના પ્રયત્ન જેને કરવા પડે તેને પણ સમજ્યા પછી તેના વિચાર ગૌરવ માટે મોહ થયા વગર રહે નહિં, પરિચય થયા પછી તે ગદ્યની લીટીઓ વચ્ચે એક જાતનો સુંદર રણકો લાગ્યા વિના રહે નહિ; સરણી પ્રથમ દર્શને કોમળ ભલે ન લાગે, પણ તે સરણી પરિચિત થયા પછી અંદરની ગૂઢ મધુરતાના ઝંકાર કાનમાં ભરવાની, અને, પ્રવાહ ધોધમાર ન હોવા છતાં એકધારો વહ્યા કરતો, અને જોસભેર વહ્યા કરતો લાગી આવવાનોજ.

'આપણો ધર્મ'નાગદ્યને વિષે જે કહી શકીએ છીએ તેવું આપણે 'નીતિશિક્ષણ,' 'ધર્મ વર્ણન,' કે 'હિન્દુધર્મની બાળપોથી' માટે ક્યાંથી કહી શકીએ? ગુજરાત સમસ્તને તે ત્રણે પુસ્તક અત્યંત ઉપકારક હોવા છતાં, આનંદશંકરનું કેટલુંક ખરૂં કાર્ય તે દ્વારા થયેલું હોવા છતાં, આનંદશંકરની કીર્ત્તિમાં તે પુસ્તકો ઝાઝો વધારો કરે એવો સંભવ નથી. સાહિત્ય સેવામાં સારો ભાગ લેનારાં હોવા છતાં તે પુસ્તકો આનંદશંકરના ગદ્ય માટે કે બુદ્ધિ માટે કે તત્ત્વજ્ઞાનના અભ્યાસ માટે કે સરળ લખવાની શક્તિમાટે કે તેવા કોઇ પણ ગુણ માટે આનંદ શંકરને બીજી રીતે મળી ચૂકેલી પ્રતિષ્ઠામાં અને પ્રશંસામાં ઉમેરો કરવામાં સાધન રૂપ થાય એવો સંભવ ઓછો છે. તે પુસ્તકોએ સામાન્ય વાંચન સાહિત્ય અને શિક્ષણ વિષયક સાહિત્યમાં બહુ જરૂરનો ઉમેરો કર્યો છે અને તે સેવા કાંઈ જેવી તેવી તો નજ ગણાય.

વસન્ત જેવું માસિક ઘણાં વર્ષ સુધી ચલાવેલું હોવા છતાં, જો કે 'આપણો ધર્મ' માંહિના ઘણા ખરા બધાજ લેખ તે દ્વારાજ

પ્રકટ થયેલા છે તોપણ, સાહિત્યની સમાલોચના કે સામાન્ય ચર્ચા તેમને હાથે બહુ થોડી થયેલી છે. અતિ વિનીત હૃદયો,–જે સારાને સારૂં અને ખરાબને ખરાબ કહેવામાં, વિનયપૂર્વક અને પોતાને લાગતી નિષ્પક્ષપાત બુદ્ધિથી કહેવામાં પણ, જે અતિ વિનીત હૃદયોસંકોચ પામી રહે છે તેવી જાતનો સંકોચ આનંદશંકર કંઈક અંશે પામતા હોવાથી પુસ્તકોની કે પ્રસંગોની સમાલોચનાનું જોખમં તેમનાથી ઉપાડી શકાય એ ઠીક નહિં લાગવાને લીધેજ તે પ્રવૃત્તિ તેમણે શરૂ કરી નહિં હોય. પણ તેથી ગુજરાતને–ગુજરાતી સાહિત્યને—ખરેખર મોટી હાનિ થઈ છે અને થાય છે. તેમના જેટલા વિશાળ વાંચન અને સુતીવ્ર બુદ્ધિવાળાએ પુસ્તકોની સમાલોચનાનું કાંઇક ઠીક કામ કર્યું હોત તો ગુજરાતી પુસ્તકોની ખરી કદર કરવામાં ગુજરાતી વાચકો વધારે ભાગ્યશાળી બનત અને ગુજરાતી લેખકો વધારે કાળજીવાળા થાત. આવા કામ માટે ઊંચી યોગ્યતા હોવા ઉપરાંત, આનંદશંકરની પ્રકૃતિમાં એક સુંદર જાતની નર્મ ઉપહાસની રગ આપણે જોઇએ છીએ ત્યારે તો ગુજરાતનો કેટલો બધો આનંદ તેમણે ઓછો કર્યો છે એ જાણી દીલગીરી થયા વિના રહેતી નથી. ‘વસંત’ શરૂ થયા પહેલાં ‘સુદર્શન’માં એક પુસ્તકની નોંધ લેતાં તેમણે તેમની તે વૃત્તિને જરાક બહાર આવવા દીધી હતી. ‘વેદાન્ત વિચાર અને પરચુરણ પ્રબોધ’ નામના ભાઈ કુબડથલકરના પુસ્તકની નોંધ લેતાં તેમણે જે મીઠી ઉપહાસભરી પણ ઘણીજ વાજબી ટીકા કરી હતી તે જોવાથી આ પ્રતિની તેમની શક્તિની ખાતરી અને કદર થઈ શકશે.

નરસિંહરાવ

ઉત્તમલાલ અને આનંદશંકર બંને કરતાં પ્રમાણમાં અને વૈવિધ્યમાં ઘણું વધારે ગદ્ય લખનાર નરસિંહરાવ છે. કવિ તરીકે જે કીર્તિ અને અમરતા તેઓ મેળવી રહ્યા છે, તેના પ્રમાણમાં તેમનું ગદ્ય કેવો સ્વીકાર પામશેતે હજી તો ભવિષ્ય પરજ રાખવું પડે છે, કારણકે

તેમના લેખોનો સંગ્રહ હજી સુધી બહાર પડયો નથી. જોડણી, એક ભાષા, દેવનાગરી લિપિ, પ્રેમાનંદનાં નાટકો વગેરે વિષે ચર્ચાત્મક લેખો એકેક પુસ્તકજ ગણી શકાય તેવડાં પ્રકટ થયાં છે, પરંતુ તે બધામાં મૂળ નેમ ચર્ચા દલીલો અને દૃષ્ટાન્તો પર હોવાથી વાચકને ગદ્ય તરીકે તેમની કદર કરવા જેટલો અવકાશ મળતો નથી. નરસિંહરાવના ગદ્યમાંથી ઘણોક ભાગ તો એવી જાતની ચર્ચામાંજ રોકાયો છે. ચર્ચા ઉપરાંત સમાલોચના પણ તેમણે કરી છે; વિચારવા જેવા સ્વતંત્ર લેખો પણ લખ્યા છે; વિશુદ્ધ સાહિત્યનો આનંદ આપે તેવા સુંદર લેખો પણ છે, અને કેટલાક નર્મ ઉપહાસના અને કટાક્ષ રૂપ તથા હાસ્યૈકહેતુ અનુકરણના પ્રયત્નો પણ કર્યા છે. આમાંથી કોઇ કોઈમાં તખલ્લુસ હોવાથી કોઈ વખત છેતરાવાય એવું પણ થયું છે; જો કે તેવી રીતે લખતાં પણ તેઓ પોતાની જોડણીને તજી નહિં શકતા હોવાને લીધે ઘણું ખરૂં તો લેખક પકડાયા વિના રહેતો નથી. તોપણ તેમના ભાઈ ભત્રીજા તથા બીજા પણ કોઈક તેવીજ જોડણી વાપરતા હોવાથી કદાચ ભૂલ થવાનો સંભવ બની જાય ખરો.

તેમના ગદ્ય લેખમાં ચર્ચાત્મક લેખોનું પ્રમાણ કદાચ વધી જશે. તેમના જેટલો ભાષાવંશાવતારનો અભ્યાસ બીજા થોડા-નોજ છે, તેમના જેવું સશ્રમ પાંડિત્ય ધરાવનારા ગુજરાતમાં તો ગણ્યા ગાંઠયાજ છે; તેમના જેટલી ચોકસાઈ અને સત્યા-ન્વેષણ માટે આગ્રહ ધરાવનારો ગુજરાતમાં તો બીજો હજી સુધી જાણવામાં નથી; આ બધાં સાથે ભાષાની વિશુદ્ધિ અને સાહિત્યની ઊંચી કોટિ એ બંને માટે હૃદયભર ભાવના હોવાથી જ્યારે જ્યારે કાંઇક પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે ત્યારે તેમના અભિપ્રાય અને તે અભિપ્રાયને સર્વમાન્ય કરાવવાના તેમના પ્રયાસ સારા સારા લેખોને જન્મ આપ્યા કરે છે. પરંતુ આ બધા પ્રયાસમાં મૂળ હેતુ 'મારૂં કહેવું ખરૂં છે' એવું સિદ્ધ

કરવાનો હોવાથી વાચકવૃંદ પર સાહિત્ય વાંચનથી જે જાતની અસર થવી જોઇએ તેવી થવામાં કાંઇક વિઘ્ન આવે છે, અને દલીલો, દૃષ્ટાન્તો અને પુરાવાઓની ગણુતરીમાં સાહિત્ય તત્ત્વ પર બહુ લક્ષ રહેતું નથી. નરસિંહરાવનું ગદ્ય વિવાદાત્મક લેખોમાં બરાબર લક્ષ્યસાધી હોવાથી તે પોતાની દલીલ સાથે બીજાને દોરી જાય છે, પણ તેમાં ગદ્ય સાહિત્યમાં જે અમર તત્ત્વો જોઇએ તે મોળાં પડી જાય છે; છુટાં છવાયાં રહી જાય છે, અને તેવા બધા લેખો ગદ્ય સાહિત્યની ગણુનામાં એકદમ સ્થાન પામી શકતા નથી.

બીજી જાતના—સમાલોચના રૂપ લેખો ગદ્યસાહિત્યમાં સારો ઉમેરો કરનારા છે. નરસિંહરાવની સમાલોચના એક જાગતા સાહિત્ય પેહેરેગીર જેવી છે. પોતાને જે જે સારૂં લાગે છે તે મુક્ત કંઠે સ્વીકારે છે,—સ્વીકારે છે એટલુંજ નહિં, પણ વાચકને તે તે ગુણો એવી સ્પષ્ટતાથી, એવા નિષ્પક્ષપાત ભાવથી અને એવા સ્ફુટ વિવરણથી પ્રકટ કરી આપે છે કે તેવા લેખ વિના જે કાવ્ય કે પુસ્તક કદાચ શુષ્ક સન્માનજ પામત તે નરસિંહરાવની સમાલોચના પછી લાગણીભર્યું અને વાહ વાહ ભર્યું સન્માન પામે છે. 'હું ખરો' એ આગ્રહ બધા પ્રતિભાશાલી મગજોને હોય છે જ, બુદ્ધિની શ્રેષ્ઠતા, પ્રભુદત્ત સૂક્ષ્મ દૃષ્ટિનાં તેજ, પોતે કરેલા પ્રમાણિક પ્રયત્નનો પ્રભાવ, અને અંતઃકરણની નૈસર્ગિક વૃત્તિ એવા જોરદાર નિશ્ચયપર લઇ જાય છે કે પોતાને ખાતરી ન થાય ત્યાંસુધી તો તેવાં મગજો 'હું ખરો' એ સિદ્ધાન્તને બહુ ચીકટપણે વળગી રહે છે. પરંતુ જો તેવાં મગજને ખાતરી કરી બતાવી શકાય કે તેમની વિચાર સંકલનામાં કે પરિણામ કલ્પનામાં કે જ્ઞાન સંભારમાં અમુક જગાએ ઉણપ છે અને તેથી તેમનો અભિપ્રાય ફેરવવા જેવો છે, તો પછી પોતાની ખાતરી થવા સાથેજ તે પોતાનો અભિપ્રાય આનાકાની વગર અને આનંદથી ફેરવી શકે

છે. નરસિંહરાવનું મગજ કાંઈક એવી પ્રતિનું હોવાથી તેમને સમજાવવા એ બહુ મુશ્કેલ કામ છે; અને જ્યાં સુધી સમજાવી ન શકાય ત્યાં સુધી તેઓ પોતાનો મત શિથિલ થવા ન દે અને તે પ્રમાણે બોલવા લખવામાં જરાપણ આંચકો ન ખાય. આવું હોવાથી તેમની સમાલોચનામાં કાંઈ કાંઈ એવા અંશો દાખલ થઈ જાય છે કે તેને લીધે જે ટીકાથી ટીકાકાર ને માટે પ્રેમ અને ભક્તિ ઉત્પન્ન થવાં જોઈએ તેવી ટીકાથી પણ નરસિંહરાવને માટે તે તે ભાવો ઘણીવાર લેખકોના હૃદયમાં જાગેલા જણાતા નથી.

સમાલોચના જો દોષ અને ક્ષતિઓ ન બતાવે તો તે પ્રમાણિક કહેવાયજ નહિં; જેમ એકલી દોષદર્શક ટીકા પ્રમાણિક નથી, તેમજ એકલી ગુણદર્શક ટીકા પણ પ્રમાણિક ન કહેવાય. ટીકાકાર ને જો દોષ સાથે ગુણ દેખાય અને ગુણ સાથે દોષ દેખાય, તો તે બંને માટે તેણે નિડરપણાથી લખાણ કરવુંજ જોઈએ. પરંતુ મનુષ્ય સ્વભાવજ કાંઈક એવો છે કે વીસ વર્ષ સુખમાં ગયા પછી એકજ દિવસ જરા સરખું દુઃખ પડે કે માણસને અણગમતું થઈ જાય છે, મુંઝવણ થઇ પડે છે. તેમજ અનેક સારાં વચનો કહો, મ્હોફાટ વખાણ કરો, સદ્‌ગુણનિધાન અને પુણ્યભંડાર કહો, પરંતુ તેટલુંજ કરવા સાથે સહેજ પણ દોષનો ઈસારો કરો તો ગુણકીર્ત્તન બધાંજ ભૂલી જવાય છે અને દોષનો ઇસારો કરવા માટે દુષ્ટ, પાપી, દ્વેષી, અભિમાની એવાં એવાં અનેક ઉપનામો મળી જાય છે. આવા મનુષ્ય સ્વભાવને ધ્યાનમાં લઈ જે મહાપુરૂષ પોતાના વચનોમાં સપ્રમાણતા અને અનુકંપા સાચવી શકે છે તે મહા ભાગ્યશાળી છે. નરસિંહરાવની ટીકામાં ગુણઅંશ સારા પ્રમાણમાં હોય છે ત્યાં પણ દોષ અંશના પ્રકટનથી હૃદયભંગ થવાનો પ્રસંગ ઘણા લેખકને આવેલો જાણ્યો છે.

નરસિંહરાવના વિશુદ્ધ સાહિત્યાનંદ આપનારા લેખો એક નવીન જાતનો સંગ્રહ થઈ પડે એવા છે. કાવ્યનો મૂળ અને મુખ્ય

ઉદ્દેશ એકલો આનંદ આપવો એજ ગણાય છે, તેમ નરસિંહુરાવના આ જાતના લેખોનો મૂળ અને મુખ્ય ઉદ્દેશ આનંદ આપવો એજ હોય છે; પણ તે આનંદ સાધારણ પ્રતિના વાચકોને સુલભ બની શકે તેવો નથી હોતો. સાહિત્ય વાતાવરણના ઉંચા ઉજમાળા પ્રદેશમાં કલ્પના અને કવિત્વની પાંખથી વિહરનારા નભ સંચારી સાહિત્ય વિલાસીઓ તે આનંદની પૂરી મજા લઈ શકે છે. તેવા લેખો એક જાતનાં ગદ્ય કાવ્યજ બની રહે છે. તેવી જાતના લેખો ઘણા નથી, પણ જેટલા છે તેટલા ગદ્ય સાહિત્યમાં સારો ઉમેરો કરનારા છે.

નર્મ ઉપહાસના લેખો લખવા માટે કુદરતે નરસિંહરાવને બહુ બક્ષીસ આપી હોય એમ ભાગ્યેજ કહી શકશે. 'ઉત્તર ભદ્રંભદ્ર'માં અને એકાદ બીજા લેખમાં તેવો પ્રયાસ થયેલ છે, પણ તેવા લેખ કરતાં કટાક્ષ રૂપ અનુકરણમાં કે હાસ્યૈકહેતુ અનુકરણમાં તે વધારે વિજય મેળવી શકયા છે એમ લાગે છે. કટાક્ષરૂપ કે હાસ્યૈકહેતુ અનુકરણમાં ચિરંજીવ તત્ત્વો ભાગ્યેજ આવી શકે. જેના પર કટાક્ષ થયો હોય તે વ્યકિત, અને જેને હાસ્યજનક સ્વરૂપે બતાવવા ધાર્યું હોય તે લેખ, જો ચિરંજીવ પ્રતિનાં હોય, તો તો તેનાં અનુકરણ પણ સાધારણ રીતે ચિરંજીવ બની શકે. વળી અનુકરણ હોઇ મૂળ લેખની છાયા અવશ્યેજ લાવવી જોઇએ—અને આવા કામમાં ઉત્કટ બુદ્ધિશાળી પુરૂષ ભાગ્યેજ ધાર્યો વિજય મેળવી શકે. ઉપરાંત, તેવા લખનારનાં હૃદય ડંખ, દ્વેષ, ઉન્માદ, કે આવેશ એ બધાથી અત્યંત અસ્પૃષ્ટજ રહેવાં જોઇએ. જેમ હસાવનાર માણુસ પોતે જેમ વધારે ગંભીર રહે છે તેમ બીજાને વધારે હસાવી શકે, અને તેમ કરનારજ કળાવાન ગણાય, તેમજ કટાક્ષ કરનાર કે હાસ્યજનક સ્વરૂપ ખડું કરનાર પોતે તો કટાક્ષના કારણથી તદ્દનજ અલગ રહેલો હોવો જોઇએ. તેમાં જરાક પણ એમ લાગી આવે કે લખનાર ડંખથી કે આવેશને વશ થઈને લખે છે તો

તે લેખની મજા જતી રહે છે. આ ઉપરાંત પણ તેવા લેખોમાં એવી ઉંચી જાતનું પ્રમાણ સાચવવું પડે છે કે તે તુલાની દાંડી જરાક આમ કે જરાક તેમ નમી જાય તો ધારેલી અસર ઉત્પન્ન થવામાં બહુજ વાંધો આવી પડે. આ જાતના લેખો ગુજરાતીમાં થોડાજ હોવાને લીધે તેની લાંબી ચર્ચા કરવાની જરૂર ઘણી છે, પરંતુ પ્રવેશિકામાં તેવું બની શકે નહિં. માત્ર એટલુંજ બતાવી શકાય કે 'ગર્દભનો કાન પકડીને ઉભા રહેલા ગંગારામ' કરતાં 'પ્રભાતનો તપસ્વી' તે જાતનાં લખાણમાં ચડીઆતો ગણાય, એટલુંજ નહિં, પણ પહેલો લેખ જે પ્રિયતા મેળવી શકશે તે અલ્પ અને મર્યાદિત રહેશે, જયારે બીજો લેખ સંભવ છે કે લાંબા વખત સુધી પ્રિય બની રહે.

નરસિંહરાવના ગદ્ય લેખો, આગળ કહ્યું છે તેમ, વિવિધ પ્રતિના અને પુષ્કળ જથામાં છે, પરંતુ તેનો સંગ્રહ નહિં થયેલો હોવાથી તેની કદર અને કિમ્મત આંકવામાં બહુ મુશ્કેલી રહે છે. આહિં જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે વર્ષો થયાં માસિકો દ્વારા બહાર પડતા લેખોનાં તે તે સમયનાં વાંચનથી રહેલા સંસ્કાર પરથી જ કરવામાં આવ્યો છે.



# પ્રકરણ ૧૮

## જાગ્રતિ યુગ.

## પદ્ય. ૨

### મણિશંકર, કલાપી વગેરે.

જ્યારે જ્યારે કોઇ મહા લેખક પોતાની પ્રતિભા અને પોતાના પ્રતાપથી વાતાવરણને ભરી દે છે, ત્યારે ત્યારે લેખક થવાનો ઉત્સાહ ઘણી વ્યક્તિઓમાં જન્મ પામે છે. દરેકને કાંઈ ને કાંઇ લખવાનું મન થયા કરે છે. તેવા પ્રયાસકોમાંથી જેનામાં શક્તિ હોય છે તે બહાર આવી શકે છે. પણ જો પ્રમાણમાં બહુ ચડીઆતી બની જાય તેવી શક્તિ કોઇ એકમાં દેખાતી નથી તો સાધારણ પ્રતિના લેખો અને લેખકો વધ્યાં જાય છે. એક મહાલેખકના કાર્ય પછી ઘણું કરી આવું બહુ બને છે. જાગ્રતિ યુગમાં પણ નરસિંહરાવની પછી ઘણા ઘણા લખનારાઓ પોતાની કલમ અજમાવવા પંડી ગયા. માસિકોમાં અવારનવાર કાવ્યો આવવા લાગ્યાં અને મિત્રો એક બીજાનાં કાવ્યની પ્રાસ્તાવિક કે વિવરણરૂપ ટીકા લખી મિત્રકાર્ય પણ કરી રહ્યા. આવી જાતના ઘણા પ્રયત્નો કાંઈ કવિ થવાના વિચારથી નહિં, પણ કવિતાના વાંચનના શોખને લીધે, પોતાની પણ કલમ અજમાવી જોવાના સ્વાભાવિક ઉમંગને લીધે, કવિતા લખવી એ એક જાતની 'ફેશન' અને મોહ ગણાવાને લીધે, અને પોતાના વિચારો ગદ્ય કરતાં પદ્યમાં વધારે સારી રીતે પોતે જણાવી શકશે એવી શ્રદ્ધાને લીધે, છુટક છુટક થયા કર્યા. આવી જાતના લેખકોમાં કોઈ કોઈએ તો કવિત્વની પ્રતિભાવાળી સુંદર કવિતા લખી છે. મણિશંકર ઉર્ફે કાન્તનું 'વસંત વિજય' આ જાતનું એક સુંદર કાવ્ય આવી જાતના પ્રયાસ તરીકે લખાયેલું હતું.

કવિતાના લખાણુમાં કાવ્યવસ્તુની જિજ્ઞાસાઉદ્દીપક યોજના કરવામાં જે નવીન કલ્પનાથી કાવ્યની શરૂઆત કરવામાં આવી છે, અને જે સફળ રીતે તેનો સંકેલ કરી લેવામાં આવ્યો છે એ કવિતા લખાણુમાં કળાના નવી જાતના વિકાસનો સારો

મણિશંકર. ખ્યાલ આપે તેવી છે. ભાવની સફળ જમાવટ માટે ભિન્ન ભિન્ન છંદોની જે સુઘટિત ઘટના કરવામાં આવી છે, અને એક વિનાશકારી પ્રસંગને પણ સ્વાભાવિક અને અનિવાર્ય પરિણામ તરીકે જણાવી આખા કાવ્યને કોમળ લાગણીથી જેવી મનોગમ છાપ અપાઈ છે, તેવી છાપ પાડનાર 'વસંત વિજય' એ પહેલુંજ કાવ્ય છે એમ લાગે છે. 'ચક્રવાક-મિથુન.' 'આજ મહારાજ જલપર ઉદય જોઈને,' 'સાંભળજો વ્હાલાંઓ,' 'મહેમાનો ઓ વ્હાલાં,' 'સુરતાની વાડીના મીઠા મોરલા' વગેરે જેવાં સુંદર કાવ્યો તે લેખકની કલમથી લખાયાં છે. અને હજી પણ કોઈ કોઈ વાર કોઈ કોઈ માસિકને કાંઈ કાંઈ ગીતો આપ્યા કરે છે; પરંતુ 'વસંત વિજય'માં કુદરતે જે નવીન મોહકતાની બક્ષીસ પ્રગટ કરી છે તે અનન્ય પ્રતિનીજ રહી છે. રા. મણિશંકર રત્નજી ભટ્ટની કૃતિઓ છુટક ત્રુટક અને આછી આછીજ થાય છે અને કાવ્ય કાવ્યની વચમાં સમયનો ગાળો પણ લાંબો થઇ જાય છે. વળી તેમનાં કાવ્યોનો સંગ્રહ હજી સુધી થયો નથી એટલે તેમની કૃતિઓની આવી આછી પિછાન કરતાં વધારે આપવાનું બની શકે તેમ નથી. છતાં પણ જેટલાં કાવ્યો સુજ્ઞાત થઈ ગયાં છે તેટલાં પરથી મણિશંકરની કમનીય, કોમળ ભાષા, સુંદર સુશ્લિષ્ટ કલ્પના, હૃદયને એકદમજ અસર કરી દે તેવી સ્વાભાવિક લાગણીની છાપ, અને તે સાથે સુગેય તત્ત્વોની કર્ણપ્રિય મિલાવટ: એ બધા ગુણોથી તેમના કાવ્ય લેખો દરેક વાંચનારને એકદમ પ્રિય થઈ પડે છે એટલુંજ નહિં પણ દરેક વાચકની સ્મૃતિમાં તે ભાષાના, તે ગાનના રણકાર ઘણા લાંબા વખત સુધી ઘુમતા રાખે છે.

જો પ્રભુએ ધાર્યું હોત તો 'કાન્ત'–મણિશંકર–જાગ્રતિ-યુગના બીજા ખંડના કાવ્યનાયક બની શકત. પરંતુ 'કાન્ત'ના વિચારો અન્ય દિશાએ વળી જતાં તેના મગજમાં કવિતાના પ્રવાહ માટે અનુકૂળતા રહી નહિ.

કલાપી

નરસિંહરાવની કૃતિઓથી વધારે અસર કરી શકે તેવી કાવ્ય કૃતિઓ એક બીજો લેખક છુટક માસિકમાં પ્રકટ કરતો હતો. પરંતુ તે બધી એકત્રિત કરવામાં નહોતી આવી ત્યાંસુધી વાંચનારી આલમ તે વિષે બેદરકાર રહી હતી. માસિકોના વાચકો પ્રમાણમાં થોડા હોવાને લીધે, માસિકોનાં લખાણ આંતરે આંતરે આવવાને લીધે, અને નામ વગર લખાવાના કારણને લીધે 'કલાપી' નાં જે છુટાં છુટાં કાવ્યો 'સુદર્શન' 'ચંદ્ર' વગેરેમાં આવી ગયાં હતાં તે ગુજરાતને નવો કાવ્યનાયક નીકળી આવ્યો છે એવું ભાન કરાવી શકયાં ન હોતાં. 'કાન્ત'ને પોતાને માટે નવા કાવ્યનાયકનું ભાગ્ય નિર્માણ થયું ન હોતું, પણ તેમની દ્વારા નવા કાવ્યનાયકની પિછાન ગુજરાતને મળે એ તો નિર્માણ થયેલુંજ હતું. ઈ. સ. ૧૯૦૩ માં કાન્તે 'કલાપીનો કેકારવ' પ્રગટ કર્યો એને ઘણા થોડાજ સમયમાં ગુજરાતે કલાપીની કેકાને ભાવભર્યો સત્કાર આપ્યો. કલાપીમાં કુદરતનાં વર્ણન થોડાં છે. છે તે આછાં આછાં, બીજા પ્રસંગ માટે જરૂર પૂરતાં, અને એક શ્લોકથી ધારેલું ચિત્ર ખડું કરી દે તેવાં છે; તો પણ નરસિંહરાવે કુદરતની કૃતિનાં જે સીધાં અને તાદ્દશ વર્ણન કર્યાં છે, તેવાં તો ભાગ્યેજ ગણ્યાં ગાંઠયાં હશે. કલાપીમાં જીવન્ત કુદરતની કવિતા નથી. કોયલ કે મયૂરના ટહુકાથી કલાપીની કવિતા કૃતિ ઉશ્કેરાઈ નથી. કલાપીનાં પ્રેમ વર્ણન આછાં આછાં છે. વિલાસ તો માત્ર એકજ કાવ્યમાં દેખાય છે; ને તે કાવ્ય કાંઈ કલાપીની કીર્ત્તિમાં વધારો કરી શકે તેવું નથી. કલાપીમાં પ્રિયાને સંબોધનનું પણ એક કાવ્ય નથી.

તેમ કલાપીના કાવ્યમાં પર્યેષક વિચારોનું અવતરણ થયું નથી, કે ઉત્તુંગ કલ્પનાથી ગગન વિહાર પણ થયો નથી; છતાં કલાપીની કવિતાએ ગુજરાતનાં હૃદયને એકદમજ સર કરી લીધું છે; અને જો કે હવે પાછા નવા વિચારો અને નવા મોહો ગુજરાતને ખેંચી રહ્યા છે તોપણ કલાપીની અસર કે કલાપી માટેનો ભાવ હજી પણ બહુ કમી થયેલો તો જણાતો તથી.

કલાપીએ ગુજરાતમાં એકદમજ વિજય મેળવ્યો તેનું કારણ ખાસ જોઈએ તો તેનું હૃદય છે. વાચકને બીજાનાં હૃદય અને બીજાના વિચારો કલ્પનાઓ જોવા જાણવા બહુ સમય મળ્યો હતો; પણ વાચકના પોતાના હૃદયને હલાવી શકે તેવાં કાવ્યો જૂજજ લખાયાં હતાં. કુદરતને કુદરતી સૌંદર્ય માટે જોવી એ એક વાત છે, તેપરથી મનુષ્યે લેવાનો બોધ શોધવો એ બીજી વાત છે, તેને સજીવ માની સ્વરૂપવર્ણન કરાવવું એ ત્રીજી વાત છે; પણ કુરરતને મનુષ્ય જેવી રીતે હરહંમેશ પોતાના સામાન્ય જીવનમાં વહેતાં વહેતાં જોતો હોય, તેવી રીતે જોવી એ વાત એ બધાથીજ જૂદી છે. માણસ કાંઇ એકલો એકલો કુદરતના દેખાવોમાંજ ભમ્યા કરતો નથી—કવિઓ અને કુદરત દર્શનના શોખીનો કોઈવાર ભમે એ ઠીક છે,—પરંતુ દુનિયાનો મનુષ્ય તેવા દેખાવોથી અને વર્ણનથી ખેંચાય છે તેના કરતાં પોતે જે કુદરતની વચમાં ફરતો હરતો હોય છે તેવી જાતની વાતોથી તે વધારે ખેંચાય છે. સાધારણ મનુષ્ય હૃદયની સામાન્ય લાગણીઓને છાજલી ઉપર મૂકીને એકલાં સૌંદર્ય દર્શન માટે જ મોહ રાખી શકે એવું બની શકતું નથી. કલાપીએ કુદરત દર્શનને લાગણીના ઉભરા સાથે એવી સુંદર રીતે જોડી દીધેલ છે કે લાગણીના જોસમાં વહેતાં વહેતાં કુદરતનો સમભાવ જોઈ શકાય છે અને તેથી કુદરતની અસર લાગણીના તંનમનાટ સાથે ભળી જઇ વધારે દિલકસ બને છે.

કલાપીના દરેક દરેક કાવ્યમાં કોમળ લાગણી એજ ઘણું કરીને કાવ્યનું મૂળ ઉત્પાદક કારણ બની રહેલું માલુમ પડશે. તે લાગણી અતિ ઉંડી હોવા છતાં, સત્ય કરણને લીધે ઉશ્કેરાયેલી હોવા છતાં તેનું સ્વરૂપ અતિ ઉગ્ર હોવા છતાં, હૃદયની કોમળમાં કોમળ ભાવનાથી તે લાગણી પર અંકુશ આવી ગયો છે એવું દેખાયા વિના રહેતું નથી. અને બધા ઉત્માદને અને તાત્કાલિક જુસ્સાને પૂરતી છૂટ આપ્યા પછી પણ હૃદયની સ્વાભાવિક કોમળતા એકદમ સર્વ સત્તાધારી બની જઈ હૃદયના ધમધમાટભર્યા ઉછાળાને સન્માર્ગગામી અને સત્પરિણામી બનાવે છે એ કલાપીને માટે થયેલા અનન્ય આકર્ષણનું મુખ્ય કારણ છે. કલાપીનું હૃદય અત્યંત કોમળ હતું એટલુંજ નહિં, પણ ઉદાર પણ તેટલુંજ હતું. અને હૃદયનું ઓદાર્ય વિશ્વવિજયી નીવડે એમાં શી નવાઇ? હૃદયની કોમળતાએ અને હૃદયનાં ઔદાર્યે કલાપીના મગજને શાંતિભર્યાં પરિણામ પર જનારૂં, અને શુભદર્શી બનાવી દીધું છે. તેવા મગજમાંથી નીકળતા વિચારો ઉંચામાં ઉંચી ફિલસુફીને સરળ રૂપે પ્રકટ કરી શકે છે અને વાંચનારને તે વિચારના વાતાવરણમાં નિમગ્ન કરી દે છે. શાંતિ અને સમતોલપણું સાચવી રાખનાર મગજ કલ્પના અને કળા બંનેને સારી રીતે સેવી શકે છે. કલાપીની કલ્પના સારા કવિને પણ માન અપાવે તેવી હોવા છતાં, તેની કલ્પના જગતની પાર અવકાશમાં ઉડી રહેનારી, કે જગતની સાધારણ ધડમથલથી વિરકત રહેતી નથી. જગતના હમેશના વ્યવહારમાંથીજ કલ્પનાને પોષણ મળી રહે તેવું તે હમેશાં ધ્યાન રાખે છે, અને જગતથી કંઈક દૂર જવા ઈચ્છે છે ત્યારેજ 'હું જાઉં છું હું જાઉં છું', 'હમે જોગી બધા વરવા' 'આપની યાદી' વગેરે જેવાં કાવ્યમાં તેની કલ્પના જગતના સંબંધથી કેમ જાણે છૂટી પડી જવા ઇચ્છતી હોય તેવું લાગે છે. એવું નથી થયેલું હોતું ત્યાં તો જીવનના પ્રસંગોને હૃદયભર લાગણીથી

જોતાં જોતાં કલ્પનાનો માત્ર એવો ઝાંખો ઝાંખો રંગ તેના કવિત્વમાં ભળેલો દેખાય છે કે તે રંગ કલ્પનાનો છે કે કેમ એ પણ શંકા થાય તેવું છે.

કવિતામાં કળાનાં પ્રથમ પ્રકટ દર્શન રા. નરસિંહરાવના 'ચંદ્રા'માં તથા 'વસંત વિજય'માં થયાં જણાય છે. દલપતરામની સરળ શબ્દરચનામાં અમુક જાતની કળા કહેવાય તેની ના નહિં. તેમજ સુંદર છંદ રચવો, છંદમય રચના સરળતાથી વહેતી કરવી, એમાં પણ એક જાતની કળા તો છેજ. પરંતુ તે સાધારણ પ્રતિની કળા કહેવાય. કાવ્યના એક પણ વિચારનો પૂર્વાપર સંબંધ શિથિલ કરતાં આખા કાવ્યના સમગ્ર અર્થને હાનિ આવે, હાનિ આવે એટલુંજ નહિં પણ તેમ કરવાથી આખા કાવ્યની કાવ્યત્વની મજામાં ક્ષતિ આવે, તે વિચારને દર્શાવવા માટે જે શબ્દોનો ઉપયોગ થયો હોય તે શબ્દમાં જરાતરા પણ ફેરફાર કર્યાથી તે વિચાર તેજ સ્વરૂપે નિષ્પન્ન થઇ ન શકે, આખા કાવ્યની અસર ઉત્પન્ન કરવા માટે જે જે અને જેટલા જેટલા વિચાર એક પછી એક રજુ કરવામાં આવ્યા હોય તેમાંથી એક પણ ઓછો કે આઘો પાછો કરતાં તે કાવ્યની અસરમાં ફેર પડી જાય, ફેર પડે તેટલું નહિં, પણ તે ફેર કાવ્યનાં કાવ્યત્વને હાનિકારકજ નીવડે, આખું કાવ્ય એક સંપૂર્ણ સુશ્લિષ્ટ સુંદર કૃતિ તરીકે જે સ્વરૂપમાં થયું હોય તેજ સ્વરૂપને વળગી રહેવાથી તેનું કાવ્યત્વ પ્રતીત થાય; અને આવી રીતની ઘટનામાં, વિશદ, સુંદર કલ્પના, વાંચતાં વાંચતાં અત્યંત પ્રસન્નતા અર્પે તેવો પ્રસાદ, સ્વાભાવિકજ નહિં, પણ લોકોત્તર વિચાર અને પરિણામ, સરળ, સુંદર, સાર્થક શબ્દો, મનોગમ અને મધુર છંદરચના, અને સમગ્ર કાવ્ય લેતાં તેની હૃદયને ભરી દે તેવી આનંદન છાપ: આવી કોટિએ પહોંચેલા સર્વાંગ સુંદર કાવ્ય લખવામાં જે કળાની અપેક્ષા છે તે ઉચ્ચ કોટિની કળા, અસાધારણ શક્તિથી અને સાવધાન અને

અથાગ શ્રમથીજ મેળવી શકાય છે. જો કુદરતની બક્ષીસ ન હોય તો ગમે તેટલો શ્રમ લેવામાં આવે તો પણ સ્વાભાવિક કળા હસ્તગત થતી નથી. પ્રયત્નપૂર્વક મેળવેલી કળા, અને કુદરતી બક્ષીસથી મેળવાયેલી કળા એ બે કળા એક બીજાથી કેટલી ભિન્ન છે એ એકાદ બે દાખલાથી તુર્તજ જાણી શકાશે. કલાપીની 'એક ઈચ્છા,' 'શિકારીને' ના જેવાં કાવ્યની કળા સાથે ઠાકોરની 'પ્રાર્થના' 'રાસ'ની કળા મેળવી જોવાથી ભિન્નતા એકદમ સમજી શકાશે. તેમજ 'વસંત વિજય' અને 'આરોહણ' એ બેને સાથે સાથે જોવાથી સ્વાભાવિક કળા અને પ્રયત્નપ્રાપ્ત કળા કેવી જુદી પડી જાય છે એ જોઇ શકાશે.

કલાપીમાં ઉંચી જાતની કળાના પ્રયત્નો માલુમ પડે છે. તેમાં તેણે મેળવેલો વિજય પણ જણાઈ આવે છે. કોઈ કોઇ કાવ્યમાં ગમે તો ધ્યાન બહાર રહેવાને લ.ધે, કે ગમે તો ફરી જોઇ જવાનો વખત ન હોવાથી, કળામાં અપૂર્ણતા પણ દેખાઇ આવે છે. 'આપની યાદી'ના સુંદર કાવ્યમાં કળાની ખામીથી આખા કાવ્યના મજા અર્ધી ઉડી જાય છે. તેમજ 'હૃદયત્રિપુટિ'ના કેટલાકને મતે બહુ ઉંચા કાવ્યમાં પાયામાંથીજ અયોગ્યતાના દોષ જેવું લાગી જવાથી તે કાવ્યના વિશુદ્ધ કાવ્યત્વમાં ઓછપ આવી ગઈ લાગે છે.

કલાપીનાં ઘણાંક કાવ્યો મનુષ્યની રોજની જીંદગીમાં જે જે લાગણીઓ દિલને હલાવી રહે છે તેવી લાગણીથો ભરેલાં હોઇ કલાપીના વાચકો તેનાથી મુગ્ધ બને એ સ્વાભાવિકજ છે. લાગણી બહુ અસરકારક રીતે હલાવવામાં શબ્દોની અને પ્રસંગોની પસંદગી એવી સફળ થયેલી છે કે અંતરની લાગણીને બહુજ તાદ્દશ કરવામાં તે બહુ મદદગાર બને છે. કલાપીની ભાષા એવી મીઠી અને મન ગમતી છે, તેની છંદોની ચુંટણી એવી સફળ અને યોગ્યતા ભરી છે, તેનો છંદરચના પર કાબુ એવો જબરો અને જોરદાર છે, તેના શબ્દો એવા કુમળા, અને રેલાની માફક સરી

પડે તેવા પ્રવાહી છે કે કલાપી દરેક વાચનારને એકદમજ મંત્ર-મુગ્ધ જેવો બનાવી દે છે. કલાપીની નાની વાર્તાઓ, કલાપીની ગઝલો, કલાપીનાં અનુકરણો અને કલાપીનાં ભાષાંતરો એ બધામાં કલાપીના ટહુકાની સ્વાભાવિક કોમળતા સાથે તીવ્રતાભરી મીઠાશ એવી વ્યાપી રહી છે કે તેનાં કાવ્યોમાંથી કોઈ એકને કે કોઇ બીજાને એમ બધાંજ વાચકપ્રિય બની રહ્યાં છે.

કલાપીનું અનુકરણ કાવ્ય 'કમલિની' છે. તેમાં અનુકરણ ઠીક હોવા છતાં કાંઇ ખાસ નવીનતા અર્પી શકાઈ નથી. ભાષાન્તરો કોઇ કોઇ ફારસી ઉપરથી અને કોઇ કોઇ અંગ્રેજી ઉપરથી છે. ભાષાંતરો કલાપીનાં સ્વતંત્ર કાવ્યની સાથે બહુ ઉભાં રહી શકે તેવાં નથી. તોપણ 'કર તું કંઇએ કર તું કંઇએ' વાળું શેક્સ્પીયરની લીટીઓનું ભાષાંતર અત્યંત મધુર અને મૂળનાં સૌંદર્યને સાચવી રાખનારૂં બન્યું છે. નાનાં કાવ્યોમાં પુષ્પ, કબુતર, વિધવા બ્હેન બાળાંને, એક ઘા, એક ઇચ્છા, શિકારીને વગેરે ઘણાં એવાં ટાંકી શકાશે કે જે દરેકે દરેક વાચકને ગમી ગયેલાં છે,–ગમી ગયેલાં એટલુજ નહિં, પણ ઘણાને તે જીવ્હાગ્રે થઇ ગયેલાં છે. જુવાન લેખકોને તો તેની છાયા તળે આવી ગયેલા જોઈ શકાશે. 'સારસી', 'મહાત્મા મૂળદાસ', 'ભરત', 'વીણાનો મૃગ', 'કન્યા અને ક્રૌંચ'ના જેવી નાની મોટી વાર્તાઓ પણ એવી સફળતાથી અને સુંદરતાથી લખાયેલી છે કે તેના વાચકો વારંવાર વાંચતાં છતાં પણ તૃપ્તિ શું છે તે જાણતા નથી.

કલાપીની કવિતાની આવી અસર થયેલી હોવા છતાં કલાપીના પ્રશંસકોનો એક વર્ગ તેને કવિ કરતાં સ્નેહી તરીકે વધારે માન આપી રહ્યો છે. કલાપી સ્નેહી અગર પ્રેમી કહેવાય કે નહિં, અને કહેવાય તો કઈ કોટિમાં મૂકાય એ ચર્ચાને આ પ્રવેશિકા સાથે ઘણો સંબંધ નથી. તે સ્નેહી હો કે કોઇને મતે તે સ્નેહી ન હો, તોપણ બધાને મતે તે કવિ તરીકે ઊંચી પંક્તિમાં મૂકાય છે. બાઞતિ-

યુગના બીજા ખંડમાં ગુજરાતના કવિ તરીકેનું માન અને સ્થાન તેણે મેળવ્યું છે, અને કલાપીનો કેકારવ એ એક એવી જાતનાં કાવ્યોનો સંગ્રહ છે કે તે ગુજરાતી ભાષામાં ઘણો લાંબો સમય ઉંચું માન પામ્યા કરશે એમાં તો કશોજ શક અત્યારે રહે તેમ નથી.

કલાપીનું જીવન કમભાગ્યે બહુજં ટુંકું હતું, કાવ્ય લખાણ માટે માત્ર છ વર્ષજ તેને મળ્યાં હતાં; તે રા. કાન્તના સ્નેહી હતા, રા. ગોવર્દ્ધનરામના પૂજક હતા, રા. મણિલાલના શિષ્ય હતા અને સાહિત્યના શોખીન હોવા સાથે સાહિત્ય સેવકોના સારા કદર કરનારા હતા. રાજા હતા અને એ રીતે અનેક સગવડના ભાગ્યશાળી હતા, તેમજ સાથે સાથે અનેક ઉપાધિથી પરિવેષ્ટિત પણ હતા. 'જો તેનું જીવન લાંબુ ચાલ્યુ હોત તો' એ વિચારવાનો અર્થજ કાંઈ નથી એટલે તેણે જેટલું કર્યું છે તેટલા માટે ગુજરાતે તેને હૃદયથી ધન્યવાદ આપવો એટલુંજ કર્તવ્ય ગુજરાત અત્યારે કરી શકે એમ છે. બાકી તો નર્મદ, દલપત, ગોવર્દ્ધનરામ અને મણિલાલ જેવાને માટે કાંઇ સ્મરણચિન્હોનો વિચાર ગુજરાત કાંઇ સ્થૂલ રૂપે બતાવી શકેલ નથી એટલે લેખકો તો પોતાના પુસ્તકોથીજ ચિરસ્મરણીય રહે છે અને રહેશે એવા સંતોષથી ગુજરાતે બેસી રહેવાનું છે.

કલાપીની ગણના તત્કાલીન કવિ તરીકે ઉંચી કરવાની હોવા છતાં એટલું પણ કબુલ કરવું જોઇએ તેવું છે કે તે એક રીતે જોતાં એક તરફીજ કવિ હતા. લાગણી અને તે પણ મનુષ્યના ખાનગી સંબંધના સાંકડા ક્ષેત્રમાં જે લાગણીઓ હૃદયને રમાડી રોવડાવી રહે છે તેવીજ લાગણી કલાપીની કવિતાનો મુખ્ય વિષય છે. વાર્તા રસ, વર્ણનછટા, કુદરત પિછાન, અને શબ્દની સરળ સરતી મિલાવટના જેવા ગુણોથી લાગણીનું શબ્દમય અવતરણ સફળ બની જાય છે, અને તેથી આધુનિક વાચકો તેના પર 'ફિદા ફિદા' થાય

એમાં કાંઈ નવાઈ નથી. આજ સુધી પ્રેમ, કુદરત અને મસ્તીનાં જે જે ગાણું થયાં હતાં તે બધાથી જૂદા ભાવો આલેખાયલા હોઈ, અને તે ભાવો વળી મનુષ્ય માત્રને સહજ અને સ્વાનુભવપ્રેરિત હોઈ, કલાપી ગુજરાતના માન્ય કવિ ગણાયા-સ્વીકારાયા. પરંતુ તેટલું હોવા છતાં એમ તો કહેવુંજ જોઇએ કે કલાપી કાંઇ મહાકવિ ગણાશે નહિં. તેનાં લખાણ સાહિત્યક્ષેત્રના ઘણાજ થોડા પ્રદેશમાં વિચરનારાં છે અને તે થોડો પ્રદેશ સારા વિજયથી સર કરી શકેલ હોવા છતાં, ઘણી ઘણી બાબતોમાં કલાપીનાં લખાણ પ્રવેશ પામી શકયાં નથી. કલાપીમાં કલ્પના છે, પણ ઉચ્ચ કલ્પનાથી સાહિત્યની અમરાવતી ખડી કરી શકે તેવી તે નથી. ઉંચા, અમિશ્ર આનંદ આપવાનું કલાપીથી બની શકે તેવું નથી. જગતના દુઃખ ભર્યા કોમળ લાગણીના પ્રસંગોનીજ ઝાંખી કલાપીને થયા કરી છે, અને તેથી તેના સારામાં સારા લેખમાં પણ તેજ છાયા પ્રસરી રહી છે. 'કન્યા અને ક્રૌંચ' જે કદાચ કલાપીની એક સર્વાંગ સુંદર અને સર્વોત્તમ કૃતિ કહી શકાશે તે વાંચતાં જે આનંદ મળે છે તે કાલિદાસના કરૂણ લેખ 'અજ વિલાપ' કે 'રતિ વિલાપ' અને શેલીના 'એડોને' કે ટેનીસનના 'ઈન મેમોરિયમ' જેવા વિરહ લેખમાંથી મળતા આનંદના કરતાં પણ વધારે વિષાદમય અને ગ્લાનિપ્રેરક લાગી આવે છે, પરંતુ કલ્પના અને ઉંચા કવિત્વની બાબતમાં તે ઉતરતી પંક્તિનુંજ ગણાય. કલાપીનું હૃદય કોમળ લાગણીથી ભરેલું હતું. તેમાં વિનોદ હતો, ક્ષમા હતી, ઉચ્ચ આશય હતા, સૌંદર્યની પિછાન હતી. પરંતુ તે બધું હોવા છતાં ઉંચા કવિમાં જે જે ઉચ્ચ કોટિના ગુણો જોઇએ તેવા ઘણા ગુણો તેનામાં નહોતા એમ તો લાગી આવે છે જ. કલાપીનું જીવન વધારે ચાલ્યું હોત, તેના હૃદય પરનો વિષાદ દૂર થયો હોત, જગતના આનંદનો વધારે સ્વાદ ચાખ્યો હોત, તો ભવિષ્યમાં તેનું લખાણ સર્વદેશીય થઈ શકયું હોત એવી દલી-

લની સામે કશુંજ કહી શકાય નહિં. પરંતુ જેટલું કલાપી કરી શકયા છે તેટલા પરથી જોઇએ તો એમજ ફલિત થાય છે કે તેની ઉચ્ચતા એકમાર્ગી હતી, તેનાં લખાણ એકદેશી હતાં, તેથી તેની કીર્તિ પણ તેટલીજ રહેવાની. આખા ગુજરાતને તેની કવિતાએ જીતી લીધું ખરૂં, પરંતુ તે જીત લાગણીના પ્રદેશમાંજ હતી. કવિઓ પાસેથી ઘણી ઘણી આશાઓ રાખી શકાય, તેમાંની બહુ થોડી કલાપી પૂરી શકયા હતા.

નરસિંહરાવ પછી ગુજરાતને સર કરનાર કલાપી હતા.

ન્હાનાલાલ

કલાપી પછી ન્હાનાલાલે ગુજરાતના વાચકોમાં ઉચ્ચ સ્થાન મેળવ્યું છે. પરંતુ કલાપીની આગળ પાછળ બીજા કાવ્ય લેખકો સારા પ્રમાણમાં થયા છે. જેમાંના એક રા. કાન્તની નોંધ તો ઉપર લેવાઇ છે. બીજા તેવા લેખકોમાંના મસ્ત કવિ બાલાશંકરને ગુજરાત સારી રીતે જાણે છે. તેની કવિતા ઘણી થોડીજ છે, પરંતુ

બાલાશંકર

લેખકોની કીર્તિ લખાણના જથાથી નહિં, પણ લખાણના ગુણ પરથી થાય છે એ સિદ્ધ કરવામાં બાલાશંકર પુરાવા રૂપ બને છે. 'કલાન્ત કવિ' નામનું એક ખંડ કાવ્ય અને 'હરિ પ્રેમ પંચદશી' એ બેજ બાલાશંકરની કૃતિ છે. હાફીઝનું ભાષાંતર કરવા માંડયું હતું અને મૃચ્છકટિક તથા કર્પૂરમંજરી એ બે ભાષાંતર પણ તેણે કરેલાં છે, પરંતુ બાલાશંકરની કીર્તિ તો તેની હરિપ્રેમ પંચદશીથીજ બંધાઇ છે અને ટકી છે. પ્રેમની મસ્તી ભરેલો ઉન્માદ, સરળ છટાદાર શબ્દો, નાચતો ઉભરાતો ભાવ, જીવાનીના તોફાની વિલાસનો ઉદ્રેક અને એકજ રાગમાં ચકચૂર બનેલું હૃદય—આ હરિપ્રેમ પંચદશીની ગઝલોમાં વાચકમાત્રને વશ કરી દેનારાં લક્ષણો છે. 'જીગરનો યાર જૂદો તો બધો સંસાર જૂદો છે' 'એક દે ચુંબન મને તો કરૂં કવિતા ફાંકડી' 'દિલદારનાં દર્શન વિના બીજું મને ગમતું નથી' વાળી

ગઝલો વાંચનારને તેના જુસ્સા, તેની મસ્તી, તેની બેપરવાપણું અને તેની નિડરતાથી ભરી દે છે; બાલાશંકરની ગઝલો ગણી ગાંઠી હોવા છતાં વાચક તેને મસ્ત કવિનું નામ આપી દે છે; તેના લખાણથી મુગ્ધ બને છે. ફારસીનો સારો અભ્યાસ હોવાથી બાલાશંકરે ફારસી ગ્રંથોના ભાષાંતરનું સાહસ ઉપાડયું હતું, અને તે જો ચાલુ રહ્યું હોત તો ગુજરાતને ઘણો લાભ થાત. જેટલું તેણે કર્યું છે તેટલું પણ એકત્ર કરવામાં આવે તો તેથી ગુજરાતને લાભ થયા વિના રહેજ નહિ. પણ દીલગીરીની વાત છે કે બાલાશંકરની અતિ પ્રિય થઈ પડેલી ગઝલોની પણ એકે સારી પ્રતિ મળતી નથી. ભારતીભૂષણ નામના તેમણે પોતે ચલાવેલા માસિકમાં તે તે લખાણો આવતાં, પણ માસિકોની સંભાળ આપણી પુસ્તકશાળાઓ ભાગ્યેજ રાખે છે એટલે મળવાં મુશ્કેલ છે. હરિપ્રેમ પંચદશી નામથી એક સંગ્રહ ભાવનગરમાં છપાયો છે, પણ તેમાં તો રા. બાલાશંકરનાં કાવ્યોની સાથે સાથે કલાપીનાં પણ કોઈ છપાઈ ગયાં છે. એકાદ કાન્તનું પણ છે એમ લાગે છે. એટલે તે સંગ્રહ વિશ્વાસ રાખવા લાયક કહી શકાય એવું નથી. વળી, તેમાં બાલાશંકરનાં બધાંજ કાવ્યલખાણ આવી ગયાં હોય એમ પણ લાગતું નથી. બાલાશંકરના પુત્ર એક સારી આવૃત્તિ તૈયાર કરી કે કરાવી શકે એવું છે, પણ તેટલી પિતૃસેવાના લાભ પણ ગુજરાતના ભાગ્યમાં હોય એમ જણાતું નથી. બધાજ લેખકો કાંઈ સમર્થ કે સામાન્ય કવિ તરીકે લેખાય એવું ન બને. તેવા ન લેખાય તો પણ બાલાશંકર મસ્ત અને રાગી લેખક તરીકે વાંચકોમાં હંમેશાંજ પ્રિય ગણાવાના, અને તેનાં લખાણ ગુજરાતી સાહિત્યમાં સારા માનથી જાળવી રાખવા જેવાં સ્વીકારાવાનાં, એમાં કશોજ શક નથી.

બાલાશંકર જેમ બધીજ રીતે બેપરવા, અને આત્માનંદમાંજ મગ્ન રહેનાર લેખક હતા, તેમ હરિલાલ ધ્રુવ પણ અમુક રીતે પોતાની કવિતા લખવાની વૃત્તિમાં—શબ્દોની ખડકણીમાં અને

ભાવોને ઉછળતા ઉભરાતા દેખાડવાની હોંસમાં-જરા બેપરવા જેવાજ હતા—આત્માનંદમાંજ મગ્ન રહેતા હોય તેવો દેખાવ કરનારા હતા. 'કુંજવિહાર'માં જ્વાલાઓ, લહરિઓ, ગર્જનો અને દર્શનોનાં નામથી તો એમજ લાગી જાય કે કોણ જાણે કેવાં ઉગ્ર કવિત્વ અને ઉત્તુંગ કલ્પનાથી કુંજમાં વિહાર થયા હશે! પરંતુ વાચકને તુર્તજ જણાય છે કે જ્વાલાઓમાં પ્રેમની ખરી ગરમી ઉતરવાને બદલે જ્વાલા એ શબ્દથીજ ગરમી સમજી લેવાની છે. વિરહભાવને તાદૃશ કરવા માટે સારો અને કંઇક અંશે સફળ પ્રયાસ થયેલ છે. પરંતુ કાં તો સાધારણ ભાવ જરા આડંબરથી વિભૂષિત કરાયેલો જણાય છે, અને કાં તો ઉંચો ભાવ છે એમ સમજી લેવા લીટીને અંતે ખડકેલા ભાવ ચિન્હોથીજ ચઢવી લેવું પડે છે. પ્રેમના વિલાસમાં હરિલાલ બહુ સફળ કાવ્યો લખી શકયા નથી એમ લાગે તો તેનું વળતર દેશભક્તિનાં કાવ્યોથી મળી જાય છે. ઉકળતું લોહી, ખરી દેશદાઝ અને વીરરસ ભર્યો જુસ્સો હરિલાલનાં દેશને ઉદ્દેશીને લખાયેલાં એકેએક કાવ્યમાં ઉભરાઈ રહેલ છે. દશ અવતાર દર્શનમાં સંબદ્ધ અર્થ કાઢવો તુર્ત તો મુશ્કેલ પડે છે. થોડો શ્રમ લીધા પછી કાંઇક ઠીક પ્રયત્ન થયેલ છે એમ સમજી શકાય છે. શબ્દોને ખડકવાના, અને ભાવની છાંટોને સેળભેળ કરી કાંઇક કાવ્યત્વ નિષ્પન્ન કરવાના પ્રયત્ન બહુ થયેલા દેખાઈ આવે છે; વિકરાળ વીર કેસરી જેવા કોઇકમાંજ વાચકને સમજવા માટે કરવી પડતી માથાકુટનો સારો બદલો મળતો લાગે છે. નાનાં નાનાં ઇતર કાવ્યમાં કોઇમાં લાગણી તો કોઇમાં આશા ઓછા ઘાટા પ્રમાણમાં જોઈ શકાય છે, પરંતુ એકંદરે 'ખડબચડી' ભાષા, પ્રયત્નપૂર્વક આણેલું કવિત્વ-અને ઘણું કરી ઉપર ઉપરના જણાઈ આવતા વિચારોને લીધે હરિલાલ ગુજરાતી કવિતાના વાચકોમાં બહુ પ્રિય થાય એવો સંભવ ઓછો છે. તોપણ દરેક

શ. હરિલાલ ધ્રુવ.

અભ્યાસીએ તો અવશ્ય જોઈ જવા જેવો સંગ્રહ 'કુંજ વિહાર'માં માલમ પડશે એમાં તો બે મતને સ્થાનજ નથી. યુરોપ પ્રવાસ પુષ્પાંજલિનાં વર્ણનો કેમ જાણે માત્ર બાહ્ય વર્ણનની ઝાંખી ઝાંખી રેખાઓથીજ ચિત્રાયેલાં હોય એમ લાગે છે. કવિ–પ્રતિભાનાં તેમાં બહુ દર્શન થતાં જણાતાં નથી અને આંહિં ત્યાંહિં એકાદ બે સારી લીટીઓ કે કડીઓ માલમ પડે, તેથીજ સંતોષ માનવાનો રહે છે.

સીધી સેવાના કરતાં પણ આડકતરી સેવાના લાભ ગુજરાતી સાહિત્યને હરિલાલ તરફથી વધારે મળ્યા છે. નવા ઉછરતા લેખકને માન સહિત સ્થાન આપે તેવું 'ચંદ્ર' નામનું માસિક ચલાવી તેમણે ઘણા નવા લેખકોને ઉત્તેજન અને પ્રેરણા આપેલાં છે. કલાપીનાં ઘણાંક કાવ્યો ચંદ્રમાં આવેલાં હતાં. જટિલ, બોટાદકર, ના જેવા લેખકોને ઘટતી પ્રશંસા અને ટીકાથી બહાર પાડવામાં આવ્યા હતા. જ્યાં સુધી 'ચંદ્ર' પ્રગટ થયા કર્યું ત્યાં સુધી તેના પ્રગટ થવાના સમયની આતુરતાપૂર્વક પ્રતીક્ષા કરવામાં આવતી.

આ ઉપરાંત ગુજરાતી ભાષા અને સાહિત્યને ગુજરાત બહાર જાણીતાં કરવા માટે રા. હરિલાલે સારા પ્રયત્ન કર્યા હતા. અને જોકે શોધખોળના નવા પ્રદેશમાં પ્રયાસ કરનાર કેટલીક વાર જેવી ભૂલો કરી બેસે છે તેવી તેમનાથી પણ થઈ ગયેલી જણાય છે તોપણ તેથી તેમની ખંત, તેમનો ઉત્સાહ, તેમનો ભાષાપ્રેમ અને તેમની સેવા કાંઈ ઓછાં કિમતી બની જતાં નથી.

ઉપર ગણાવેલા નામોમાંથી બોટાદકર વિષે તો આગળ લખવાનું રહેશે. રા. જટિલ ઉર્ફે જીવનરામ લક્ષ્મીરામ દવે વિષે શરૂઆતના અભ્યાસકને બહુ જાણવાની જરૂર ન કહેવાય, તો પણ સાહિત્યના ઇતિહાસની પ્રવેશપોથીમાં સ્થાન પામી શકે તેવો

'જટિલ પ્રાણુ પદ્દબંધ' નામનો નાનો સંગ્રહ છે એટલું તો કહેવું જોઇએ.

જાગ્રતિયુગના પહેલા ખંડના ત્રણુ લેખકો પછી કલાપી સુજ્ઞાત થયા તે પહેલાં કેટલાક લેખકો ગુજરાતી ભાષાની સેવા કરી રહ્યા હતા, અને તેમાંના હરિલાલ, બાલાશંકર તથા મણિ-શંકર વિષે તો ઉપર ઉલ્લેખ થઇ પણુ ગયો છે. તેવીજ રીતે જેમને વિષે ઉલ્લેખ આવશ્યક ગણાય તેવા રમણુભાઇ, દોલત-રામ કૃપારામ પંડ્યા, ભીમરાવ ભોળાનાથ તથા બાપાલાલ ભાઈશંકર ભટ્ટ એઓએ પણુ કંઈ કંઇ કાવ્ય કૃતિઓ ગુજરાતને આપી છે. દોલતરામનો-'સુમનગુચ્છ' અને ભીમરાવની 'કુસુમાંજલિ' એ બે છુટક કાવ્યોના નાના સરખા સંગ્રહ પ્રગટ થયા છે. આ સંગ્રહો ઉપરાંત તે બંનેએ સંસ્કૃત મહાકાવ્યનાં અનુકરણુ રૂપ એકેક કાવ્ય લખ્યું છે. સંસ્કૃત મહાકાવ્યોના અનેક ગુણોમાં સરળતા એ એક સારો ગુણુ ગણાય છે. આ બંને કાવ્યોમાં શબ્દોની તથા વાકય-રચનાની એવી જાતની વિકૃતિઓ અને એવી જાતનો પ્રયોગ થયેલ છે કે તે સમજવા જરા પ્રયત્ન કરવો પડે છે. પૃથુરાજ રાસા સંસ્કૃત વલણુને કાંઈક વધારે મળતું કાવ્ય છે. ઇન્દ્રજીત વધ પ્રમાણુમાં કાંઇક સહેલું, પણુ કોઇ કોઈ જગાએ મુશ્કેલીથી પણુ ન બંધ બેસારાય તેવા પ્રયોગોવાળું કાવ્ય છે. અંદર અંદર કોઈ કોઈ જગાએ સુંદર વિચારો સ્પષ્ટતાથી ઉતારેલા માલમ પડી આવે છે અને વિદ્યાર્થીઓને પાઠ્ય પુસ્તક તરીકે ઠીક પડે તેવાંજ આ બંને કાવ્યો છે.



# પ્રકરણ ૧૯

## જાગ્રતિ યુગ.

## ગદ્ય. ૩

## વર્તમાન ગદ્ય.

ગદ્ય લખાણ વિષે પ્રકરણ ૧૭માં કરેલી નોંધ ઉપરાંત ઘણું ઉમેરવા જેવું નથી એ ખરેખર દીલગીર થવા જેવું છે. ગુજરાતીમાં ગદ્યનું લખાણ તો વધ્યેજ જાય છે. વાર્તાઓ, નવલકથાઓ અને માસિકોના લેખો સારા જથામાં પ્રગટ થયા કરે છે, પરંતુ સાહિત્ય ભંડારમાં વધારો કરે તેવું લખાણ પ્રમાણમાં તો જૂજ થાય છે એમ કહ્યા વિના ચાલે તેવું નથી. સ્વતંત્ર નિબંધલેખન તો ગુજરાતીમાં ટકી શકેલ હોય એમ જણાતું નથી. વાર્તાઓ અને નવલકથાઓ નવરાશનો વખત પસાર કરવા માટે ઉપયોગી અને જરૂરનાં છે, અને તેવાં લખાણનો ઉઠાવ સારો થાય છે એટલે લેખકો તેજ લખ્યા કરે છે. ઉઠાવ થાય તેવા લખાણમાં વખત જતો હોવાથી સારા કામ માટે પ્રવૃત્તિ કરી શકતા નથી એવી દલીલ ઘણી વાર રજુ કરવામાં આવે છે. પરંતુ તેવી દલીલ કરતી વખતે ભૂલી જવાય છે કે જે સારૂં છે તે સ્વીકાર પામ્યા વિના રહેતું નથી. કેટલીક વાર એવું બને છે કે કોઈ સારા લેખની કે લેખકની તેના સમયમાં પૂરી કદર થયેલી નથી હોતી; તેમજ સાધારણ પ્રતિનો અને કેટલીક વાર તો ક્ષુદ્ર પંક્તિનો ગણવો જોઈએ તેવો લેખ તત્કાલમાં વધારે પડતી પ્રશંસા પામી જાય છે. તેવું બનતું હોવા છતાં જેમાં ખરૂં સત્ત્વ છે તે સદાકાળ છુપું રહેજ નહિં; અને લેખક જરાક સ્વાર્થત્યાગ કરી શકે તો તો તેને પોતાના ત્યાગનો અનેકગણો બદલો મળ્યા વિના પણ રહે નહિં. હાલનાં નાટકો, માસિકો અને નવલકથાઓ એવી ટુંકી સ્વાર્થદૃષ્ટિથી લખાય છે કે તાત્કાલિક લાભ ન મળે એવા ભયથી પ્રજા સમસ્તને માર્ગદર્શક અને ઉન્નતિપ્રેરક બનવાને બદલે અનુરંજક અને ક્ષુદ્ર

ભાવપોષકજ બની રહે છે. પરંતુ આવી વસ્તુસ્થિતિમાં કોઇનો ખાસ દોષ હોય છે કે કોઈ જાણી બુઝીનેજ આમ કરે છે એમ માનવાને કારણ નથી. આવો જવાબ આવે છે તે શક્તિવાળાઓ તરફથી નહિં, પણ અલ્પ શક્તિવાળાઓનો પોતાનો બચાવ છે.

અલબત્ત, શક્તિવાળા કોઈ કોઇ પોતાથી બની શકે તેવું કામ અમુક સંજોગો ઉપસ્થિત થયા વિના ન કરે એ બનવા જોગ છે, પણ લોકને જોઇએ છીએ માટે અમે અમુક નીચી પંક્તિનું કામ કરીએ છીએ, એથી ઉંચી પંક્તિનું કરીએ તો અમારૂં કોઇ સાંભળે નહિ, વાંચે નહિં, એમ જે જવાબ વાળવામાં આવે છે તે તો ખરી શક્તિ નહિં ધરાવનારા તરફથીજ. ખરી શક્તિવાળા લોભ અને સ્વાર્થને તજી પરમાર્થ અને દેશહિતનો વિચાર કરી શકે તો દેશને કાંઈક આપી શકે તેવું છે એમ તો સ્વીકારવું જોઇએ. પરંતુ તેટલું સ્વીકાર્યા પછી પણ અત્યારને માટે ખરી વાત તો એ છે કે ગુજરાતમાં સાધારણ કામ કરી શકે તેવા અને મધ્યમ શક્તિનાજ કાર્યકરો માલમ પડે છે. ઉંચી શક્તિવાળા દશ પંદર જેટલા પણ હોય એમ ભાગ્યેજ દેખાય છે. અને તેમાંનાં ઘણા પોતપોતાના કામમાં એટલા બધા પરોવાયેલા રહે છે કે દેશકાર્ય અને સાહિત્યખેડ કરવા તેમને વખત નથી. મધ્યમ શકિતવાળા યથાભાગ્ય કામ કર્યા કરે છે, પણ તેનું પરિણામ હમણાં આપણે જોઇએ છીએ તેવુંજ છે. પ્રકરણ ૧૭ મા માં જેમનો ઉલ્લેખ થઇ ગયો તે બાદ કરીએ તો પછી પ્રખર વિદ્વાન કે ખરા સાહિત્ય રસિક થોડાજ બાકી રહેશે. પદ્ય લખાણમાં હજી કાંઇક ઠીક સ્થિતિ છે, એવું આપણે હવે પછીના પ્રકરણમાં જોઇ શકીશું. પરંતુ ગદ્ય લખાણ વિષે તો નવીન લેખકોમાંથી પ્રકાશિત પ્રખરતાવાળો હજી કોઈ પણ દૃષ્ટિએ ચડયો નથી.

૧૭ મા પ્રકરણમાં ગણાવેલા છે તે ઉપરાંત બળવંતરાય ઠાકોર અને મણિશંકર રત્નજી ભટ્ટ એ બેએ છુટક છુટક

**મણિશંકર ભટ્ટ, બળવંતરાય ઠાકોર**

લખાણની શરૂઆત ઘણા વખત થયાં કરી છે. મણિશંકરનો શિક્ષણનો ઇતિહાસ એક નોંધ લેવા લાયક પુસ્તક છે. તેમજ પ્રેસિડન્ટ લિંકનનું ચરિત્ર અને એક દેવીનો આત્મવૃતાન્ત એ પણ સુવાચ્ય પુસ્તકો છે. ઠાકોરે છુટક છુટક નિબંધાત્મક લેખો લખેલા છે; તેમના મિત્ર રા. હરિલાલ ભટ્ટની સાથે મળી પ્લુટાર્કનાં જીવનો ગુજરાતને આપ્યાં છે અને તાજેતરમાં સ્વ. અંબાલાલભાઇનાં લખાણો તથા સ્વ. ગોવર્દ્ધનરામનું સાક્ષર જીવન એ બે પુસ્તકોના પુરોલેખ દ્વારા વિદ્વત્તાભર્યા અને અધ્યયનશીલ લખાણના સારા નમુના આપ્યા છે. ઠાકોર થોડું કરે છે પણ જેટલું કરે છે તેટલું ગાંભીર્ય, વિદ્વત્તા, અને સંગીનતાથીજ અંકિત હોય છે. તેમની ભાષા ટુંકી, ઠાંસી ઠાંસીને ભરેલી હોય તેવી, કાંઇક ભારે, અને હમેશાં સીધી હોય છે, છતાં વિષયને તલસ્પર્શી રીતે છણવાની રીત હોવાથી વાચકને સમજવા માટે સારો શ્રમ લેવો પડે તેવી બની જાય છે. 'સાક્ષરી ભાષા' કહેવાય તેવી ઘણે ઘણે ઠેકાણે બની જાય છે, અને 'સાક્ષર જીવન'ના પુરોલેખમાં ખરેખર દુર્ગમ્ય પણ થઈ ગઈ છે. છતાં તેમાં મુશ્કેલી કે દુઃસાધ્યતા સિવાય બીજા દોષ ભાગ્યેજ આવવા પામે છે. હમેશાં અર્થવાહી, ગુચવડા કે ક્લિષ્ટતાથી હમેશાં નિર્મુક્ત, અને વારંવાર વાંચ્યા કરવાનો મોહ ઉત્પન્ન કરે તેવી ગંભીરતા એ તેમની કલમબંધીમાં હમેશાં વસી રહેલા ગુણો છે. ઇચ્છવા જેવું એટલુંજ છે કે હવે તો તેઓએ ઘણુ વાંચ્યું અને ઘણું વિચાર્યું એમ માની પ્રસંગે પ્રસંગે ગુજરાતને લેખો આપવા માટેજ તૈયાર રહેવું જોઇએ. તેમના તરફથી વૈવિધ્યવાળા અને વિચારશીલ લેખો અવારનવાર મળતા રહે તો ગુજરાતી ગદ્ય ભંડારમાં સારો ઉમેરો થઈ શકે તેવું છે. આ બે લેખકો જાગ્રતિ યુગની શરૂઆતના કાળની લગભગથીજ લખનારા હતા. ત્યાર

પછી નીકળી આવેલા હાલના જુવાન લેખકોમાંથી એક કે જેનાપર ગુજરાતે વાજબી રીતેજ બહુ આશા રાખી હતી તે તો અકસ્માતના ભોગ થઈ ગયેલા હોવાથી તેમની કૃતિ તો ઘણી થોડી મળી શકી છે. જેટલી છે તેટલી બધીનો સંગ્રહ હજી બહાર પડી શક્યો નથી. તે લેખકે લેખક તરીકે જે સેવા કરી છે તેના કરતાં અનેકગણી વધારે ગુજરાતને ખરી પ્રગતિના વહેનમાં મૂકવાની કરી છે.

**રણજીતરામ.** અમદાવાદની સાહિત્યસભા, ગુજરાતી સાહિત્ય પરિષદ અને ગુજરાત કેળવણી પરિષદ તથા તેને અંગે નીમાએલું ગુજરાત કેળવણી મંડળ એ સંસ્થાઓનાં બીજ રોપનાર અને તે બધામાં પડદા પાછળ રહી, પણ ખરૂં જવાબદારીનું અને ખરા શ્રમનું કામ વગર બોલ્યે અને વગર કંટાળ્યે કર્યા કરનાર સ્વ. રણજીતરામને ગુજરાત યાદ રાખે કે ન રાખે, પણ સ્વ. રણજીતરામે તો પોતાના જીવનની શરૂઆતથીજ ગુજરાતને પોતાના હૃદયમાં ઉંચું સ્થાન આપ્યું હતું. હૃદયમાં ઉંચું સ્થાન એટલુંજ નહિ, તેમણે તો હૃદયમાં ગુજરાતનેજ સ્થાન આપ્યું હતું. તેમના હૃદયમાં ગુજરાતેજ વાસ કર્યો હતો અને ગુજરાતને માટેજ તે ધબકયા કરતું હતું. ગુજરાતને માટે પોતાની લાગણી અત્યંત ઉત્કટ હોવા છતાં તે હૃદયમાં કોઈ પણ જાતના સાંકડા વિચાર કે એકદેશી પ્રવૃત્તિને જરા સરખો પણ પ્રવેશ મળતો નહિં. ગુજરાતની ઉન્નતિ,—ભૂતકાળના ઈતિહાસમાંથી ગુજરાતનું ગૌરવ ખડું કરી બતાવી, સાહિત્યના સંપૂર્ણ વિકાસ દ્વારા ગુજરાતી વર્તમાન દશામાંથી ઉન્નતિ—સાધવી એ તેમના હૃદયનું ધ્યેય હતું. ઇતિહાસના અભ્યાસની જરૂર શા માટે હોવી જોઇએ, અને ઇતિહાસના અભ્યાસથી વર્તમાનને કેવી રીતે ઉન્નત બનાવી શકીએ એ વિષે તેમની સમજ બહુ ઉંડી હતી. સાહિત્યને લેખો દ્વારા સમૃદ્ધ કરવાનું તો તેમનાથી ઘણુંજ થોડું બની શક્યું છે. 'જે કરવું તે ઉંચી

પ્રતિનું કરવું" એવી ભાવનાને વળગી રહેલ હોવાથી તેઓ વાંચવા, વિચારવા, ચર્ચવા, શોધખોળ કરવા અને તુલના કરવામાં એટલો બધો સમય રોકતા કે લખવાની શરૂઆત કરતાં કરતાં બહુ વિલંબ થઈ જતો. તેઓ જે ખરી સેવા કરી શકયા છે તે લખાણથી નહિ, પણ ગુજરાતમાં વાંચન વિચારણાનું અને ભાવના તથા ઉચ્ચ આશયોનું વાતાવરણ પ્રસારવાની કરી ગયા છે. એવો કોઈ પણ તે સમયનો લેખક નહિં હોય કે જેમની પાસે એક યા તો બીજા ભાવે રા. રણજીતરામ નહિં ગયા હોય. નવો શરૂઆત કરનારો જુવાન હોય તો તેને એવી અજબ રીતે માર્ગ અને સૂચના બતાવી આવતા કે તેટલા શ્રમ માટે તે જુવાન ઉપકારવશ થયા વગર રહેજ નહિં. કામ કરવામાં લાગુ થઇ ગયો હોય તો તેને તેના કામના સારા અંશો બતાવી, સુધારા વધારા માટે જૂદા જૂદા પ્રશ્નો વિચારવાનું સોંપી, તેના કામમાં ઉત્સાહ ઉમેરતા, મદદ કરતા અને હમેશાં તેની પડખે ઉભા રહેતા. ગુજરાતના ગમે તે શહેરમાં જઇએ તો રા. રણજીતરામની કંઇ ને કંઇ સેવાનાં ચિન્હો માલૂમ પડવાનાં જ. આવી બધી સેવાથી શરૂઆત કરી જ્યાં પોતે કાંઈક સ્થિરતા પામવા અને કામ આરંભવા તૈયાર થયા, ત્યાં તો મહાસાગરે તેમને ખેંચી લીધા. તેમની સાહિત્ય કૃતિઓમાં ચાર પાંચેક ટુંકી વાર્તા, થોડા વિવેચક અને વિચારક લેખો, અને છેવટ છેવટમાં શરૂ કરેલી સમાલોચના જ માત્ર છે. પરંતુ તેટલું કામ પણ એવા હૃદયથી થયેલું છે, અને એવા અભ્યાસ પછી શરૂ થયું છે કે તેમાં ઉંચી લાયકાતના ઘણાં અંશો એકદમ જ દેખાઈ આવે છે. તેમનાં લખાણોમાંથી વાર્તા, નાટક વગેરે કૃતિઓનો સંગ્રહ બહાર પડયો છે, આશા છે કે બીજો સંગ્રહ પણ તુર્તમાંજ પ્રકટ કરવામાં આવશે.

જાગ્રતિ યુગના ચાલુ દશકાના ગદ્ય લખાણમાં હજી તો એટલું થોડું કામ થયું છે કે તેની નોંધ લેવાનું ધોરણ નક્કી કરવું પણ મુશ્કેલ થઇ પડે.

કલાપીના સંવાદો અને કાશ્મીરમાં પ્રવાસ, રા. કાન્તિલાલ પંડ્યાનું 'શ્રીયુત ગોવર્દ્ધનરામ', રા. અતિસુખશંકરનું 'નિવૃત્તિ વિનોદ', રા. શંકરરાયનું 'સંયુક્ત કુટુંબ,' રા. ભોગીન્દ્રરાવનું 'સ્ત્રીઓ અને સમાજસેવા' રા. રામલાલ ચુનીલાલ મોદી કૃત 'ભાલણ', રા. વિનાયકનું 'નંદશંકરનું જીવન.' આવા છુટક છુટક પ્રયાસો ઉપરાંત વધારે બતાવી ન શકાય એવો સાહિત્ય દુષ્કાળ આજકાલ ગુજરાતમાં પ્રસરી રહ્યો છે રા. કનૈયાલાલ મુનશી, રા. અંબાલાલ બુલાખીરામ જાની, રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યાનાં નામ ગણાવીએ એટલે સાહિત્યવર્ધક વ્યક્તિઓની નામાવલિ લગભગ પૂરી થઈ એવું લાગી આવે છે. જોકે આવી સ્થિતિથી નિરાશ થવાને કાંઇ કારણ નથી. વાંચન અને કર્તવ્યનાં ક્ષેત્ર હમણાં એટલાં બધાં વિશાળ થઈ ગયાં છે કે પોતપોતાની ફરજ બજાવ્યા પછી ફાજલ વખત ઘણો થોડો રહે છે, અને મોહ અને લોભના વધારાને લીધે નાણાં ઉત્પન્ન કરવાની અને ખરચવાની વૃત્તિ એટલી બધી નિરંકુશ બની ગઇ છે કે સૌ પોતપોતાનો બધો સમય રોકતાં છતાં ભાગ્યે જ શાંતિ કે પરિતૃપ્તિ મેળવી શકે છે. તેથી સાહિત્યની સેવા માટે કોઇ ઘણું કરી શકે એવું રહ્યું નથી. તોપણ સાહિત્યસેવા એ દેશસેવાનો સાચો માર્ગ છે, એ જ્ઞાન તદ્દન નાબુદ થયું નથી, અને તેથી કોઇક તો તેમાંજ જીવન ગાળે તેવું નીકળી આવશે. પ્રભુ તેવી કોઈ સમર્થ વ્યક્તિને અવશ્ય પ્રેરણા કરશે એ શ્રદ્ધાને લીધે નિરાશ થવાનું કારણ નથી એમ ઉપર કહ્યું છે. તેમજ વળી નિરાશ ન થવાનું બીજું પણ કારણ છે. દેશમાં કદી નહિં સ્વીકારાયેલો એવો સ્વભાષા માટે આગ્રહ હાલમાં સ્વીકારાયો છે અને યોગ્ય રીતે જ જેમને મહાત્મા જેવું વિશેષણ મળ્યું છે તેવા શ્રી મોહનદાસ કરમચંદ ગાંધીજીએ ગુજરાતી ભાષાને એવું બળભર્યું, સરળ, સ્પષ્ટ, સુંદર સ્વરૂપ આપવા માંડયું છે કે સારા ગદ્ય માટે હવે ગુજરાતને ઘણી વાર રાહ જોઈ બેસી રહેવું પડે તેવું જણાતું નથી.

ગાંધીજીની સાહિત્ય સેવાની પ્રવૃત્તિ કાંઈ આજકાલથી શરૂ થઈ નથી. માતૃભાષા અને સાહિત્ય સમૃદ્ધિ એ બેના વિકાસપર દેશની ઉન્નતિનો ઘણો આધાર રહેલો છે એ સત્ય તેઓ જ્યારે આફ્રિકામાં હતા ત્યારથીજ સ્વીકારતા જણાયા છે, અને ત્યાં પણ ગુજરાતી દ્વારા ગુજરાતી પ્રજા સમસ્તને ઉંચે લેવા પ્રયત્ન કરતા રહ્યા હતા. હિન્દમાં આવી ગુજરાતમાં પોતાનો આશ્રમ સ્થાપી તેમણે ગુજરાતીઓની જ નહિ, પણ સકળ હિન્દીઓની આંખ આડે રહેલાં પડળ દૂર કર્યાં છે અને માન્ય કરાવ્યું છે કે દેશભાષાનો અભ્યાસ અને ઉદ્ધાર એ દેશોન્નતિમાં પહેલુંજ પગથીઉં છે. તેમણે ગુજરાતી ગદ્યને જોરદાર, સરળ, વિશુદ્ધ, અને સત્ત્વભર્યું બનાવવામાં–ગુજરાતીમાં તે તે ગુણો છે તે પ્રગટ બતાવી આપવામાં-ખરી લાગણીથી કામ કર્યું છે.

એક પ્રકરણમાં જેની નોંધ લેવાઇ ગઇ છે તે ઉપરાંત ગદ્ય સાહિત્યમાં બહુ ઉંચું કહેવાય તેવું લખાણ નહિ હોવા છતાં અત્યારે પણ એકાદ બે પુસ્તક એવાં બહાર પડયાં છે કે ઉંચી લાયકાતનો સ્વીકાર હંમેશાં જ થાય છે એ સદૃષ્ટાન્ત બને. કનૈયાલાલ મુનશીની પાટણની પ્રભુતા અને ગુજરાતનો નાથ, એ નવલકથાજ છે, છતાં તેમાં સાહિત્ય કૃતિના સદ્ગુણો એટલા બધા છે કે તેનો સત્કાર આખા ગુજરાતે એકદમજ કર્યો છે.

સરસ્વતીચંદ્રને લોકપ્રિય થતાં અને સત્કાર મેળવતાં જેમ વખત લાગ્યો નહોતો તેમજ 'ગુજરાતના નાથ'ને પણ ગુજરાતે એકદમજ સ્વીકારેલ છે. ગુજરાતનો નાથ એ 'પાટણની' પ્રભુતા'ના અનુસંધાનમાં છે અને તે બન્ને નવલકથાઓ એક સાથે લેવાથીજ કેટલાંક પાત્રોની ખરી કિમ્મત આંકી શકાય તેવું છે. તે બંનેમાં લખાણને સાહિત્ય સ્વરૂપ આપનારાં તત્ત્વો તેનાં પાત્રો અને પ્રસંગો છે. નવલકથાઓમાં પાત્રો અને

પ્રસંગો આલેખવાનું કામ ભાષાથીજ થાય છે, અને કનૈયાલાલની સીધી, ઘરગથ્થુ, સહેલી અને છાપ પાડતી ભાષાથી તે બંને પુસ્તકો ગુજરાતના દરેક પ્રતિના વાચકને સુવાચ્ય અને સુપ્રિય થઈ પડયાં છે. પાત્રો અને પ્રસંગોની કેળવણીમાં રા. કનૈયાલાલની કલમ નૈસર્ગિક કળાથીજ જાણે સરસરાટ પોતાનું કામ કર્યે જાય છે. તે કળામાં માનવ હૃદયના વિનોદી અને ગંભીર બંને પ્રકારના અંશોનો એવો સુંદર સુયોગ માલમ પડે છે કે દરેક જાતનાં પાત્રોને જીવતાં અને આપણા પરિચયમાં આવી ગયેલાંજ જાણે આપણે માની શકીએ છીએ. સાહિત્ય કૃતિના અનેક ગુણોમાં આ એક ઉંચો ગણાતો ગુણ છે, અને તે ગુણ એવા અખંડ આનંદના પ્રવાહ ચાલુ કરી દે છે કે તે બંને પુસ્તકોને સાહિત્યની સારી કૃતિ તરીકે દરેક વાચક સ્વીકારી લે છે.

કનૈયાલાલની મારી કમળા અને બીજી વાર્તાઓ પણ ટુંકી વાર્તામાં આનંદ, વિશ્વચિત્ર અને પ્રસંગરંગ કેવાં સફળ રીતે આપી, આલેખી, કેળવી શકાય એ બતાવી આપે છે. 'વેરની વસુલાત' એ રા. કનૈયાલાલની પહેલી કૃતિ છે, અને પૃથિવીવલ્લભ અત્યાર સુધીમાં છેલ્લી છે. તે સુવાચ્ય તો છેજ, પરંતુ પાટણની પ્રભુતા અને ગુજરાતના નાથ જેટલી લાગણીથી, જેટલા ભાવથી લખાયાં છે તે આ બેમાં જણાતાં નથી. વેરની વસુલાત તો પ્રારંભનો પ્રયાસ હતો. પૃથિવી વલ્લભમાં કાંઇક વધારે પડતી ઉતાવળ થયેલી જણાય છે. આશા છે કે તેમની હવે પછીની કૃતિઓ તેમની અત્યાર સુધીની ઉત્તમ કૃતિને પણ પાછળ નાખી દે તેવી થશે.

**રામમોહનરાય**

રા. કનૈયાલાલની કૃતિઓ જેમ તે દ્વારા મળતા આનંદથી અને તેમાં રહેલી લેખનકળાથી સાહિત્ય કૃતિ તરીકે સન્માન પામે છે તેમજ રામમોહન-રાયની કૃતિ સંસાર ચિત્ર અને સદ્બોધ આપી વાચકો આગળ સુંદર ભાવનાઓ ખડી કરવા માટે સ્વીકાર અને

સન્માન પામવાને લાયક છે. 'યોગિની' એ એક બોધભર્યું સન્માર્ગદર્શક, સંસારચિત્ર છે, અને 'બાલા' એ ઉંચી અને સુંદર ભાવનાઓને જીવનમાં કેવી રીતે વ્યકત કરી શકાય એ બતાવનારૂં, એ શીખવનારૂં પુસ્તક છે. તેમાંનાં પાત્રો કાંઈ ખાસ ન્યારી પ્રતિનાં નથી, કે તેમની કેળવણીમાં અને આ-લેખનમાં ઉંચી કળાની જરૂર પડે તેવું એ નથી; છતાં તે બધાં સારી હુશીઆરીથી આલેખાયલાં છે. તેમાં વળી ભાષાની શિષ્ટતા એ એક સ્પષ્ટ રીતે કળાઇ આવે એવો ગુણ છે. ભવિષ્યને માટે વર્તનમાર્ગ બતાવનારા કેટલાક પ્રસંગો લેખકની અગમ દૃષ્ટિ બતાવે તેવા છે. ૧૯૨૦ માં અને ૧૯૨૧ માં કરવામાં આવતાં લોક સેવાનાં કામનું અને ગામડાઓમાં થતાં કામનું દિગ્દર્શન-આછું આછું સ્વરૂપજ નહિ, પણ પાત્રોની કાર્યાવલિમાં મુખ્ય સ્થાન પામી રહ્યું હોય તેવું દિગ્દશન—૧૯૧૧ માં લખાયેલ 'બાલા' માં વાંચીએ છીએ ત્યારે તો એ લેખકની તેવી ભવિષ્ય દૃષ્ટિ માટે માન ઉત્પન્ન થાય છે. 'સેવાસદન' અને તેની પણ પહેલાં નીકળેલ રમાબાઈ પંડિતનું શારદાસદન એ બે સંસ્થાઓની ભાવના અને કાર્ય-પ્રણાલિકાની માહિતી રા. રામમોહનરાયને માર્ગદર્શક બની હોય એ બનવા જોગ છે. તોપણ નવલકથાદ્વારા આવાં ધ્યેય રજુ કરનાર તો તે પહેલાજ છે એમ લાગે છે. દીલગીરી માત્ર એ છે કે રા. કનૈયાલાલે જ્યારે પહેલાં વેરની વસુલાત, પછી ૧૯૧૫ માં પાટણની પ્રભુતા અને ૧૯૧૯ માં ગુજરાતનો નાથ તથા કેટલીક બીજી ટુંકી વાર્તાઓ આપી ત્યારે રા. રામમોહનરાયે ૧૯૦૩ માં યોગિની અને ૧૯૧૧ માં બાલા એ બેજ આપ્યાં. ત્યાર પછી રસીલી વાર્તાઓના બે ભાગ બહાર પાડી ટુંકી વાર્તાઓમાં પણ અમુક અમુક ભાવનાને અને વિચારવંત પ્રશ્નોને ગુજરાતના વાચક આગળ ખડાં કરેલ છે, પણ તેટલું છતાં તેમનું લખાણ અલ્પ અલ્પજ થયું છે, એમ દીલગીરી બતાવ્યા વિના રહે-વાતું નથી.

જુવાન લેખકોમાં ઉપર દિગ્દર્શન કરાવ્યા પ્રમાણે ગુજરાતી ગદ્ય બહુ ધીમે ધીમે અને બ્હીતે બ્હીતે પગલે આગળ વધતું જાય છે. ગદ્યનો પ્રદેશ વધ્યો છે, નવલકથા, જીવનચરિત્ર, નાની મોટી વાર્તાઓ, સ્થળ અને કાળનાં વર્ણનાત્મ પુસ્તકો એ અને એવાં બીજાં ઘણાં ક્ષેત્રોમાં ગદ્ય લખાણ સારી પેઠે વધતું ચાલે છે એ ખુશી થવા જેવું છે, પરંતુ જે પાંડિત્ય, જે વાંચન શોખ, જે સંગીનતા જે હૃદયબળ, અને જે સાહિત્યગુણ શિષ્ટ ગદ્ય લખાણ માટે આવશ્યક ગણી શકાય તે ગુણોનું ઘણું થોડુંજ પ્રમાણ હજી ગુજરાતી લેખકોમાં માલુમ પડે છે. સામાન્ય રીતે તે તે ગુણો જેમ જેમ વધારે કેળવાતા જશે, તેમ તેમ ગદ્ય લખાણની કોટિ અવશ્ય ઉંચી અને ઉંચી જતી જશે એ ખરૂં છે, તો પણ સમર્થ પ્રભાવશાળી મહા લેખકને માટે આવી કોઈ પૂર્વ તૈયારી કે સામગ્રી અનિવાર્ય હોય એમ માનવું જરૂરનું નથી. મહા લેખક તો પ્રભુની કૃપા થાય છે ત્યારે ઉતરી આવે છે. પ્રભુની કૃપા ગુજરાતપર જલદી થાઓ, અને સારા લાંબા વખત સુધી ચાલુ રહો એમ પ્રાર્થના છે!



# પ્રકરણ ૨૦

## જાગ્રતિ યુગ–પદ્ય–૩.

### (ન્હાનાલાલ, ખબરદાર, લલિત વગેરે.)

કલાપીનો કેકારવ બહાર પડયો ત્યાર પહેલાં 'પ્રેમભકિત'ના તખલ્લુસથી ન્હાનાલાલ, 'સેહેની' ના તખલ્લુસથી બળવંતરાય ઠાકોર, 'લલિત' ના તખલ્લુસથી જન્મશંકર મહાશંકર બુચ, અરદેશર ફરામજી ખબરદાર, 'સુમન્ત' ના તખલ્લુસથી રામમોહનરાય જશવંતરાય દેશાઇ વગેરે લેખકો પોતપોતાની કાવ્યકૃતિ માસિકો દ્વારા ગુજરાતને આપવાનું શરૂ કરી રહ્યા હતા. ન્હાનાલાલનાં 'વસન્તોત્સવ' તથા 'કેટલાંક કાવ્યો' ભાગ ૧ લો. એ બે કાવ્યપુસ્તકો લગભગ તેજ અરસામાં બહાર પડી ચુક્યાં હતાં, અને ગુજરાતનું લક્ષ તે કૃતિઓની અંદર જે સુંદર કવિત્વ ઝળકી રહ્યું હતું તે પર ખેંચવા નરસિંહરાવ જેવાએ પણ પ્રશંસાપૂર્ણ અવલોકન લખી દીધાં હતાં. ગુજરાતનો સાહિત્ય રસિક વર્ગ તે નવીન વ્યકિત તરફ આશાભર્યા સદ્ભાવથી જોઇ રહ્યો હતો, અને 'વસન્તોત્સવ' નું છંદમેળ વગરનું લખાણ જુવાનીની સ્વચ્છંદ વૃત્તિના ટીખળ સમાન ગણી કાઢી, તે તરફનો પોતાનો અણગમો જાહેર કરવામાં પણ, શિથિલ રહ્યા ન હોતો. પરંતુ ન્હાનાલાલનો તે પ્રયાસ કાંઈ વગર વિચાર્યા એક આનંદ ખેલ જેવો નહોતો એ તેમણે તે જાતનાં લખાણ માટે ચાલુ રાખેલા પક્ષપાતથી બતાવી આપ્યું છે. તે પ્રશ્ન હજી ગુજરાતની સાહિત્ય ચર્ચાના એક રસભર્યા વિષય તરીકે ગુજરાતની આગળ ઉભો છે. તાજેતરમાં 'ગુજરાતના તપસ્વી' ના પ્રકટ થયા પછી કવિ મોટાલાલના તખલ્લુસથી 'પ્રભાતનો તપસ્વી' તથા 'કુકકુટ દીક્ષા' નામના બે યાદગાર લેખોએ ગુજરાતને નવી જાતના લખાણ દ્વારા સારી મજા આપી છે. ન્હાનાલાલની તે જાતની નવીન

શૈલી તેમના ભકતોમાં તો અતિપ્રિય ગણાઈ રહી છે. સ્ત્રી લેખકોમાંથી પણ સૌ. સુમતિએ 'મધુરી' નામનું એક સ્વતંત્ર લખાણ તેજ શૈલીમાં કર્યું છે. તે શૈલીમાંની બાહ્ય નવીનતા શી છે તે એકદમજ જણાઈ આવે તેવું છે. લખનારને ઠીક પડે તેવી રીતે પોતાનાં વાકયોના ટુકડા કરી, નાની મોટી લીટીઓ બનાવી પુસ્તકનું સ્વરૂપ કેમ જાણે કવિતા લખી હોય 'તેવું' થવા દેવું એ સામાન્ય વાચકને પણ એકદમ જણાઇ આવે એવી બાહ્ય નવીનતા છે. પરંતુ આ બાહ્ય ગુણ ઉપરાંત બીજી—પૃથક્કરણને હજી પણ વશ નથી થઇ શકી એવી—જાતની લખાણની ઉચ્ચતા, અને કલ્પનાની પ્રતિભાની નવીનતા પણ સાહિત્યજાણ વિવેચકોને જણાયા વિના રહેતી નથી. તે નવીનતા ન્હાનાલાલના કવિત્વની ઉંચી કોટિમાંથી ઝરી રહેલી રસ ઝરીનીજ છે, કે ન્હાનાલાલથી પણ હજી સ્પષ્ટપણે સમજાવી નથી શકાતી એવી કોઈ રચનાઘાટીની બની રહી છે એ હજી સુધી તો કોઇ કહી શકયું નથી. અને એટલું તો સુસ્પષ્ટજ છે કે તેવી કૃતિમાં ન્હાનાલાલ જેટલું અને જેવું સારૂં લખાણ કરી સકે છે તેવું તો કવિ મોટાલાલનું લખાણ બાદ કરીએ તો બીજું કોઇજ કરી શકયું નથી. તે જાતનું લખાણ ચાલુ રહેશે કે કેમ, તેમાં કાંઇ સત્ય સત્ત્વ છે કે કેમ, તેની ચાલુ થયેલી ચર્ચામાંથી કાંઇ સાર નીકળશે કે કેમ એ બધા પ્રશ્નોની પ્રવેશ પોથીમાં ચર્ચા કરી શકાય નહિ અભ્યાસ શરૂ કરનારને તેવી ચર્ચાની જરૂર નથી. જેને તે ચર્ચા વાંચવા વિચાર હોય, તેણે રા. ન્હાનાલાલ, રા. કેશવ હર્ષદ ધ્રુવ, રા. નરસિંહરાવ, રા. બળવંતરાય ઠાકોર, રા. મનહરરામ હરિરામ મ્હેતા અને ફરામજી ખબરદારનાં લખાણોનો અભ્યાસ કરવો એટલુંજ કહી તે બાબત પતાવી દીધેલી માનીશું.

ન્હાનાલાલનાં કાવ્યો પરિચિત થતાં વેંતજ ગુજરાત જોઇ શકયું કે જાગ્રતિ યુગમાં કાંઇ નવો પ્રકાશ દાખલ થવા લાગ્યો.

નિરંકુશ કલ્પના, જગતની અને જગતના બનાવોની આજ સુધી નહિં થયેલી પિછાન, હૃદયનો ઉલ્લાસ ભર્યો, ઉર્ધ્વગામી જુસ્સો, શબ્દોની પ્રતાપ પાડે તેવી પસંદગી, નવું, અને કોઇ કોઈ વખત તો મદદ વિના ન જ સમજી શકાય તેવું હોવા છતાં પ્રિય થઇ પડે તેવી જાતનું લખાણુ અને તે બધામાં જુવાનીના ઉછળતા લોહીની ગરમીનો તનમનાટ, આ ગુણોથી ગુજરાતી વાચકને ન્હાનાલાલની કવિતામાં ઉંચી પ્રતિભાના દર્શન થયાં. ન્હાનાલાલની કૃતિઓ, આનો અર્થ એમ સમજવાનો નથી કે, એકદમજ સર્વપ્રિય બની રહી, કે અમિશ્ર પ્રશંસા પામી રહી. જે નવીન પ્રવાહના પૂરથી તેમનું હૃદય અને મગજ ઉભરાઈ રહ્યાં હતાં તે પાણીનાં પરિમાણુ કે તે પાણીના વેગ અને પ્રસાદ જૂદી જૂદી આંકણી પામે એમાં કાંઈ આશ્ચર્ય નહોતું. કોઈને તે છાછરાં લાગ્યાં, કોઇને તે સ્થિર લાગ્યાં, કોઈને તે ડોળાં લાગ્યાં, તો કોઇને તે ઉંડાં બળવાન અને સ્વચ્છ અને સ્વચ્છતર બની શકે તેવાં—લાગ્યાં. 'મણિમય સેંથી' કે 'સરોવર' જેવા કાવ્યની ખરી મજા ઘણા થોડાજ લઇ શકે, અને 'વસન્તોત્સવ' ના વસ્તુ સાથે અને તેમાં આ લેખાયેલા ગ્રામજીવન અને વસંતપૂજા સાથે કોઇકને સમભાવ ન હોઈ શકે, તો પણ તે તે કાવ્યોના વિચાર અને ઉદ્‌ગાર કવિત્વથી અંકાયેલ છે એમાં તો સુજ્ઞ વિવેચકો એકમતજ હોય.

ન્હાનાલાલની નવા વેગભરી ઉચ્ચગ્રાહી કલ્પના કોઈ કોઈ વાર એવાં ઉતાવળીયાં ઉડ્ડણો લેવા મંડી જાય છે કે તેના વેગ સાથે ઉપમાઓ કે રૂપકો પહોંચી શકતાં નથી. પરંતુ જેમ જેમ લખાણુ આગળ ચાલતું જાય છે તેમ તેમ તે સુંદરતર અને વિશુદ્ધતર થતું જાય છે. કલ્પનાના વિહાર ઉંચા અને ઉંચા ચાલુ રહેવા સાથે તેમાં સૌમ્ય પ્રસાદ અને શાંતિભર્યાં ઝમણો ઉમેરાતાં જાય છે. નિર્બંધ કવિતાનું

પ્રમાણ ઓછું થતું જાય છે, છંદરચનામાં સરળતા અને વિશુદ્ધિ વધતાં જાય છે. વિચારો અને સૂક્ષ્મદૃષ્ટિ વધારે ને વધારે ગંભીર અને મનોગમ બનતાં જાય છે. 'વસન્તોત્સવ' અને 'કેટલાંક કાવ્યો' ભાગ ૧ પછી 'કેટલાંક કાવ્યો' નો બીજો ભાગ, 'ઈન્દુકુમાર,' 'રાજ રાજેન્દ્ર એડવર્ડ ને' 'જયા જયન્ત' અને 'ચિત્ર દર્શનો' એ ગુજરાતી સાહિત્યમાં શિષ્ટ પ્રતિની સમૃદ્ધિ, અને ન્હાનાલાલના ભક્તો અને વાચકોમાં સારો ભાવ, ઉમેરી રહ્યાં છે. કેટલાંક કાવ્યોના બીજા ભાગમાંના 'વિલાસની શોભા' 'ચૌવના,' સૌભાગ્યવતી,' 'વીરની વિદાય,' 'ગીરનારને ચરણે' વગેરે લેખો, ઇન્દુ કુમાર, ચિત્રદર્શનોમાંના લેખો એ ગુજરાતી સાહિત્યમાં ઉંચી પ્રતિની કૃતિ તરીકે સર્વપ્રિય બની રહે એમાં કાંઇજ નવાઈ જેવું નથી. 'જયા અને જયન્ત' ઉન્નત ભાવનાને ઉમદી રીતે ખડું કરનાર નાટક છે અને ઉત્તમ પ્રસાદીમાં અધમ ગણાય તેવા કાંઈ કાંઇ પ્રસંગ ન જ આવવા દીધા હોત તો તે કૃતિમાં ઉણપ રહેત કે તેનાં સૌંદર્યમાં ક્ષતિ આવત એમ લેખક પોતે માનતા હોય તો તેની સાથે સઘળા વાચક એકમત થાય કે કેમ એ પ્રશ્ન છે.

કોઇ કોઇ વાચક તરફથી 'જયા જયન્ત'ની ભાવના માટે અસંભવિતતા જ નહિં પણ અશકયતા અને કુદરતથીજ વિરૂદ્ધ હોવા જેવી ટીકા સાંભળવામાં આવી છે. તેવા ટીકાકારોને તો એવો જવાબ આપી શકાય કે હિન્દમાં જ્યાં બાળ વિધવાઓ—આઠ દશ બાર વરસની ઉમરથીજ થયેલી વિધવાઓ—પોતાના મૃત પતિના સ્મરણ પાછળ આખું જીવન તદ્દન વિશુદ્ધ રીતે ગાળે છે ત્યાં 'જયા જયન્ત'ની ભાવના અસ્થાને કે અશક્ય તો નહિં કહી શકાય. અલબત્ત, તેવી ઉચ્ચ ભાવના કાંઇ જગતનાં સઘળાં મનુષ્યોમાં હોતી નથી—હોઇ શકે નહિં, પરંતુ તેટલા માટે તે ભાવના ખોટી, નકામી, અશકય અને આદર્શ તરીકે નહિં બતાવવા યોગ્ય તો ન જ કહી શકાય.

ન્હાનાલાલની કૃતિઓ ગુજરાત પર એવો તો પ્રભાવ પાડી રહી છે કે હમણાં તો જુવાન વાચકો અને લેખકો કેમ જાણે ન્હાનાલાલમય બની ગયા હોય તેવું લાગે છે. આવું હોવા છતાં કહેતાં સંકોચ રાખવાની કાંઇજ જરૂર નથી જણાતી કે ન્હાનાલાલની સૌંદર્યની અને સંવાદની કદર કોઇ કોઈ બાબતમાં તો ખરેખર નાપસંદ કરવા જેવી છે. મેઘદૂત જેવા કાવ્યના સૌંદર્ય અને સંવાદ સંપૂર્ણ રીતે ઉતારાય, તો જ ભાષાંતર સાંગોપાંગ સરસ કહેવાય. મૂળ 'મેઘદૂત' કાવ્યમાંનો છંદ અમુક જાતનો સંવાદ એવો મીઠી રીતે ઉપજાવી કર્ણપ્રિય બની રહે છે કે તેમાં કાંઈ પણ ભંગ થાય તે રસક્ષતિ કર્યા વિના રહે નહિં. કોઇ કોઇ વખત, કાંઇ કાંઈ ખાસ સંજોગને લીધે કે કાંઇ ખાસ વિશિષ્ટતા ખાતર છંદભંગના પ્રસંગ નિભાવી લેવાય છે. કોઇ કોઇ વખત તો તેવા ભંગ પણ સંવાદની મજાને વૃદ્ધિ અર્પે છે, પરંતુ આવા અપવાદ રૂપ પ્રસંગો ઉલટું એજ સિદ્ધ કરે છે કે છંદનો સંવાદ જો દોષ વિનાનો હોય છે તોજ આનંદન બને છે. તેવી માન્યતા હૃદયને અને કર્ણને તદ્દન સ્વાભાવિકજ થયેલી હોઇ રા. ન્હાનાલાલના મેઘદૂતમાં મંદાક્રાન્તામાં જે જે છુટ લીધી છે તે ભાષાંતરની કદર થવા દેવામાં બહુ આડે આવે છે.

છંદોના સરવાળા બાદબાકી કે ઘટતું જોડાણ સંવાદને ઘણી વાર બહુ મીઠું સ્વરૂપ આપે છે એમ બતાવી આપવામાં રા. ન્હાનાલાલે સારો વિજય મેળવ્યો છે. તેમની બધી નવીનતાઓ જો કે સર્વને સ્વીકાર્ય ન લાગે તો પણ કેટલીક નવીન રચના અને નવીન ઘટના ગુજરાતી સાહિત્યને ઉપકારક બની છે એમ તો કહ્યા વિના ચાલે તેવું નથી.

ન્હાનાલાલ જ્યારે જુવાન વર્ગને પોતાના તરફ આકર્ષી શક્યા છે ત્યારે બળવંતરાય ઠાકોર જેમણે ઘણા સમય પહેલાં

છુટક છુટક કાવ્યો લખવાની શરૂઆત કરી દીધી હતી પરંતુ જેમનો કાવ્યસંગ્રહ 'ભણકાર' એકાદ વર્ષ પહેલાંજ બહાર પડયો છે તેમની કવિતા માટે જુવાન વર્ગ તો શું, પણ સાહિત્યનો રસિક અને શોખીન વર્ગ પણ કાંઇ બહુ ઉંચો મત ધરાવતો નથી. રા. ઠાકોરની કવિતા એટલી અર્થગંભીર, સુકલ્પિત, અને સમર્થ કલમબંધીથી, એવા જબરા પ્રયત્નથી અને નવીન શૈલીથી લખાયેલી છે કે સાધારણ વાચકને તો તે નીરસ લાગે છે એટલુંજ નહિં પણ વિદ્વાન વાચકની બુદ્ધિને પણ જરા કસોટીએ ચડાવે છે. રા. ઠાકોરનો કાવ્યઝરો અસ્ખલિત, કે સતત વહેનવાળો નથી. તે તો આઇસલંડમાં ઉછળી આવતા ગરમ પાણીના ફૂવારાની પેઠે અવારનવાર દેખા દેતો કાવ્યપ્રવાહ વરસમાં થોડી ઘડીજ બહાર પ્રકટ સ્વરૂપમાં દેખાય છે. બધો સમય અંતરપટમાં ઘોળાયા ઘડાયા કરતી કવિતા કોઇકોઇ વાર જ બહાર નીકળવા જેવી તૈયાર થઇ જાય છે, અને તેવી તૈયાર થયેલી કવિતા માત્ર વિદ્વદ્‌ભોગ્યજ હોય છે. પરંતુ 'ભણકાર' માંની ઘણી કવિતા સાધારણ વાચકને પ્રિય ન થઇ શકે કે સમજવી મુશ્કેલ પડે, માટે તે કવિતાજ ન કહેવાય એમ કહેનાર કવિતા કોને કહેવી એજ સમજવા ઈચ્છતા નથી એમ કહેવું જોઈએ. ગંભીર, ઉંચા વિચારો, ઉમદા અપાર્થિવ કલ્પના, પરિશ્રમથી મેળવાયેલી શબ્દ રચના, અને સુઘટિત કાવ્યઘટના જેમાં માલમ પડે, જેમાં કાવ્યાનંદની ખરી મજા સારા પ્રમાણમાં સમાયેલી હોય, જેમાં નવીન જ્ઞાન, નવીન રસ, નવીન ભાવ, કે નવીન સૌંદર્ય: એક યા તો બીજા સ્વરૂપમાં અવશ્યે માલમ પડે, તેવી કૃતિને કવિતાજ નહિં, પણ ઉંચી કવિતાજ કહેવી જોઇએ. તેના વાંચનારા થોડા હોય એ સ્વાભાવિકજ છે; તેની કદર કરનારા પણ થોડાજ હોય, પણ તે સાહિત્યમાં ચિરંજીવ રહેવાની; શ્રદ્ધાપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો હંમેશાંજ કાંઈ કાંઇ નવીન મજા આપ્યા કરવાની અને તેના લેખકને અમર કરવાની. સાહિત્યનો અભ્યાસ

શરૂ કરનારને તે કવિતાના ગુપ્ત રહસ્યમાં એકદમ પ્રવેશ કરવો મુશ્કેલ લાગે; તોપણ 'વધામણી'- 'નાયિકાનો પત્ર'-'ભણકાર,' 'વરવહુ અમે,' એવાં એવાં કાવ્યો એકદમજ આનંદ આપી શકે તેવાં અભ્યાસકને પણ જણાયા વિના રહેશે નહિં; તેવાને પણ 'આરોહણ' જેવું કાવ્ય તો પ્રયત્નપૂર્વક વાંચવા સમજવાની ભલામણ કરવી એ પણ જરૂરનું ગણાશે.

ન્હાનાલાલની નવીન પ્રતિના લખાણની શૈલીમાં 'આરોહણ' ના કાવ્યથી કાંઈકે નિયમવાળી શૈલી બનાવવા રા. ઠાકોરે પ્રયત્ન કર્યો. અને પૃથ્વી છંદ અને તેની અંદરના યતિ સ્થાન ગુજરાતી વાચકોને બહુ પરિચિત નહિં હોવાથી અંગ્રેજી 'બ્લેંક વર્સ' જેવું લખાણ તે છંદમાં કરી શકાશે એવું સૂચવ્યું. પૃથ્વી છંદ પણ ગેય જ છે અને સંસ્કૃત છંદના જ્ઞાતાઓ તો તેમાંના યતિ સ્થાન બદલાવવાં, કે એક લીટીને બીજીમાં ઘુસાડવી, એ પૃથ્વી છંદના સંવાદનું ખુન કરી નાખવા જેવુંજ ગણે એ સ્વીકારતાં છતાં પણ એવું તો કહી શકાશે કે અપરિચિતતાના લાભ લઈ, પૃથ્વી છંદના સત્તર અક્ષરને બદલે, તેમાંની માત્રાનું પ્રમાણ કાયમ રાખી, માત્ર ગણની ગણતરીમાં ઈષ્ટ ફેરફાર કરી, યતિ સ્થાનો એક સરખાં કે સર્વત્ર સરખા પ્રમાણમાં નહિં રાખતાં તેમાં વિકલ્પ ઠરાવી, જો કાંઈ નવું નામ આપી નવા છંદ દ્વારીકે મર્યાદાઓ બાંધવામાં આવે, નિયમ કરવામાં આવે, તો એક નિયમવશ રચના દાખલ કરી શકાય ખરી. 'બ્લેંક વર્સ' ગુજરાતીમાં દાખલ કરવાના પ્રયાસો તો નકામા અને હાસ્યાસ્પદજ લાગે છે. અંગ્રેજીમાં જે જાતનો ભાર શબ્દના અંગ પર મૂકવામાં આવે છે અને જે સ્વરભાર તે ભાષાનું સ્વરૂપ અને સૌંદર્ય ઘડવામાં આવશ્યક -મૌલિક-છે, તે સ્વરભાર તેવા સ્વરૂપમાં કે તેને કાંઈક પણ મળતા સ્વરૂપમાં સંસ્કૃતમાં નથી, પ્રાકૃતમાં નથી, ગુજરાતીમાં નથી. ભાષા સ્વરૂપજ અત્યંત ભિન્ન પ્રતિનું હોવા છતાં 'જે

અંગ્રેજીમાં તે ગુજરાતીમાં' એવી વાંદરીઆ વૃત્તિથી 'બ્લેંક વર્સ' દાખલ કરવો એ તો ખરેખર અપૂર્વ મૂર્ખતા જ છે. એટલું સમજી શકાય કે 'બ્લેંક વર્સ'ને લીધે જે વૈવિધ્ય, જે સરળતા, જે સૌંદર્ય, જે ગાંભીર્ય, અંગ્રેજી પદ્યને મળે-મળી શકે છે, તે ગુજરાતી પદ્યને મળે માટે કાંઇક નવીન રચના ઘડી કાઢવી જરૂરની છે. છંદનો સંવાદ એટલો બધો એકરૂપ બની જાય છે કે મહાકાવ્યને માટે જે જે જાતનું વૈવિધ્ય અને ગાંભીર્ય ઈષ્ટ છે તે આવી શકે નહિં. કાલિદાસાદિ મહાકવિઓએ મહાકાવ્યો છંદમાંજ લખ્યાં છે એ ખરૂં છે અને સંસ્કૃત મહાકાવ્યોમાં ગાંભીર્ય, સૌંદર્ય, વૈવિધ્ય કે સરળતા નથી એમ કોઇથી કહી શકાય એમ નથી. તેટલું સ્વીકારતાં છતાં પણ એટલું તો સ્વીકારી શકાય કે જે જાતની નવીન પ્રતિભા અને નવીન પ્રગતિ ગુજરાતના હૃદયમાં અત્યારે પ્રવેશી રહી છે તેનાં આબેહુબ ચિત્ર પાડવા, તેને સેવે અને તેને પરિપોષે તેવાં વાઙ્મય સાહિત્ય ઉત્પન્ન કરવા છંદો અત્યારે પર્યાપ્ત લાગતા નથી. છંદો પણ જો પૂરતા ન ગણાય તો ગેયતાથીજ જેનું સ્વરૂપ બંધાયેલ છે તેવી દેશીઓ તો તે કામ કરી શકે જ ક્યાંથી ?

કાંઇક નવીન રચના જોઈએ છીએ એ વાત ખરી, પણ કોઇ પણ નિયમ વગરની રચના એ તો રચનાજ કેમ કહેવાય ? રા. ન્હાનાલાલની શૈલી કોઈપણ નિયમને વશ હોય કે થઈ શકે એવું લાગતું નથી. રા. કેશવ હર્ષદ ધ્રુવ તે પ્રશ્નની પાછળ પડયા છે અને સંગીન અભ્યાસ કરી રહ્યા છે. તેમની 'વનવેલી' હજી સંપૂર્ણ યોગ્યતાથી સ્વીકારી શકાય તેવું સ્વરૂપ મેળવી શકી નથી. સંભવ છે કે તેમની પ્રખર વિદ્વતા અને ઉંડું પાંડિત્ય તેમને કાંઇક પણ રસ્તો સુઝાડશે. રા. મનહરરામના સમ છંદમાં તાલની અને પદની નિશ્ચિતતા એટલી બધી ચોક્કસ છે કે નાની મોટી લીટીઓ કે લઘુ ગુરૂના ફેરફાર

સિવાય બીજા લાભો તેમાં ઘણા નથી લાગતા. ઝુલણા છંદના લયમાં તે લીટીઓ ગાવામાં આવે એટલે છંદમાં જે એકરૂપતા માલમ પડે છે તેવીજ કાંઈક અંશે તેમાં આવી જવાની. કોઈક કવિ આ વિષે વધારે વિચાર કરી, પ્રયત્નો કરવા પ્રેરાશે ત્યારેજ એવી રચના કેટલી આવકાર લાયક થઈ શકે તેનો નિર્ણય કરી શકાશે. અત્યારે તો આટલી સૂચનાથી વધારે આગળ જવાનું બની શકતું નથી.

આ વિષયપર 'કવિ મોટાલાલ' ના નામથી એક સારા લેખકે ઠીક ચર્ચા કરી છે. 'કવિ મોટાલાલ' એ કોણ છે એ તો પ્રકાશમાં જ્યારે આવે ત્યારે ખરૂં. જોકે ખાનગીમાં તે લખનારનું નામ ઓષ્ઠપરંપરાએ ગુજરાતમાં જાણીતું તો થઈ ગયું છે, પરંતુ તે વિષે ખાતરી લાયક લખાણ કરવું એ સાહસજ ગણાય તેવું હોવાથી તે વિષે તો માત્ર એટલુંજ કહેવાનું રહે છે કે કવિ મોટાલાલે કવિ ન્હાનાલાલની શૈલીનું અનુકરણ કરી કવિ ન્હાનાલાલની શૈલીથી રા. ન્હાનાલાલનેજ નહિં, પણ સમસ્ત ગુજરાતને હાનિ થાય છે એ બતાવ્યું છે. જો રા. ન્હાનાલાલ તે શૈલીને બદલે સ્વીકૃત શૈલીથીજ લખ્યા કરતા હોત તો ગુજરાતને ઘણો લાભ થાત એમ કવિ મોટાલાલ માનતા જણાય છે.

ન્હાનાલાલે નિયમહીન નવીનતા એકદમજ દાખલ કરવા ધારી, અને તેથી ગુજરાતમાં ખળભળાટ થયો, જ્યારે રા. ખબરદારે હળવે હળવે અને નિયમોને વશ રહી નવીનતાનાં કાંઈ કાંઈ સ્વરૂપો દાખલ કરવા ધાર્યાં. જૂના છંદોમાં આંહિ ત્યાંહિ જરા તરા ફેરફાર કરી, અમુક ચરણોને બેવડાવી અમુક ખંડોને આગળ પાછળ ગોઠવી, નાની મોટી લીટીઓથી નવા નવા અન્ત્ય પ્રાસ મેળવી રા. ખબરદારે ઠીક

ખબરદાર,

ઠીક પ્રયત્નો કર્યા છે, અને સંભવ છે કે તેમાંથી કોઈ કોઈ સ્વીકાર પણ પામશે. ખબરદારના લખાણની શરૂઆત 'કાવ્યરસિકા' થી થઈ. કાવ્ય રસિકામાં દલપતરામની છાયા સ્પષ્ટ છે; જો કે તેમાં પણ શબ્દોની શ્રમપૂર્વક ચુંટણી, વિષયને વધારે સુવાચ્ય કરવા સાધારણ તરંગોનો ઉપયોગ અને શુદ્ધ કવિત્વની આગાહી સારી રીતે દૃષ્ટિગોચર થઈ રહ્યાં હતાં. 'કાવ્ય રસિકા' પછી 'વિલાસિકા' બહાર પાડી ત્યારે તો ખબરદારનાં લખાણમાં બહુ ફેરફાર પડી ગયો હતો. શબ્દ પરનો મોહ ખસવા મંડયો હતો. વિચાર અને વિશદતા દાખલ થઈ ચુકયાં હતાં. જાગ્રતિ યુગના પ્રથમ દશકાની અસર પૂરેપૂરી થઇ ચુકી હતી અને વાજબી રીતેજ 'વિલાસિકા'ને ગુજરાતે સારાં વધામણાં આપ્યાં. ત્યારપછી 'પ્રકાશિકા' અને તાજેતરમાં બહાર પડેલ 'ભારતનો ટંકાર' એ બે તેમની કલમથી ગુજરાતી સાહિત્યમાં ઉમેરાયાં છે. સરળ સીધા કવિત્વથી લખાયેલી, લલિત ભાવભરી, કોમળ રુચિકર શબ્દોવાળી, છંદો અને ગરબીઓમાં મધુર પ્રવાહભરી રા. ખબરદારની કવિતા સઘળી પ્રતિના વાચકોમાં પ્રિય મનાઇ ચૂકી છે. ખબરદારની કવિતામાં કલ્પનાનાં અનેરાં ઉડ્ડયનો નથી, ભાવ કે જુસ્સાના ઉછળતા આવેશ નથી, મોહ અને આકર્ષણ કરે તેવા તનમનાટ ભર્યા સંભાર નથી, પણ શાન્ત સુંદર તરંગો છે; તેમાં કોઈ કોઈ વાર આછી આછી કલ્પના આનંદ વિહાર કરવા નીકળી પડેલી માલમ પડે છે; વિચારકો 'અને જગજ્જનોના સુવિચારોને સારા સ્વરૂપમાં ચૂંટી લઈ તેમનો સદુપયોગ કરવાના સારા સ્વરૂપમાં સફળ પ્રયત્નો છે. સાહિત્ય પ્રેમ અને દેશભાવના સારી ઝળકથી પ્રસરી રહેલ છે. 'ભારતના ટંકાર'માં નર્મદનાં મ્હેણાં નથી કે હરિલાલનો લોહી ઉકળાટ કે વેગ ધમધમાટ નથી, છતાં તેમાં સુંદર સફળતા છે, સારી દેશભકિત છે, મજાનો જુસ્સો છે અને લાગણીભર્યું પ્રબોધન છે.

લલિત

'ક્યાં છે મજા' એ કાવ્ય, સુદર્શનમાં છપાયું ત્યારથી ગુજરાતને રા. લલિતનો પરિચય શરૂ થયો હતો. તેમની 'મહુલી' એ તો ઘણાના નિવાસને તે નામ આપ્યું છે અને અનુકરણ કાવ્યો પણ લખાવ્યાં છે. લલિતનાં કાવ્યો 'ના સંગ્રહ બહાર પડયો તે પહેલાં રા. લલિતનું નામ સારી રીતે જાણીતું થયું હતું અને તેમની કોમળ ભાષાવાળી, મધુરા ઘરગથ્થુ ભાવવાળી, અને મીઠી સુરાવટવાળી કવિતા બહુ હોંસથી અને સદ્‌ભાવથી વંચાતી હતી, એટલુંજ નહિ પણ તે કવિતાનાં અનુકરણ પણ અહિં તહિં થવા લાગ્યાં હતાં. લલિતના કાવ્ય પ્રવાહની શરૂઆત જો કે કરૂણ પ્રસંગોથી થઈ હતી, તો પણ તેમાં ગૃહજીવનના મીઠા પ્રસંગો તો પ્રારંભથીજ આલેખાયેલા માલુમ પડે છે. દુઃખીને આશ્વાસન, કમભાગીને હિમ્મત, પાપભરી અવનિના પામર મનુષ્યોને સદ્‌બોધ અને તે બધા સાથે પ્રભુની ઘટનામાં વિશ્વાસ એ તેમના કરૂણ ભાવભર્યા કાવ્યોમાં બહાર પડતાં દેખાઈ આવે છે. હળવે હળવે તેમાં દેશભાવના પણ ભળી. મીઠા ગૃહજીવનના મધુરા પ્રસંગોને ખરી દિવ્યતા અર્પનાર પ્રેમ છે જે પ્રેમ–દંપતી પ્રેમ, સહોદરપ્રેમ, વત્સલપ્રેમ દેશપ્રેમ અને વિશ્વપ્રેમનાં જૂદાં જૂદા સ્વરૂપને પામે છે. તે પ્રેમનાં જૂદાં જૂદાં સ્વરૂપનાં ગીતો લલિતે જેવા સરળ ભાવથી અને હૃદયના ઉમળકાથી લખ્યા છે તેવાં ગુજરાતી પદ્યમાં મળવાં મુશ્કેલ થઈ પડે તેવી હજી સુધી તો સ્થિતિ છે. 'સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી, અજબ આકર્ષણે ખેંચાય સાંકળ એમ જૂદી' 'વ્હાલતણા વિનિમયના બળથી સરળ થાય સંસાર' 'વ્હાલાં પ્રાણ સમાં પ્રિયજનને જોતાં કંઇક થાય છે' 'માતૃ જયોતિની જવલંત જવાલા' 'પોતાનાં પ્રિયદેશી જનનાં દુઃખ પરસ્પર ધરશે' 'જય મંગળ પ્રિય જન્મ ભૂમિનું ગજાવીએ' 'જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ' આ અને આવા અનેક સુંદર

વિચારો-પ્રેમનાં જૂદાં જૂદાં સ્વરૂપને માનવ જીવનમાં વણી દેતા, સહેલા શબ્દોમાંજ વ્યકત થતા, સંગીતની મીઠાશથી મધમીઠા બની રહેતા, 'સુંદર વિચારો વાચકને એકદમજ મનભર અને મનમોહક બની રહે તેવા છે. જો ઘટતી સંગીત મજાથી સંભળાયા હોય તો તો તે સદાને માટે સ્મૃતિપટપર નિવાસ કરી રહે છે.

રા. લલિતમાં ગૃહજીવનની કોમળ ભાવના, પ્રેમમય હૃદયોના સ્વાભાવિક ઉલ્લાસ, અને તે બધાના આછી ઘેરી કલ્પનાથી રંગાઈ રહેતા સરળ ઉદ્‌ગાર એ. પ્રકટ રીતે પ્રકાશી રહેલ હોવા છતાં 'લલિતનાં કાવ્યો'ની લલિત મજાનો અનુભવ જો તે ગવાતાં સાંભળેલાં હોય તો તો કદી ન ભૂલાય તેવો મળી શકે છે.

'વડોદરાને વડલે' રચાયેલાં કાવ્યો પણ સંગ્રહ રૂપે પ્રકટ કરવામાં આવ્યાં છે, અને તેમાં રા. લલિતનો કાવ્ય વિષય કાંઈક વિસ્તાર પામેલો જણાય છે. તેમાં 'અમે તો દીન વત્સલ,' 'સ્નેહનાં સ્મરણાં,' 'વ્હાલાઓને વંદન' જેવાં-હૃદય જેમાં વહી રહ્યું એવાં-થોડાં સુંદર કાવ્યો હોવા ઉપરાંત સ્વજન, અને સ્વદેશ માટે જે અસરકારક ઉદ્‌ગારો કાઢયા છે એ લલિતની કવિતાના પ્રવાહની દિશા બતાવે છે; દિશા બતાવવા સાથે લલિતનું મગજ કેવા વિચારો અને લલિતનું હૃદય કેવી લાગણીઓથી ભરેલ છે એ એકદમ જાણી શકાય છે. દેશને સુધારવો હોય, ઉન્નત કરવો હોય, તો પહેલાં ઘરને સુધારો, પ્રાથમિક લાગણીઓને ઉન્નત કરો, સંપ, સ્નેહ, સદ્‌ભાવ અને સેવાભાવ વધારો એમ સર્વ સાચા સુધારકના ઉપદેશ લલિતે ઘરગથુ અને માર્દવભરી ભાષામાં સારી રીતે ઉતાર્યા છે. હિન્દુ મુસલમાન પારસી ખ્રિસ્તિ એકતાને વિષે ઈ. સ. ૧૯૨૦-૨૧ માં જે મહાકાંક્ષા સર્વ હૃદયમાં જાગી છે તે મહાકાંક્ષા બે ત્રણ વર્ષ પહેલાં કોઇ કોઈ દીર્ઘ દૃષ્ટાયેજ માત્ર જોઇ હતી. ઈ. સ. ૧૯૧૩ની શરૂઆતમાં યુરોપમાં

વિગ્રહની શરૂઆત પણ નહોતી થઇ તે પહેલાં 'પ્રભુ પરિવારને બારણે' (વડોદરાને વડલે–પાનું ૪૭) કાવ્યમાં એકતાની ભાવના આપણે જ્યારે હાલના સંપૂર્ણ સ્વરૂપમાં ઘડાઇ ગયેલી જોઇયે છીયે ત્યારે કબુલ કરવું જ. જોઇયે કે કવિઓ ખરેખર ભવિષ્યના પેગામ પુકાર્યાંજ કરે છે. લોકોને તે સાંભળવા હોય તો સાંભળે, ન સાંભળવા હોય તો તેમની ખુશી.

ત્યાર પછી પણ કાવ્યોનો પ્રવાહ ચાલુ છે એમ માસિકોમાં કોઇ કોઇ વખતે આવતી તેમની પ્રસાદીથી જાણી શકાય છે. પરંતુ તે તે લખાણોમાં કેવી તરેહનો વિકાસ થાય છે એ તો ભવિષ્ય પરજ રાખવું પડે છે.

બોટાદકર

લલિતની પેઠેજ માસિક દ્વારા જાણમાં આવેલા રા. દામોદરદાસ ખુશાલદાસ બોટાદકરનું પહેલું સર્વપ્રિય બની બની રહેલું કાવ્ય 'પ્રેમ અને સત્કાર' 'ચંદ્ર' માસિકમાં આવ્યું ત્યારથી એક નવા આશાભર્યા લેખક તરીકે ગુજરાતના વાચકોની તેમના તરફ દ્રષ્ટિ ગઈ હતી. પરંતુ ત્યાર પછી ઘણાં વર્ષો સુધી રા. બોટાદકરની કવિતાઓ ગુજરાતી વાચક સમક્ષ રજુ થતી નહોતી. બોટાદકર જાગ્રતિયુગના બધા લેખકોથી એક રીતે જૂદીજ પ્રતિના લેખક છે. જાગ્રતિ યુગની શરૂઆત અંગ્રેજી અને સંસ્કૃતના શાળા મહાશાળામાં કરેલા અભ્યાસથી ભાગ્યશાળી થયેલા વર્ગથી થઈ હતી અને અંગ્રેજીના મુદલ પણ સંસ્કાર ન હોય તેવા જે કોઈ લેખકો લખતા હતા તે જાગ્રતિ યુગના વાચકોને પ્રિય થઈ શકે અને સંગીન સાહિત્ય ઉત્પન્ન કરી શકે તેવા ભાવ અને તેવા વિચાર દાખવી શકતા નહિં હોવાને લીધે તેવાની ગણુતરી સાહિત્યકારોમાં ગણાય, તેવું હતું નહિં. બાલાશંકર જેવા સંસ્કૃ-

તને બદલે ફારસીના અભ્યાસથી નવીન જાગ્રતિને અનુકૂળ થનારા, તથા મલબારી જેવા એકલા અંગ્રેજી જ્ઞાનથીજ કાંઈક નવા ભાવોને ઝીલનારા અપવાદ રૂપેજ હતા.

**નથુરામ**

અંગ્રેજી સંસ્કૃતના સંગીન અભ્યાસથી રહિત, હિન્દી ભાષાના પક્ષપાતી અને તેજ પદ્ધતિથી કામ કર્યે જનારા રા. નથુરામ શુકલ, તથા હિન્દીના સારા અભ્યાસી હોવા સાથે ગુજરાતીમાં દલપત શૈલીના એક સમર્થ અનુયાયી રા. જીવરામ અજરામર ગોર એ બે જાગ્રતિ યુગમાં નોંધ લેવા લાયક લેખકો છે. રા. નથુરામ 'શૃંગાર સરોજ' નામના શૃંગાર-પ્રધાન કાવ્ય સંગ્રહથી, વીરરસ પ્રધાન શ્રાવ્ય નાટક પ્રતાપ નાટકથી, કુમુદ ચંદ્ર, લાલખાંની લુચાઈ, રાજયોગી તથા સૌભાગ્ય સુંદરી, (આ છેલ્લા નાટકનો સર્વ યશ રા. નથુરામને નથી એમ એક વખત કહેવામાં આવ્યું હતું') વગેરે નાટકોથી કાઠિયાવાડમાં સારી પ્રશંસા અને પ્રતિષ્ઠા મેળવી રહ્યા છે. આ દૃશ્ય નાટકો ઉપરાંત તખ્ત વિરહ બાવની અને બીજા પ્રાસંગિક લેખો પણ રા. નથુરામે અવાર નવાર લખ્યાજ કર્યા છે. તેમનો 'રસશાસ્ત્ર' નામનો ગ્રંથ તો ગુજરાતીમાં તેવો માત્ર બીજો જ પ્રયાસ છે, અને સાહિત્ય રસિકોને સારૂં વાચન પૂરૂં પાડે તેવો છે. તેઓ નવીન કવિતાના રસગ્રાહી વાચક પણ છે, છતાં તેમનાં લખાણ હવેના યુગમાં બહુ પ્રચાર પામે તેવો સંભવ ઓછો છે.

**જીવરામ અજરામર**

રા. જીવરામ અજરામર ગોરના 'કાવ્ય કલાધરનો' તો એકજ ભાગ જોવામાં આવ્યો છે. તેમણે બીજું પણ ઘણું લખેલું છે એમ સાંભળ્યું છે, પણ તેની તપાસ કરવા જેટલી સેવા બની શકી નથી. તેમનું 'કાવ્ય કલાધર' ઉપર કહ્યું તેમ દલપત શૈલીમાં લખાયેલું છે અને નિશાળીઆઓ માટે તો સારૂં વાંચન પૂરૂં પાડે તેવું છે. પરંતુ આ બંને–રા. નથુરામ તથા રા. જીવરામ અજરામર–અંગ્રેજીથી તદ્દનજ અજાણ અને

સંસ્કૃતના થોડાજ પારિચયવાળા હતા, અને તેથી જાગ્રતિ યુગના નવા ભાવો તેમના અંતરમાં પ્રવેશ પામી શકયા હોય

બોટાદકર એમ લાગતું નથી. રા. બોટાદકર અંગ્રેજી નહિ જાણતા હોવા છતાં જાગ્રતિયુગની નવીનતા બહુ સારી રીતે સમજી, ઝીલી શકયા છે, અને સંસ્કૃતના સંસ્કારી અભ્યાસના લાભ લીધેલા હોવાથી તેઓ જાગ્રતિ યુગના સઘળા રણકારને ઝીલતા રહી બહુ વિશુદ્ધ રીતે ખરી ગુજરાતી કવિતા ગાઈ રહ્યા છે. જો કે તેમના છંદમાં સંસ્કૃતમયતા વધારે માલુમ પડે છે, શબ્દોના સમાસો કોઇ કોઈ એકાદ આખી લીટી જેવડા મળી આવે છે, અને કેટલીક વાર સંસ્કૃત શબ્દો માટે વધારે મોહ હોય એમ પણ જણાઈ આવે છે, છતાં દુર્ગમ કે કિલષ્ટ, કે 'જડબાં તોડ અને કાનફોડ' શબ્દ વગર વિચારે વપરાયેલા તો ભાગ્યેજ મળી આવશે. સામાન્ય અનુભવના પ્રસંગોપર તેઓ બહુ સુંદર વિચાર આપી શકે છે. તાણી કાઢેલો બોધ કે ભેગા કરેલ ઉપમાદિ અલંકારોના ખડકલા, કે અગમ્ય તરંગોના નકામા વિલાસ–એવું એવું તો કયાંય પણ દેખાતું નથી. કૌટુંબિક પ્રસંગો બહુ યોગ્યતાથી અને હૃદયને હલાવી નાખે તેવી રીતે લખે છે, પરિચિત વિષયને નવીન સૌંદર્ય અર્પે છે અને પોતાને લગતા પ્રસંગોનું આલેખન પણ એવા હૃદયથી કરે છે કે કેમ જાણે તે તે પ્રસંગો વાચકના પોતાનાજ હોય એવું લાગી આવે છે. 'કલ્લોલિની' 'સ્રોતસ્વિની' અને તાજેતરમાંજ બહાર પડેલ 'નિર્ઝરિણી' એ ત્રણ નાનાં પુસ્તકોમાં સુંદર કવિત્વનાં મીઠાં ઝરણાં એકત્ર થયેલાં માલુમ પડશે. બીજા લખી શકે તેવા લેખકો જ્યારે ધનસંચય અને તેવી પ્રવૃત્તિને લીધે લખવા માટે બેદિલ રહે છે ત્યારે રા. બોટાદકર લખવા માટે ઘણોજ ઉત્સાહ ધરાવે છે છતાં આર્થિક સ્થિતિની મુંઝવણને લઇને લખવા માટે વખત મેળવી શકતા નથી, અને જો કાંઈ થોડું ઘણું લખે છે તો તેને પ્રકટ કરવા માટે સગવડ મેળવી શકતા નથી. છતાં પણ તેઓ પ્રવૃત્તિ ચાલુ રાખશે તો સારી પ્રતિનાં કાવ્યો ગુજરાતને સમર્પી જશે એમાં તો કશોજ શક નથી.

જાગ્રતિ યુગના ચાલુ સમયમાં ઉપર ગણાવ્યા તે ઉપરાંત પણ કાવ્યલેખકો પોતાની પ્રસાદી ગુજરાતને અર્પી રહ્યા છે, પણ તેમાંથી હજી કોઇ રા. ન્હાનાલાલની અસરોથી ઉપરવટ થઈ શકે કે તેમની કૃતિને પડછામાં નાખી શકે તેવો દેખાતો નથી. રા. ચંદ્રશંકર પ્રસંગે પ્રસંગે નાનાં કાવ્યો લખી, તેમના હૃદયના ભાવો, અનુભવના પ્રસંગો, કે જગજીવનના મામલાઓ વિષે, ટુંકામાં, પણ સરળ શબ્દોમાં, કેટલીક વાર તો બહુ અસરકારક પ્રવાહથી અને કેટલીક વાર બોધક સૂત્રાત્મક કાવ્ય ખંડોથી ગુજરાતને નિવાજી રહ્યા છે. તેમના સ્નેહસ્નિગ્ધ હૃદયમાંના સ્નેહને 'સ્નેહાંકુર' નામના કાવ્યસંગ્રહમાં પ્રકટ કર્યો છે. રા. મોહનલાલ પાર્વતીશંકર દવેએ હૃદયને હલાવે તેવા કરૂણ પ્રસંગોને ગંભીર શાંતિથી આલેખવા ઠીક પ્રયત્નો કર્યા હતા, જો કે હાલમાં તો તેમના તરફથી કાવ્યપ્રસાદી કશીજ મળતી જણાતી નથી. રા. વસન્ત વિનોદીએ થોડા વર્ષો પહેલાં 'વિધવા' નામનું એક નાનકડું મજાનું કાવ્ય લખી, હમણાં 'ટહુકાર' માં કેટલાક મીઠા ટહુકાર ગજાવ્યા છે. રા. મગનભાઈ ચતુરભાઇ પટેલે પોતાના હૃદયમાં ઉગી આવેલાં કાવ્ય કુસુમો 'કુસુમાંજલિ'ના નામથી એકત્ર કરી ગુજરાતને અર્પણ કર્યાં છે, અને રા. રાયચુરાએ 'રાસમંદિર' નામના સંગ્રહમાં ગુજરાતી બ્હેનોને માટે કેટલાક રાસ બહાર પાડયા છે. પરંતુ આ બધાના પ્રયાસો હજી પ્રારંભ દશામાંના જણાય છે; લેખકોના જીવનના માર્ગની દિશા જૂદી જૂદી છે; એટલે કાવ્ય સાહિત્યમાં તેઓ શું શું અને કેવું કેવું કરશે એ આગાહી આપવી એ વાજબી લાગતું નથી.

**સુમન્ત ઉર્ફે રામમોહનરાય**

તેવાંજ કારણથી સુમન્તના તખલ્લુસથી લખનાર રા. રામમોહનરાય જશવંતરાય દેશાઈની 'તરંગાવલિ' વિષે પણ બહુ લખી શકાય તેવું જણાતું નથી. પચ્ચીસ કાવ્યો—તેમાં પાંચસાતેક તો પાછાં અંગત સંબંધીની યાદમાં અને તે પણ લાંબા લાંબા ગાળા વચ્ચે લખાયેલાં હોઇ રા. સુમન્તનું કાવ્ય ઝરણું ગુજરાતને સાહિ-

સ્યનાં અમૃત પ્રાયા કરે છે એવું તો કહેવાયજ નહિં. અલબત 'કવિવરો ગાયકગણો' 'ગોપિકા,' 'એક ચિત્ર' અને એવાં છ સાતેક કાવ્યો ગુજરાતી કાવ્ય સાહિત્યમાં કાયમનું અને સારૂં સ્થાન મેળવી રહ્યાં છે અને ગુજરાતી સાહિત્યકારોમાંના કાવ્ય લેખકોની ગણુતરીમાં પણ રા. સુમન્તનું નામ ન આવે તો તે ગણુતરી ખરેખર અપૂર્ણજ કહેવાય તેટલી સેવા તો રા. સુમન્તે આ પચીસ કાવ્યોથી પણ કરી છે. છતાં પણ જાગ્રતિ યુગને ઘડનાર કાવ્ય લેખકોમાં રા. સુમન્તને દાખલ ન કરીએ તો તે એટલા માટે કે પચ્ચીસ કાવ્યથી થયેલો પોતાનો અને મિત્રનો સંતોષ વાજબી નથી એમ માની રા. સુમન્તને કાંઇક વધારે પ્રયત્નો કરવા માટે ચાનક ચડે.

આવોજ ઉલ્લેખ 'નિર્ગુણ'ના નામથી લખનાર રા. ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ માટે કરવો પડે તેવું છે. તેમનાં પણ 'હું પીત લલના' 'જ્યાં જ્યાં' તથા 'અમારી પર્ણકુટી' અને 'દુધને રોટલો' જેવાં કાવ્ય ગુજરાતી કાવ્ય સાહિત્યમાં હંમેશ માટેજ રહેશે, અને 'હૃદયતરંગ' સાહિત્યના અભ્યાસી અને સાહિત્યના રસિકોને ઉપયોગી બની રહેશે. છતાં પણ કહેવુંજ પડે છે કે જ્યારે તેના હૃદયના તરંગો સાથે કાંઇક કલ્પના અને ઉચ્ચ ભાવના ભળે, અને તેમનો કાવ્ય પ્રવાહ કાંઇક વેગ અને વિશાળતા ગ્રહણ કરે ત્યારેજ જાગ્રતિયુગના સાહિત્યકારોમાં તેમને સ્થાન મળી શકે.

ડાહ્યાભાઈ લક્ષ્મણભાઇ પટેલ

આ બંને કરતાં કાંઇક વધારે સારા પ્રમાણુની સેવા રા. ત્રિભુવન પ્રેમશંકરથી થયેલી છે એમ 'વિભાવરી સ્વપ્ન' અને 'કલાપીનો વિરહ' વાંચનારા કબુલ કરશે વિભાવરી સ્વપ્નમાં કલ્પનાએ જે ઉડ્ડયનો બતાવ્યાં છે, તે ખરેખર એક સારા કવિને પણ શોભા અપાવે તેવાં છે. હૃદયના ભાવ, વિચારોનાં અનુસંધાન, અને પ્રસંગોની ઘટના સુંદર અને સુશ્લિષ્ટ સ્વરૂપે. શબ્દમય થવા માટે

ત્રિભુવન પ્રેમશંકર

જોઈએ તે સામગ્રી પૂરતા પ્રમાણમાં ન હોવાથી તે કલ્પનાની મજા બધાથી પૂરેપૂરી જાણી શકાતી નથી, માણી શકાતી નથી એમ લાગી આવે છે. 'કલાપીના વિરહ'માં વિરહની ભાવનાનાં ગાણાંનો ઉદ્દેશ છે. પરંતુ કોઇ જગાએ વિલાપ માત્ર સાંકેતિક પ્રતિનો થઈ ગયો છે; કોઇ કોઈ જગાએ તરંગોનો વેગ અને પ્રવાહ જૂદી રીતનોજ થઈ ગયો છે. કલાપીની પિછાન કે તેની પૂજા સર્વપ્રિય થઈ પડે તેવા પ્રમાણમાં નથી, અને જોઇએ તે કરતાં કાંઈક લખાણ પણ વધારે થઇ ગયું છે. આવાં કારણોને લીધે એક સારૂં કાવ્ય જોઇએ તેટલો સ્વીકાર પામી શકયું નથી એમ લાગી આવે છે. તેમની 'સ્વરૂપ પુષ્પાંજલિ' તો આધ્યાત્મિક કાવ્યોનો સંગ્રહ હોઇ તેમાં રા. ત્રિભુવને પોતાનું હૃદય અને પોતાના વિચાર ગમે તેટલી કળાથી વહેવરાવ્યા હોય તો પણ તે સર્વપ્રિય બની શકે નહિં. તે જાતના લખાણમાં રસ લેનારાઓને માટે તો તે એક સારો સંગ્રહ છે.

આ ઉપરાંત પણ રા. કુંજ, રા. સાગર, રા. કેશવ હ. શેઠ. રા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી એ લેખકોએ પોતપોતાના કાવ્ય સંગ્રહો બહાર પાડયા છે. અને સરળતા અને વિશદતાના થોડા ઘણા અંશો તે બધાનાં લખાણોમાં માલુમ પડે છે.

સાહિત્ય સમૃદ્ધિમાં બહુ ઝાઝો હિસ્સો ન આપેલો હોવા છતાં સ્ત્રી લેખકોની કાંઈક પિછાન આપવી એ ઠીક લાગતાં સૌ. ત્રિભુવન તનયા, સૌ. સુમતિ, સૌ. વિજયાલક્ષ્મી એ ત્રણના પ્રયત્નોની નોંધ લેવી એ જરૂરનું માન્યું છે. એ ત્રણે લેખકો નાની ઉમરમાંજ વિદેહ થયાં છે. ત્રિભુવનતનયા તે રા. ત્રિભુવનદાસ જાદવજીનાં પુત્રી અને રા. રણછોડદાસ માધવજી પ્રેમજીનાં પત્ની. તેમનું નામ ગોદાવરી હતું અને ત્રિભુવન તનયા એ તખલ્લુસથી 'કપોળમિત્ર' તથા 'સુંદરી સુબોધ'

સ્ત્રી લેખકો

ત્રિભુવન તનયા

માં લખતાં. 'અદ્વૈતાનંદિનિ' એ નામથી તેમનાં કાવ્યોનો સંગ્રહ બહાર પાડવામાં આવ્યો છે. હિંદુ સ્ત્રીને સ્ત્રીઓને શીખામણ અને જગતના મિથ્યાત્વ સિવાય બીજું તો શું લખવાનું સુઝે? સૌ. ગોદાવરીબાઈએ તેમાં તે સિવાય છુટક ગદ્ય લેખકો ઉપરાંત બીજું લખ્યું હોય એમ લાગતું નથી.

સુમતિ

સૌ. સુમતિ 'દીનબાલા' તરીકે અને કેટલીક વાર્તાઓના તથા. દક્ષિણ યાત્રાના લેખક તરીકે જાણીતાં થયાં છે. તેમનાં કાવ્યો 'હૃદય ઝરણાં' એ નામથી છપાયાં છે અને સુશિક્ષિત કુટુંબનો વારસો હોઈ જુદા જુદા વિષયો પર પોતાની કલમ સફળતાથી અજમાવવા જેટલું સદ્ભાગ્ય એમને મળેલું હતું. તેમના લખેલા 'મધુરી' નામના નાટકોનો ઉલ્લેખ આગળ થઈ ગયો છે.

વિજયાલક્ષ્મી

સૌ. વિજયાલક્ષ્મી ત્રિવેદીમાં કવિત્વ કાંઈક વધારે સારા પ્રમાણમાં હશે એમ લાગે છે. તેમનાં કાવ્યોનો સંગ્રહ હજી બહાર પડયો નથી. કાવ્યો ઘણાં હોય એમ લાગતું નથી, પણ જે થોડાં છે તે ભાવથી અને સરળતાથી લખાયેલાં છે.

———

# પ્રકરણ ૨૧.

## નાટક.

ગુજરાતી ભાષામાં નાટકનું સાહિત્ય પ્રેમાનંદના સમયમાં પણ હતું, અને પ્રેમાનંદેજ કેટલાંક નાટકો લખ્યાં છે, જેમાંથી ત્રણ હમણાં છપાયેલાં મળે છે, એવું એક પક્ષનું,

પ્રેમાનંદ

તે નાટકો પ્રકાશમાં લાવનાર પક્ષનું, કહેવું છે. તે પક્ષ ખરો હોય તો પ્રેમાનંદનાં નાટકો એ ગુજરાતી સાહિત્ય લેખનમાં એક ચમત્કાર થયેલોજ સમજવો જોઇએ. ઘણીવાર વાદળાં વગર પણ વીજનો ચમકાર થાય છે. તેવો જે તે-ઉત્પાદક કારણોના અભાવે થતું કાર્ય એટલે ચમત્કાર ગણાય. વીજળી માટે જે જે સ્થિતિ આવશ્યક આપણે માનીએ તે તે ચર્મ-ચક્ષુએ નહિં દેખાયા છતાં ચમકારો દેખાય ત્યારે તે જેમ એક ચમત્કાર ગણાય તેમજ આપણી ચર્મચક્ષુએ પ્રેમાનંદને નાટક લખવા પ્રેરનારાં કારણો જણાતાં નહિં હોવાથી આપણને પ્રેમાનં-દનાં નાટકો એ એક ચમત્કાર જ લાગે એ ખરૂં છે કે સાહિત્યના ઉત્પાદક માટે પ્રેરક કારણો જોઇએ જ એવો સિદ્ધાંત બાંધી શકાય નહિં. તો પણ પૂરતા પૂરાવાને અભાવે એ નાટકો પ્રેમાનંદનાંજ છે એમ તો માની શકાતું નથી.

પ્રેમાનંદનાં નાટકો પ્રેમાનંદનાંજ લખેલાં હશે એ સ્વીકારીએ કે ન સ્વીકારીએ તો પણ તે કૃતિની કિમ્મત અને કદરને તેથી કશી અસર થવાની નથી. ગમે તેનાં હો; પણ તે નાટકો ગુજરાતી 'વાચ્ય' નાટકોના સાહિત્યમાં સારો ઉમેરો કરે છે એમ કહેવુંજ જોઇએ.

નાટકોના દૃશ્ય અને શ્રાવ્ય એવા બે વિભાગ કરવામાં આવેલા છે. તેમાંના શ્રાવ્યને 'વાચ્ય' કહ્યાં એ સમજી જવાશે એમ આશા છે. વાચ્ય નાટકોનું સાહિત્ય ગુજરાતીમાં ઠીક ઠીક છે;

તેમાંના કોઈ કોઈ તો દૃશ્ય તરીકે પણું ભજવાયાં છે. તે સાહિત્યની ઉત્પત્તિ નર્મદ દલપત યુગમાં થયેલી હતી. નર્મદાશંકરે અને દલપતરામે બંનેએ નાટકો લખ્યાં છે. નવલરામે પણ લખ્યાં છે. રણછોડભાઈ ઉદયરામે તો સંખ્યાબંધ લખેલાં છે, અને વિદ્યાવિજય, હિમ્મત વિજય, ગુલકાન્ત અને ગોટાલક્ષ્મી, ઉત્તરજયકુમારી, કેસરવિજય, વગેરે જૂદાં જૂદાં નાટકોમાં જૂદા જૂદા પ્રસંગો અને વિષયો વર્ણાયેલા માલુમ પડે છે. આ બધામાંથી સાહિત્યમાં ચિરંજીવ બની રહે તેવાં તો નવલરામનાં વીરમતી અને આનંદચંદા અગર ભટનું ભોપાળુંજ છે, અને રા. રણછોડભાઈનાં લલિતા દુઃખદર્શક અને જયકુમારી વિજય તથા રા. મનસુખરામનું ઉત્તરજયકુમારી સાંસારિક વિષયમાં કાંઇક ચળવળ કરનારાં તરીકે નામગણના પામે તેવાં છે. ગુજરાતી ભાષાનાં નાટકોનો સ્વતંત્ર અને સંપૂર્ણ ઇતિહાસ એક ઉપયોગી અને જરૂરનો પ્રયત્ન છે અને કોઇ પ્રતિષ્ઠિત સાક્ષર તે કામ ન લઈ શકે, તો કોઇ અભ્યાસીએ પ્રયાસ કરવા જેવું છે. અહિં તો બહુ ઉપર ઉપરની પિછાનથી વધારે કરી શકાય તેવું નથી. નર્મદ દલપત યુગમાં જેમ લખનારાઓની સંખ્યા વધવા લાગી હતી તેમજ જાગ્રતિ યુગમાં પણ બની રહ્યું છે. જાગ્રત યુગના

**મણિલાલ**

સારા ગણાતા લગભગ દરેક લેખકે નાટક લખવા પ્રયત્ન કરેલ છે; રા. મણિલાલે 'કાન્તા' લખ્યા પછી 'નૃસિંહાવતાર' કોઇક કંપનીને માટે લખ્યું હતું. 'કાન્તા' એ એક વાચ્ય નાટક તરીકે તો સારો પ્રયત્ન છે, અને જો કે પ્રથમ પ્રયત્ન હોઈ મણિલાલ જે વિજય બીજી કૃતિઓમાં મેળવી શકયા છે તે તો તેમાં મેળવી શકયા નથી, પરંતુ ગુજરાતી સાહિત્યમાં ટકી રહે તેવી તો તે કૃતિ છે.

**ગોવર્દ્ધનરામ**

રા. ગોવર્દ્ધનરામે પણ ક્ષેમરાજ અને સાધ્વી એ નામનું નાટક લખ્યું છે, પરંતુ તે ગોવર્દ્ધનરામની કીર્તિમાં બહુ વધારો કરી શકે તેવું જણાતું નથી.

દોલતરામ કૃપારામ પંડયાએ અમરસત્ર, હરિલાલે પ્રહલાદ નાટક, તથા આર્યોત્કર્ષ, કૃષ્ણરાવ ભોળાનાથ અન્ય લેખકો દિવટીયાએ ભ્રાન્તિ સંહાર, ભીમરાવ ભોળાનાથે દેવળ દેવી, રમણભાઇએ રાઇનો પર્વત. રા. ન્હાનાલાલે ઇન્દુ કુમાર અને જયા જયન્ત એ નાટકો લખ્યાં છે. રમણભાઈનું રાઈનો પર્વત અને ન્હાનાલાલનું જયા જયન્ત એ તો દૃશ્યરૂપે પણ ભજવી શકાય તેવાં હોવાથી પ્રશંસકો તરફથી તે ભજવવાના પ્રયત્નો થયા હતા, અને તે સારી રીતે સફળ પણ થયા હતા.

નાટકોનો મુખ્ય અને મૂળ ઉદ્દેશ આનંદ અને વિનોદ આપવા સાથે સદ્બોધ અને જ્ઞાન આપવાનો છે, પરંતુ સદ્બોધ અને જ્ઞાન તો તેમાં આડકતરી રીતેજ આવે એવું થવું જોઇએ. સદ્બોધ માટે સીધાં ભાષણો દૃશ્ય નાટકોમાં તો અસ્થાનેજ ગણાય. વાચ્ય નાટકોમાં પણ બહુ લાંબા ભાષણો તો કંટાળોજ આપે. જે સદ્બોધ અને જ્ઞાન નાટક મારફત આપવાનાં છે તે તો નાટકોનાં તે તે ગુણોવાળાં પાત્રોનાં કળાભર્યાં આલેખનથી અપાય તોજ બરાબર અપાયાં કહેવાય. સંસાર ચિત્રનાં આબેહૂબ આલેખનો કરતાં, ઉચ્ચ આશય અને ઉત્તમ ભાવનાઓ ખડી કરનારૂં, આનંદ વિનોદના પુષ્કળ પ્રસંગોને સાવધાનપણે કેળવનાર અને મીઠી મજાઓનું લ્હાણું આપનાર નાટકો લોકોપકારક બને છે. આવાં નાટકો જ્યારે વિશુદ્ધ, સંસ્કારી, સરળ અને આકર્ષક ભાષામાં લખાશે ત્યારે તો ગુજરાતનો લોકવર્ગ આજ છે તેથી ખરેખર જૂદી જાતનોજ થઇ જશે.

રમણભાઈના રાઇના પર્વતમાં ઘણા ઘણા ગુણો જોઇ શકીએ છીએ. વસ્તુનું મૂળ જૂની ભવાઇમાંથી લઈ તેને સુંદર રમણભાઇ રીતે કેળવ્યું છે. પાત્રોનું આલેખન યોગ્યતાથી થયું છે, ઉદ્દેશ ઉપકારક અને પ્રબોધક છે, લખાણ સરળ, સચોટ, અને સંસ્કારી છે; વિનોદના પ્રસંગો સારી હુશીયારીથી

કલ્પી કાઢવામાં આવ્યા છે અને સંભવાસંભવની તુલા પર ઠીક નજર રાખવામાં આવી છે. બતાવી શકીએ તેવો દોષ તો એક પણ જણાતો નથી. અને જોકે ઉંચી પ્રતિની કૃતિ તરીકે ગણવા જેટલા ઉમદા સાહિત્યના ઉંચા અંશો તો તેમાં નથી, તોપણ સાહિત્યના અભ્યાસમાં એક સારા પુસ્તક તરીકે સ્વીકારાય, સર્વ પ્રતિના વાચકોને સારો આનંદ આપે અને સારી કૃતિ તરીકે પણ સારૂં સન્માન પામે તેવું તે નાટક છે.

ન્હાનાલાલ

ન્હાનાલાલના ઇન્દુ કુમારને તો નાટક નામ આપવામાં આવ્યું છે માટેજ તેને નાટક કહીએ, બાકી ખરી રીતે તો તે એક કાવ્યજ છે. રચના નાટક જેવી હોવા છતાં તેમાં નાટકના કરતાં કાવ્યના ગુણો વધારે છે અને લગ્નની ઉંચી ભાવના રજુ કરનારાં સારાં કાવ્ય તરીકે તે સારો સ્વીકાર પામે તેવું છે. જયા અને જયન્તની રચના નાટકને વધારે મળતી આવે છે. જો કે તેમાં પણ કાવ્યના ગુણો, વધારે પડતા માલુમ પડે છે ખરા. પરંતુ તેટલું છતાં તેમાં નાટકની મર્યાદાઓ પર લક્ષ રહ્યું છે, પાત્રોમાં ભેદ જોવામાં આવે છે, વસ્તુ અને પ્રસંગોની કેળવણી પર ધ્યાન રખાયેલું દેખાય છે, અને એકંદરે નાટકત્વ સારે અંશે માલુમ પડે છે.

આવાં વાચ્ય નાટકોના કરતાં ગુજરાતી ભાષામાં દૃશ્ય નાટકોની સંખ્યા ઘણીજ મોટી થઇ ગઇ છે, અને હજી થયે જાય છે. લોક વર્ગને આનંદ આપવાના કામમાં નાટક કંપનીઓ બહુ સારી ફત્તેહ મેળવે છે, પરંતુ એકલા આનંદનેજ જોનારા લેખકો બીજી સિદ્ધિઓ તરફ જોઈએ તેટલું ધ્યાન રાખી શકતા નથી. આમ થવામાં કોનો દોષ હશે એ ચર્ચા કરવાનું આ સ્થાન નથી, પરિણામ જણાવવા જેટલું કામ છે. આનંદ આપવો એજ લક્ષ અને લક્ષ્ય હોવાનું કારણ એજ કે તેથી ધન સંચય વધે. આવી કાંઇક ભાવના હોવાથી સામાન્ય પ્રકૃતિના લોકોને તેઓ લઈ શકે તેવો સામાન્ય

આનંદ આપવા માટે ગમે તેવી રચના કરવી પડે તો કરવી, અને તેમાં બીજી ભાવનાનો ઝાઝો વિચાર ન કરવો એવું હોવાથી નાટક લેખનથી કાંઇ પણ સાહિત્ય સેવા થાય એવું લાગતું નથી. દીલગીરીની વાત તો એ છે કે મરાઠી ભાષામાં સારાં સારાં નાટકો ભજવાય છે, અને તે ધનસંચયમાં આડે આવતાં નથી; તેમાં પણ નાટકશાળાઓ તો ભરેલીજ માલુમ પડે છે; દક્ષણી લોકવર્ગ કાંઇ ગુજરાતી લોકવર્ગથી વધારે કેળવાયેલો કે વધારે ઉચ્ચ ભાવનાઓ વાળો હશે એમ પણ માની શકાતું નથી, છતાં પરિણામ તો એ જોઇએ છીએ કે મરાઠી નાટકો કરતાં ગુજરાતી નાટકો કાંઇક જૂદી પ્રતિનાં છે.

બીજા ભજવી ન શકે અને નાટકો પર પોતાની માલેકી સંપૂર્ણજ રહે એ હેતુથી નાટકો આખાં નજ છપાવવાં એવું ગુજરાતી નાટક કંપનીમાંથી ઘણીનું માનવું છે. આખાં છપાવે તો બીજી કંપનીઓ ભજવે, અને પોતાની આવક ઓછી થાય એ બીકને લીધે નાટકો આખાં નથી છપાતાં. માત્ર મોરબી નાટક કંપનીને આ ધાસ્તી તેનાં જૂનાં નાટકો માટે લાગી નહોતી; વાઘજી આશારામ ચાંપરાજ હાંડો, ભર્તૃહરિ, મિંયારાજ, ચંદ્રહાસ, વગેરે નાટકો આખાં છપાયેલાં છે. અને તેથી આપણે જાણી શકીએ છીએ કે તેના લખનાર વાઘજી આશારામ કવિતા લખવામાં તો કાંઇ બહુ સાફલ્ય મેળવી શકયા ન હોતા, તો પણ ગદ્ય લખાણ અને નાટકના વસ્તુની કેળવણીમાં તેઓએ ઠીક વિજય મેળવ્યો હતો. ગદ્ય લખાણમાં જે શિષ્ટત્વ જોઇએ તે તો નથી, તો પણ સંવાદોને રસભર્યા રાખવાની કળા, વિનોદના પ્રસંગોને અધમતાથી દૂર રહીને, પણ હાસ્યોત્પાદક કરવાની આવડત, અને માનવ જીવનના સૂક્ષ્મ પ્રસંગોને કાંઇક આવડતથી નાટકમાં વણી દેવાની કળા એ કાંઇક અંશે વાઘજી આશારામમાં જોઇ શકાય છે.

નથુરામ સુંદરજી

રા. નથુરામ સુંદરજી એ કાઠીયાવાડના બીજા નાટક લખનાર છે. તેમનાં નાટકોની વસ્તુ સંકળના કાંઈક શિથિલ, પાત્રોની સંખ્યા ઘણી હોવાથી પ્રસંગો વગેરેની મર્યાદાઓ પણ વિશાળ, અને નાટકથી જે હેતુ સિદ્ધ કરવો હોય તે સિદ્ધિ માટે કાંઈક વધારે પડતું લંબાણુ એ કાંઈક કળાની ન્યૂનતા બતાવે તેવું છે, છતાં તેમની કવિતામાં ખરો ભાવ, અને કાંઈક કવિત્વ, તેમના ગદ્યમાં ઠીક સંસ્કાર અને યમકાદિ માટેનો નવોજ પ્રયાસ, તેના ઉદ્દેશો હમેશાંજ ઉચ્ચ અને તેની કેળવણી કાંઈક રસભરી, અને એકંદરે લાંબા વખત સુધી ટકી રહે તેવી તેમનાં નાટકોની મજાઃ આ ગુણોથી નથુરામનાં નાટકોને સારી લોકપ્રિયતા મળી હતી. તેમનાં નાટકોમાંથી માત્ર વાચ્ય નાટક 'પ્રતાપ' એ એકજ છપાયું છે. દૃશ્યમાંથી એકે છપાયેલા જાણવામાં નથી.

ડાહ્યાભાઇ ધોળશાજી

અમદાવાદવાળા રા. ડાહ્યાભાઈ ધોળશાજીએ નાટકને ઉંચી કોટિએ લેવા સારૂં સાહસ ખેડયું હતું. સંસ્કૃત શિક્ષક તરીકેનો પોતાનો ધંધો છોડી તેમણે દેશી નાટક સમાજ એ નામથી એક કંપની કાઢી, અને જાતેજ તેને માટે નાટકો લખવા લાગ્યા. તેમનો મદાર જૈન ધર્મના કર્મવાદ પર વધારે હોઈ તેમનાં નાટાકોમાંથી ઘણામાં તેવાજ પ્રસંગો અને તેવાંજ ગીતો સારા પ્રમાણમાં માલુમ પડે છે. વીણાવેલી, ઉમાદેવડી, અશ્રુમતી વગેરે નાટકો અમદાવાદમાં બહુજ લોકપ્રિય બન્યાં હતાં, અને મુંબઈમાં પણ સારો લાભ મેળવી શકયાં હતાં. ડાહ્યાભાઈનાં નાટકો પણ આખાં છપાયેલાં નથી, તેથી તેને વિષે પણ કાંઇ સપ્રમાણ અભિપ્રાય આપી શકાય તેવું નથી. તેમનાં ગીતોમાં સારૂં કવિત્વ માલુમ પડે છે. કવિત્વ ઓછા વત્તા પ્રમાણમાં હોવા છતાં તે તે નાટકોનાં ગાયનો આદ્યન્ત વાંચી જઈ શકાય તેવાં છે. તેમનાં

સંભાષણો સારા સત્ત્વભર્યાં, ભાષા સીધી અને સંસ્કારી, અને સમગ્ર રચના સંકળનાની કળાની પિછાન જણાવે તેવી જાતની છે.

મુંબઇની ગુજરાતી નાટક કંપનીએ બીજી બધી નાટક કંપનીઓ કરતાં વધારે લાંબું આયુષ્ય ભોગવ્યું છે. ભાગ્યના ચડતા ઉતરતા ચક્કરે તે ચડેલી છે. પરંતુ પોતાપણું ટકાવવામાં તે બહુ સમર્થ જણાઇ છે. તેની શરૂઆત કોઈ લેખક તરફથી નહિં, પણ એક કળાવાન ખેલાડીથી કરવામાં આવી હતી. કામસેન રસિકામાંના રસિકાના પાઠથી સર્વ પ્રેક્ષકને મોહવશ કરી દેનાર સ્વ. દયાશંકરે પોતાની લોકપ્રિયતાનો લાભ લેવા મુંબઈ ગુજરાતી નાટક કંપની કાઢી, અને ધનાઢ્ય ભાગીદારોની સારી મદદ મળી જતાં તેમણે સારો વિજય મેળવ્યો. તે કંપનીમાં ભજવાયેલાં અને ભજવાતાં નાટકોની નામાવલી ઘણી મોટી થઈ ગઇ છે. પરંતુ તેના લેખક જૂદા જૂદા હોઇ, વળી એક લેખકની કૃતિમાં પણ જરૂર પ્રમાણે બીજાઓથી સુધારા વધારા કરવાની પદ્ધતિ હોઈ, કાંઇ પણ ટીકા કરવાને અવકાશજ રહેતો નથી. તે કંપનીથી ભજવાતાં ઘણાં ઘણાં નાટકોમાંથી કાંઈક સાહિત્ય ગુણવાળાં જોઇએ તો કુન્દબાલા, જયસિંહ, વીરમંડળ, એવાં એવાં કોઈકમાં ક્યાંક ક્યાંક સરળ ભાવભરી કવિતા હોવા જેટલો સાહિત્યાંશ મળી આવે એવું છે. આખાં છપાતાં નહિં હોવાથી બીજી ટીકા તો જેણે તે જોયાં હોય તેજ કરી શકે. માત્ર "અંજબ કુમારી" નામના એકજ નાટકને માટે ગાયનો વાંચીને પણ સારી ટીકા

**અજબ કુમારી**

કરી શકાય તેવું છે. અજબ કુમારી એક કરૂણ પરિણામ વાળું નાટક છે, અને જો કે તે આખું વાંચવાનું તો બની શક્યું નથી તો પણ તેનાં ગાયનો વાંચતાં તેમાંનું ભાવભર્યું કવિત્વ વાચકને અસર કર્યા વિના ન રહે તેવું લાગ્યું છે. 'ઠારો અગન આંસુથી' 'નીંદરડી મારી ક્યાં ખોવાણી રાજ,' ના જેવાં કરૂણ રસભર્યાં ગીતો ગુજરાતી

ભાષામાં હજી ઘણાં થોડાં લખાયાં છે. તે નાટકમાં બધાંજ ગાયનો સારા કવિત્વવાળાં લાગે છે. 'ખીલી ખીલી રહી આ કેવી ચંદા' વાળું ચાંદની દર્શનનું ગીત, 'ભર લીજે કટોરા ગુલાલ લાલ લાલ' 'એ જરી પ્રતિનું પાણી તું છાંટ' વગેરે ગીતો બધાંજ સારો સાહિત્યાનંદ આપે તેવાં છે. તે કંપનીની પ્રિયતામાં નથુરામના સૌભાગ્ય સુંદરીએ તથા નૃસિંહરાવ વિભાકરનાં નાટકોએ એક વખત સારો વધારો કર્યો હતો. સ્નેહ સરિતા, સુધાચંદ્ર, મધુબંસરી એ નાટકોમાં દૃશ્ય નાટકોના કેટલાક

**વિભાકર**

સારા ગુણો માલુમ પડે છે. પણ આખાં છપાતાં નહિં હોવાને લીધે તેની ખરી કિમ્મત આંકવી એમાં એક જાતનું સાહસ છે. વિભાકરે બુદ્ધ દેવ નામનું એક નાટક બહાર પાડયું છે. પણ તે ગુજરાતી વાચકની નજર હજી સુધી ખેંચી શકયું હોય એમ લાગતું નથી. દૃશ્ય નાટકો ભજવાય ત્યારે જે કાંઇક અતિશયત્વ દરગુજર થઈ શકે છે તે તેવાં નાટકના વાંચનમાં દરગુજર થઇ શકતું નથી. કારણ ગમે તે ગણીએ, પણ તેની મજા તો કાંઇક ઓછી થઈ જાય છે જ. આવું હો, કે બીજું કાંઇ કારણ હો, જેની ચર્ચામાં પડવાનું અત્યારે આપણું કામ નથી, પણ વિભાકરનું તે નાટક હજી કોઈની દૃષ્ટિએ ભાગ્યેજ પડયું લાગે છે.

પ્રવેશિકામાં નાટકો વિષે આટલી ચર્ચા એ પણ વધારે પડતીજ લાગી છે, છતાં અભ્યાસીને આ ક્ષેત્ર પણ ખેડવા જેવું છે એવી ભલામણ કાંઇક પિછાનથી અપાય તો સારૂં એમ માની આટલી વિગત આપી છે. પ્રકરણના પ્રારંભમાં કહ્યું છે તેમ આ એકજ વિષયને પોતાના અભ્યાસના એકજ વિષય તરીકે લઇ, જો કોઈ જુવાન લેખક કે અભ્યાસી ઇતિહાસની દૃષ્ટિથી સંપૂર્ણ સમાલોચના કરી, ચર્ચા ઉપસ્થિત કરે, તો તેનો બદલો ફુલ નહિં, તો ફુલની પાંખડી જેટલો બદલો-મળી જાય એવું તો ખાતરીથી કહી શકાય.

દૃશ્ય નાટકોમાં બીજાં પણ કોઇ સારાં ગણાતાં હશે. ઉપર ગણાવ્યાં તે ઉપરાંત નવલ કુસુમ, અનસૂયા, સુકન્યા સાવિત્રી, કૃષ્ણ ચરિત્ર, માલતી માધવ એવાં એવાં કોઈ કોઇનાં નામ સાંભળવામાં આવ્યાં છે. વાંકાનેર નાટક કંપનીવાળાનાં નરસિંહ મ્હેતો અને મીરાંબાઈ એ બે નાટકોએ નાટક જોનારી આલમને જે મોહ લગાડયો હતો અને નાટક કંપનીને જરા દિશાફેર બતાવ્યો હતો તેની પણ નોંધ લેવા જેવું છે. લલિતનું 'સીતા વનવાસ' નામનું નાટક કાઠિયાવાડમાં એક કંપની તરફથી ભજવવામાં આવ્યું હતું અને તે વખતે તો તે બહુ પ્રશંસા પામ્યું હતું. તેનાં ગાયનો તો બધાં સારાં કવિત્વથી અંકાયેલાં છે, અને બીજું લખાણ પણ સારા વાંચન તરીકે સન્માન પામે તેવું છે. તે છપાય નહિં, ત્યાં સુધી વધારે વિવેચનને માટે અવકાશજ નથી.



# પ્રકરણ ૨૨



## માસિકાદિથી ઉત્પન્ન થયેલું અને સામાન્ય ગદ્ય સાહિત્ય.

ગુજરાતી ગદ્યલખાણુની શરૂઆત વર્તમાનપત્રોથી, સભાઓથી, અને માસિકોથી થઈ હતી; વર્તમાનપત્રો અને સભાઓ ગદ્યસાહિત્ય ઉત્પન્ન કરવામાં સીધી રીતે તો બહુ મદદ કરતાં નથી, તોપણ માસિકો તો તે સેવા બજાવી રહ્યાં છે. સાહિત્ય ઉત્પાદક શક્તિવાળાં માસિકોમાં 'પ્રિયંવદા' ઘણું કરીને પહેલું ગણાશે. જૂનામાં જૂના 'બુદ્ધિપ્રકાશ'ની સેવા તો ઘણાં વર્ષો થયાં હજી ચાલુજ છે; પરંતુ પ્રિયંવદા, સુદર્શન, ભારતી ભૂષણ. ચંદ્ર, એમણે ભૂતકાળમાં, અને જ્ઞાનસુધા, મહાકાલ, વસન્ત અને સમાલોચક, એમણે વર્તમાન કાળમાં ગદ્ય સાહિત્યને વલણ આપવામાં જે સેવા કરી છે, તેના પ્રમાણમાં બુદ્ધિપ્રકાશ હમણાં બહુ કરી શકતું હોય એમ કહેવાતું નથી. ગુજરાતશાળાપત્રે નવલરામ પછી તો શાળોપયોગી સ્વરૂપજ પકડયું છે તેથી હવે તેની સેવાની દિશા ફરી ગઇ છે.

માસિકો ઉપર ગણાવ્યાં તેટલાંજ હતાં કે આજે તેટલાં જ છે એમ માનવાનું નથી. જૂનાં માસિકોમાં સત્ય પ્રકાશ, વિજ્ઞાન વિલાસ, સૌરાષ્ટ દર્પણ, ડાંડીયો, ધર્મપ્રકાશ વગેરે ઘણાં ઘણાંનાં નામ આપી શકાશે. જાગ્રતિ યુગમાં વિવેચક નામે એક ઉંચા ઉદ્દેશવાળું માસિક શરૂ થયું હતું, પણ બહુ ટકી શક્યું નહિં. આર્યધર્મપ્રકાશ તો જૂનામાં ગણી શકાય તેટલું આયુષ્ય ભોગવવા ભાગ્યશાળી થયું છે. જ્ઞાતિ કે સંપ્રદાય માટે બહાર પડતાં માસિકોમાં જૈનહિતેચ્છુ ખાસ નોંધ લેવા લાયક છે. તેના તંત્રી રા. વાડીલાલ મોતીલાલ શાહ એક સારા વિચારક અને

નિડરતાથી પોતાના અભિપ્રાય બહાર પાડનાર તરીકે સારી સેવા બજાવી રહ્યા છે.

માસિકોની નોંધ લેતાં પાંચ છ વર્ષનું આયુષ્ય ભોગવી તેના તંત્રીના અવસાન સાથે જ બંધ પડેલ વીસમી સદીની પણ નોંધ લેવી જોઈએ. તેના તંત્રી શેઠ હાજી મહમ્મદ અલારખિયા શીવજીનો ગુજરાતી સાહિત્ય માટેનો પક્ષપાત ઘણા વખતથી ગુજરાતે જાણેલો હતો. 'ઈમાનનાં મોતી'-એડવિન આર્નોલ્ડનાં Pearls of faith નું ભાષાંતર-આપ્યા પછી 'નુરજહાન્' અને 'રશીદા'થી તો ઠીક ઠીક જાણીતા થયા હતા. પણ તે બધાના કરતાં ગુજરાતમાં તે વધારે જાણીતા અને માનીતા તો વીસમી સદીથી થયા હતા. વીસમી સદીને ચાલુ જમાનાના વાચકોને આનંદ આપનાર સારી પ્રતિના માસિક તરીકે બનાવવાની તેમની ઈચ્છા થોડે ઘણે અંશે પાર પડેલી જોવા તે ભાગ્યશાળી થયા હતા. ખાસ કરીને ચિત્રકળાને સારો વિકાસ આપવા, ચિત્રકારોને અને સાહિત્યકારોને સામાન્ય વાચકો આગળ માનવંત પદે મૂકવા, અને ગુજરાતમાં ચિત્રકળાની કદરશૂન્યતાને દૂર કરવા તેમણે સારા પ્રયાસ કર્યા, આત્મભોગે અને સ્વાર્થત્યાગે પણ પ્રયાસ કર્યા, અને સાહિત્ય અને ચિત્રકળા સાથેજ હોવાં જોઈએ એ ગુજરાતને બતાવી આપવા માટે પોતાના સર્વસ્વને હોમી દીધું. ગુજરાત તેના પુત્રો તરફ બેકદર તો રહેલ છેજ. બીજા માટે ગમે તેટલું બેકદર રહેલ હોય, તોપણ વીસમી સદીના ઉત્સાહી તંત્રીની કદર તેની ફાઈલોની નવી નવી અનેક આવૃત્તિની માગણી કરીને, ખપાવીને કરવા જેટલું સ્વમાન દાખવી રહે એવું કોણ નહિં ઈચ્છે?

માસિકોમાં આવેલા ગદ્ય લેખોમાંથી સારા સારાનો સંગ્રહ તે તે લેખકોએ કરેલો છે. અને 'ચારિત્ર' 'બાળવિલાસ,' 'સુદર્શન

ગદ્યાવલિ' 'કવિતા અને સાહિત્ય,' 'હાસ્ય મંદિર' અને 'આપણો ધર્મ' એ પુસ્તકો તે પ્રમાણે લખાયેલા લેખોનેજ ઘણેભાગે આભારી છે. છુટક છુટક સારા સારા લેખો હજી પુસ્તકરૂપે છપાયા ન હોય તેવા ઘણાએ માસિકોની ફાઈલોમાં પડયા હશે, અને કોઈ ધૈર્યવાન અભ્યાસી મહેનત ન કરે ત્યાંસુધી તેમાંથી ચુંટણીનો લાભ મળવાનો સંભવ નથી. માસિકોમાં ગદ્ય તથા પદ્ય બંને જાતનાં લખાણ આવે છે, અને જેમ ગદ્ય માટે કહ્યું તેમજ પદ્ય માટે પણ થોડા ઘણા પ્રમાણમાં બન્યું છે. જાગ્રત યુગની કવિતામાંથી થોડી ઘણી માસિકોમાં આવી ગયેલી જાણવામાં આવશે. પરંતુ પદ્યલેખક પોતાની કૃતિને બહાર પાડવા જેટલા ઉત્સુક હોય તેટલા ઉત્સુક ગદ્યલેખક હોતા નથી. સામાન્ય ગદ્ય લખાણના વાંચનારા થોડા હોવાને લીધે પ્રેરકબળ પણ ઓછુંજ હોય છે. પણ હળવે હળવે ગદ્ય પુસ્તકોની માગણી થવા લાગી છે; વાર્તા નવલકથા સિવાયનાં પુસ્તકોની પાઠય પુસ્તકો તરીકે જરૂર પડવા લાગી છે; એટલે આશા છે કે ગદ્ય લખાણમાં કાંઈક નવો વેગ આવશે; સારા ગદ્ય લખાણની કાંઈક કદર થવા લાગશે. હમણાં તો નાની મોટી વાર્તા અને નવલકથા સિવાય બીજી જાતનાં લખાણ બહુ જુજ માલુમ પડશે.

નિબંધો અને લોકોપયોગી હકીકત સારા રૂપમાં લખવાની કળા હજી તો ગુજરાતીમાં આવી જણાતી નથી.

જીવન ચરિત્રો

તોપણ જીવનચરિત્ર વિષે કાંઇક કાંઈક ઠીક પ્રયત્ન થવા લાગ્યા છે. સાહિત્ય ગૌરવવાળાં સારાં જીવન ચરિત્રો તો ગણ્યાં ગાંઠયાં છે. પ્રેસિડન્ટ લિંકન, (ગુ. વ. સોસાયટી) રાજા રામમોહન રાય (ગુ. વ. સોસાયટી) ગોવર્દ્ધનરામ, (કાન્તિલાલ છગનલાલ પંડયા) રાનડે, (દેવાશ્રયી) નંદશંકર, નર્મદાશંકર અને નવલરામનાં જીવન ચરિત્ર ઉપરાંત શ્રી સયાજી સાહિત્ય માળામાં રા. રામલાલ ચુનીલાલ મોદીકૃત

ભાલણ, અને અમુક પ્રકારે રા. જયસુખરાય જોશીપરા કૃત મણિશંકર જટાશંકર કીકાણી એટલામાં આપણી જીવન ચરિત્રની નામાવલિ પૂરી થઈ જાય છે. મહીપતરામ કૃત દુર્ગારામ મહેતાજી તથા કરસનદાસ મુલજીનાં જીવનની નોંધ તો પહેલાં લેવાઈ ગઈ છે. તે ઉપરાંત તેમનું પાર્વતીકુંવર આખ્યાન, અને રા. કૃષ્ણરાવ ભોળાનાથનું ભોળાનાથભાઇનું જીવન, એ એક અગર તો બીજી રીતે કાંઈક નોંધ લેવા લાયક ગણાય તેવાં જીવનો છે. આ ઉપરાંત નેપોલીઅન બોનાપાર્ટ, વીલીયમ ટેલ, જ્યોર્જ વોશિંગટન, ગેરીબાલ્ડી, અને મેટઝીની તથા ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, ગોખલે અને દાદાભાઈનાં જીવન પણ લખાયેલાં છે. પરંતુ તેવાં બધાંની યાદી એકત્ર કરીએ તોપણ ગુજરાતી સાહિત્યને શોભા આપે તેવી યાદી તો થઈ શકે નહિં. નારાયણ હેમચંદ્રનું 'હું પોતે' ના જેવું લખાણ તો તે એકલું જ છે.

**નારાયણ હેમચંદ્ર**

સામાન્ય ગદ્યલખાણનો વિચાર કરીએ તો ઉપર ગણાવ્યા છે તે લેખકો ઉપરાંત એક નારાયણ હેમચંદ્ર અને બીજા અમૃતલાલ સુંદરજી પઢિયાર એ બેનાં નામ ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં ગણાવવા જેવાં છે. નારાયણ હેમચંદ્રે ઘણે ભાગે તો બંગાળી પરથી ભાષાંતરજ કર્યાં છે; અને વાર્તાઓ, નવલકથાંઓ, અને બે એક નાટકો ઉપરાંત, નાનાં જીવન ચરિત્રો, સાહિત્યચર્ચા, પ્રેમચર્ચા, નાટયચર્ચાના જેવા ચર્ચાત્મક લેખો, તથા મા અને છોકરાંના જેવાં સામાન્ય જનોપયોગી નાનાં પુસ્તકો એટલાં બધાં લખ્યાં છે કે તેની લેખન ઝડપ માટે આપણને વિસ્મય થયા વગર રહે નહિં. તેમનાં નાનાં નાનાં પુસ્તકોના સંગ્રહો જ્ઞાનમંદિર, કીર્તિમંદિર એવા નામથી કરવામાં આવ્યા છે, અને સાધારણ પ્રતિનું સાહિત્ય પૂરું પાડવામાં તેમણે લીધેલા અથાગ શ્રમના પુરાવા તરીકે તે આપણી વચ્ચે મોજુદ છે. છતાં પણ નારાયણના ઘણા લેખો અને

પુસ્તકો ફરી છપાતાં નથી એમ લાગે છે, અને ધાસ્તી છે કે કદાચ તે અજાણમાં રહેવાથી ભુલાઈ જવાનો પણ પ્રસંગ બની જાય. નારાયણનું લખાણ બહુ ઝડપથી થતું હતું તેથી શબ્દદોષ કે રચનાદોષ, વ્યાકરણદોષ કે સંબંધદોષ રહી જાય તે તો દરગુજર કરી શકાય, પરંતુ લખવાની ઉતાવળમાં કેટલીક વાર શુદ્ધિની દરકાર જ ન રહેતી હોય તેવું તેનું લખાણ હોવાથી, તેનાં પુસ્તકોમાંથી ઘણાં થોડાં સારા સાહિત્યમાં સ્થાન પામે તેવાં છે.

**અમૃતલાલ પઢિયાર**

અમૃતલાલ પઢિયારને સ્વર્ગના ઈજારદાર તરીકે અને એક સાધુ પુરૂષ તરીકે વર્તમાન કાળના ગુજરાતીઓ ઓળખે છે. શરૂઆતમાં વૈદ્ય તરીકે ધંધો શરૂ કરી, હળવે હળવે સાધુ જીવન તરફ અને સ્વર્ગનાં પુસ્તકો લખવા તરફ એમણે પ્રવૃત્તિ કરી હતી. અને 'પ્રેમ પ્રેમ ને પ્રેમ'ના પુસ્તકથી લેખકતરીકે શરૂઆત કરનાર 'સ્વર્ગના વિમાન'થી વધારે જાણીતા થયા હતા. સ્વર્ગના વિમાન પછી તો સ્વર્ગનાં પુસ્તકો ઝપાટાબંધ લખાવા લાગ્યાં. તેમનાં પુસ્તકોમાં પુનરૂક્તિ અને એકની એક વાતનું પિષ્ટપેષણ વધારે થયા કરે છે, અને એકાદ બે પુસ્તક વાંચ્યા પછી લેખકના વિચારો કેટલા ભાવથી અને કેટલા બળથી બહાર આવ્યા કરે છે તે જોવા સિવાય બીજું વધારે જોવાનું મળે તેવું નથી. તેમનાં પુસ્તકોમાં કોઈ કોઈ વાર ગંભીર વિષયને એકતરફી રીતે ચર્ચાયેલો જણાશે, તો કોઈ વાર સાધારણ વિષયને સુંદર રીતે શોભાવેલો લાગશે. એકંદરે જોતાં તેમને સાધુ પુરૂષ ગણવામાં આવે છે, તેમજ તેમનાં લખાણ પણ સાધુ પુરૂષના વિચારોનો પ્રવાહ જ માની શકાય. સામાન્ય લોકોને તેઓ સમજી શકે તેવી વાતો કરી, તેમના હૃદય પર અસર કર્યા પછી તે અસરને દૃઢતર કરવા ભાવ, આગ્રહ, ઠોક અને પુનરૂક્તિનો બને તેટલો ઉપયોગ કરી વાચકને તન્મય કરી દેવો, તેને અનુકૂળ રહી' સમજાવવા પ્રયત્ન કરવો, અને તેને સમ-

જાળવવામાંજ પોતાની સર્વ સિદ્ધિનો સમાવેશ કરવો! આવી જાતનાં શ્રી પઢિયારનાં લખાણુ સામાન્ય જનને વિચાર કરાવનારાં અને સારા વાતાવરણમાં વિહાર કરાવનારાં છે.

**ભામિનીભૂષણ**

સ્વ. અમૃતલાલ પઢિયારનાં લખાણ જેમ સ્ત્રી પુરૂષ બંને માટે લખાયેલાં છે, તેમ ભામિનીભૂષણ મુખ્ય ભાગે સ્ત્રીઓ માટે લખાયેલ છે અને તેની અસર સ્ત્રીઓપર ઘણી સારી અને ઉંડી થઇ છે. શ્રીમાન નૃસિંહાચાર્યે તેના જેવું બીજું પુસ્તક લખ્યું હોય એવું જાણુવામાં નથી.

**સુંદરી સુબોધ**

સ્ત્રીઓ માટેનાં લખાણ લખતાં સુંદરી સુબોધ માસિક વિષે પણ નોંધ લઈ લેવી ઘટે છે. તે માસિકે શરૂઆતમાં તો ગુજરાતી સ્ત્રીઓને સારો લાભ મળે તેવી પ્રવૃત્તિ કરી હતી-પ્રકાશ આપ્યો, ઉત્સાહ આપ્યો, વાંચન આપ્યું, અને સુંદરી સુબોધ એ નામ સાર્થક કર્યું. હજી પણ તેની સેવા તો ચાલુ છે, કાંઈક વિસ્તૃત રૂપમાં ચાલુ છે; પરંતુ તેના પરની લોકોની શ્રદ્ધા કાયમ હોવા છતાં તેને માટે લાગણી અને પ્રેમ કાંઈક ઓછા થયાં છે; તેનું કારણ જોઇએ તો માત્ર તેનું અનિયમિતપણુંજ છે. પરંતુ તેવું તેવું પણ તે સુંદરીઓ માટે વાંચન પૂરૂં પાડનારૂં હજી એકલુંજ છે. ઘણા વર્ષો સુધી પારસી પ્રકાશકોના હાથમાં રહેલું 'સ્ત્રીબોધ' હમણાં ગુજરાતી તંત્રીના હાથમાં આવ્યું છે અને આશા રાખીશું કે ભૂતકાળમાં અમુક ભાગની સેવા તેણે કરી છે તેથી આગળ વધી હવે સમસ્ત ગુજરાતની સેવા કરવા તે ભાગ્યશાળી બને.

વર્તમાન પત્રો અને માસિકોએ નવલકથા અને વાર્તાનું સાહિત્ય વધારીને એક ખાસ સેવા કરી છે. વર્તમાન પત્રોમાં ચાલુ વાર્તા આપવાનો રિવાજ તથા વર્ષ આખરે ભેટ તરીકે નવલકથા

કે વાર્તા આપવાનો રિવાજ ગુજરાતીમાં ઘણીક નવલકથાઓ લખાવવાનું કારણ બન્યો છે. સ્વતંત્ર રીતે નવલકથાઓ નથી લખાઈ એવું તો કાંઈ નથી, તોપણ નવલકથાઓનો ચાલુ ચીલો તો વર્તમાનપત્રોએજ તાજો રાખ્યો છે એમ કહી શકાશે. ગુજરાતી, પ્રજાબંધુ, સયાજી વિજય, એ વર્તમાન પત્રો, તથા ભારત જીવન, સુંદરી સુબોધ એ માસિકોએ તો ઘણાં વર્ષોથી તે રિવાજ ચાલુ રાખેલો છે અને તે દ્વારા કાંઈક ઠીક ઠીક નવલકથાઓ ગુજરાતીમાં લખાઇ છે. 'ગુજરાતી' પત્ર તરફથી બહાર પડેલ નવલકથાઓ ઘણે ભાગે ઈતિહાસને અવલંબી લખવામાં આવી છે, અને હિન્દ અને બ્રિટાનિયા, દિલ્લી પર હલ્લો, અઢારમી સદીનું હિંદુસ્થાન, પાટણની પ્રભુતા એ સારી ગણાય તેવી ઐતિહાસિક નવલકથા તે પત્ર તરફથી પ્રકટ કરવામાં આવી છે. ઔરંગજેબ અને રાજપૂતો, અને વેરની વસુલાત એ પણ સારાં પુસ્તકોમાં ગણી શકાય તેવી નવલકથાઓ છે. 'ગુજરાતી'એ ઘણે ભાગે હિન્દના ઇતિહાસ પર લખાવ્યાં છે, જ્યારે ચુનીલાલ વર્ધમાન શાહે ઘણે ભાગે ગુજરાતના ઇતિહાસ પરથી નવલકથાઓ યોજેલી છે. 'ભારત જીવને' મેવાડના ઇતિહાસ પરથી, અને સુંદરી સુબોધે વર્તમાન સમયના સંસાર ચિત્ર પરથી પોતાનાં વસ્તુ ઉપજાવી કાઢયાં છે. પાટણની પ્રભુતા અને એજ લેખકના ગુજરાતના નાથ વિષે તથા સુંદરી સુબોધ તરફથી અપાયેલ યોગિની તથા બાલા અને રસીલી વાર્તાઓ વિષે તો આગળ કહેવાઈ ગયું છે. બીજી નવલકથાઓ વિષે ખાસ કહેવાની જરૂર જેવું નથી. ઊંચા સાહિત્યમાં જેની ગણના થાય તેવી નવલકથાઓ તો બે ત્રણેક સિવાય હજી ગુજરાતને અજાણી છે. આગલાં પ્રકરણોમાં જેની નોંધ લેવાઈ ગઇ છે તે ઉપરાંત તો માત્ર રા. દોલતરામ પંડયાની કુસુમાવલિનીજ નામગણના કરીએ તો બસ થશે. કુસુમાવલિમાં લાંબાં લાંબાં ભાષણો અને નિબંધ જેવાં લખાણો નવલકથામાં અસ્થાને છે એટલુંજ નહિં, પણ તેથી પુસ્તકનું સ્વરૂપ બહુ બદલાઇ જાય છે. નથી તે

કુસુમાવલિ

નવલકથા કહેવાય તેમ, કે નથીં તે વિચારવા યોગ્ય નિબંધાત્મક કે ચર્ચાત્મક પુસ્તક ગણાય તેમ. સળંગ વાર્તા હોત તો વાર્તા તરીકે તો ઠીક માન પામત. તોપણુ એકંદરે એક ઠીક પુસ્તક તરીકે તેનો સારો સ્વીકાર થયો છે.

ગુજરાતી નવલકથાઓમાંથો કેટલીક તો બીજી ભાષામાંથી ભાષાંતર ગુજરાતીમાં આવી છે. અંગ્રેજીમાંથી તેના તે સ્વરૂપમાંજ ભાષાંતરં કરવાનો ઉત્સાહ પારસી લેખકોએ ઘણો સારો બતાવ્યો છે. પરંતુ ગુજરાતી જીવન તદ્દન જૂદી પ્રતિનું હોઇ તે પુસ્તકો ગુજરાતીઓઓને વાંચવામાં બહુ આનંદ આપે તેવાં બનતાં નથી. તો પણ તેવા પ્રયત્નની શરૂઆત કરનારા શેઠ કેખુશરૂ કાબરાજીની 'દુખીયારી બચુ' કાંઇક રસથી વાંચી શકાય તેવું છે. ગુજરાતીઓ ઘણે ભાગે હિન્દી, મરાઠી, કે બંગાળીમાંથી ભાષાંતર કરે છે. અંગ્રેજીમાંથી પણ થાય છે, પરંતુ પ્રમાણમાં કાંઇક થોડાં. અંગ્રેજીમાંથી ભાષાંતર કરવામાં ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયાએ કેવી સફળતા મેળવી છે એ મોહિની, આસીસ્ટંટ કલેકટર, સીતારનો શોખ, ટોલ્સટોયની વાર્તા વગેરેની લોકપ્રિયતાથી જાણવામાં આવે છે. ભોગીન્દ્રરાવનાં નાની નાની વાર્તાદ્વારા સુંદર સદ્બોધ આપનાર 'સ્ત્રીઓ ને સમાજસેવા' એ પુસ્તકનું નામ તો ઉપર ગણાવાયું છે. તે ઉપરાંત 'ઉષાકાન્ત' અને મૃદુલા' એ બે સ્વતંત્ર નવલકથાઓ છે; 'ઉષાકાન્ત'નો પ્રારંભ ભાગ એક સારી પ્રતિનાં લખાણ તરીકે પ્રિય બને છે, પરંતુ છેવટ સુધી તે સમાનતા જાળવી નહિં રહેલું હોવાથી કાંઇક શિથિલ બની જાય છે. ચાલુ જમાનાના મિત્રમંડળની ભાવના અચ્છી રીતે ખડી કરનારં 'મૃદુલા' એ એક નાની નવલકથા છે.

ભોગીન્દ્રરાવ દિવેટિયા

સ્વતંત્ર રીતે લખાયેલી એટલે કે ભેટપોથી તરીકે નહિ અપાયેલી એવી નવલકથાઓમાં સુધાહાસિની (સૌ. વિદ્યા

તથા સૌ. શારદાકૃત), રજની (પરિષદ બંગાળ કમીટી તરફથી પ્રકટ થયેલ), ચોખેરવાલી (ધનશંકર હીરાશંકર), ઉષ:કાલ (પ્રસન્નગૌરી મહેતા), અલક્ષ્ય જયોતિ (રા. શિવભાઈ), વિપિન અને મોગલ સંધ્યા (રાજેન્દ્ર દલાલ કૃત), એ બધી ફુરસદે વાંચવા લાયક અને ઘરનાં પુસ્તકાલયમાં વસાવવા લાયક છે. તેમાંની પહેલી મૂળ બંગાળીમાં છે, પણ ગુજરાતીનું ભાષાંતર તો અંગ્રેજી પરથી થયેલ છે. ત્યાર પછીની ત્રણ બંગાળીમાંથી સીધાં ભાષાંતર છે; ઉષ:કાલ મરાઠીમાંથી ભાષાંતર છે અને પછીની ત્રણ સ્વતંત્ર રીતે લખાયેલી છે.

**નાની વાર્તાઓ** નવલકથાની પેઠેજ હમણાં હમણાં નાની વાર્તાઓનો પણ શોખ વધતો ગયો છે અને ઘણે ભાગે ભાષાંતર થતાં હોવા છતાં તેવી કૃતિમાં પણ સારી કળા હળવે હળવે ખીલતી જાય છે. એક કે એકાદ બે પ્રસંગ પરથી, અમુક નિશ્ચિત ઉદ્દેશથી, પણ સફળતાથી બધી કળાનો ઉપયોગ કરી, બનાવો જેમાં તુર્ત તુર્ત આવે અને પરિણામ તરફ સીધો પ્રવાહ સપાટાબંધ ચાલ્યો જાય તેવી જાતની ટુંકી વાર્તાઓ લખવામાં સારી હુશિયારીની જરૂર પડે છે.

**કનૈયાલાલ મુનશી** કનૈયાલાલ કૃત મારી કમળા અને બીજી વાર્તામાં આ કળાના સારાં દર્શન થાયછે.

**કેશવપ્રસાદ દેશાઇ** રા. કેશવપ્રસાદ દેશાઇએ લખેલી 'મારી વીસ વાર્તાઓ' પણ તે જાતનો સારો પ્રયાસ છે. સુંદરી સુબોધ તરફથી બહાર પડેલી રસીલી વાર્તાઓના બે ભાગ વિષે તો ઉલ્લેખ થઇ ગયો છે. ધનશંકર હરીશંકર કૃત વાર્તાવૃક્ષ, અને શા. ચતુર્ભુજ કૃત રત્નગ્રંથી એ પણ સારી વાર્તાના ગુચ્છ છે. રત્નગ્રંથીમાં હાલના જુવાનીઆઓનો વેપાર તરફનો અભાવ દૂર કરવા વેપારથી કેવી રીતે વિજય

મળે છે એ બતાવનારી વાર્તાઓ લખવામાં આવી છે. આ ઉપરાંત સસ્તા સાહિત્ય તરફથી ટુંકી વાર્તાના બહાર પડેલા ભાગો આ જાતના સાહિત્યમાં સારો વધારો કરે છે.

સ્વ. રણુજીતરામની જે ચાર પાંચ વાર્તાઓ છે તે છુટક છુટક અને નામ વગર છપાયેલી હોઈ વાચકોના લક્ષમાં તેમની કૃતિ તરીકે તો ભાગ્યેજ આવી હશે. સ્વ. નારાયણુ હેમચંદ્રે પણુ ટુંકી વાર્તાઓ, અને ટુંકા જીવનોનો સારો જથ્થો આપેલો છે. સ્વ. ભોગીન્દ્રરાવે માસિકમાંજ છપાવેલી 'નામદાર સર ખેડુત' નામની એક વાર્તા એક અચ્છું ચિત્ર અને વિચારણીય ધ્યેય રજુ કરે છે. ચંદ્રશંકર પંડયાએ પાંચ પ્રેમ કથાઓ લખી ટુંકી વાર્તા લખવાની શરૂઆત કરી છે. નાની ટુંકી વાર્તાના નવા લખનારાઓમાં હમણાં તો ખાસ બે વ્યકિત કાંઈક સારી આશા આપી રહ્યા છે. તેમાંના એક સમાલોચકમાં લખે છે અને બીજા સાહિત્યમાં. સમાલોચકમાં લખનાર ધનસુખલાલ કૃષ્ણુલાલ મ્હેતા છે, જેમની કલમબંધીમાં એક સાધારણુ વાર્તારસ ઉપરાંત બીજું પણુ મંજાનું વહેન વહી રહેલું છે. તેને વિષે તો હવે તો પછીના પ્રકરણુમાં કાંઈક ઉલ્લેખ કરવાનો છે.

સાહિત્યમાં 'નારદ' ના તખલ્લુસથી લખનાર હજી તો શરૂઆત કરતા હોય તેવું લાગે છે. છતાં ટુંકી વાર્તામાં પ્રસંગોને રસભરી રીતે કેળવી, લખાણુ સાદું સ્પષ્ટ અને સીધું રાખી રા. નારદ સારી અસર ઉત્પન્ન કરી શકે છે. સારા વાર્તા લેખકમાં જોઈતા ઘણા ગુણો તેમનામાં હોય એવું જાણી શકાય છે.

વાર્તાઓ સંબંધેની વાત પૂરી કરતાં પ્રો. બેઇન કૃત કાલ્પનિક પણુ ઉત્તમ ભાવ અને સુંદર ચિત્ર ખડું કરે તેવી રીતે લખાયેલી વાર્તાનાં થયેલાં ભાષાંતરની પણુ નોંધ લેવી ઘટે છે. 'ઉષાનંદિની

સ્વ. સૌ. ઉર્મિલાએ, 'ઈન્દુકલા' સ્વ. નલિનકાન્ત નરસિંહરાવ દિવટિયાએ તથા 'નીલનેની' અને 'અનંગ ભસ્મ' સાકરલાલ અમૃતલાલ દવેએ ગુજરાતીમાં ઉતારી છે.

---

## પ્રકરણ ૨૩.

### ભાષાંતર.

**સંસ્કૃત.**

ભાલણ

સંસ્કૃતમાંથી ભાષાંતર કરી તે ભાષામાંના જ્ઞાનનો અને વાતોનો ગુજરાતી જાણનારાઓને લાભ આપવાનું ઘણા જૂના સમયથીજ શરૂ થયેલું જણાય છે. જૂના ભાષાંતરકારમાં નોંધ લેવાલાયક ભાલણ છે. તેણે સપ્તશતીનું અને ભાગવત દશમસ્કંધનું ભાષાંતર કરેલ છે, અને કાદમ્બરી જેવા ગદ્ય કાવ્યનું પણ ગુજરાતીમાં પદ્યમાં એક સુંદર કૃતિ કહેવાય તેવું રૂપાંતર–ભાષાંતર જેવું જ રૂપાંતર–કરેલ છે.

નરહરિ

નરહરિકૃત ભગવદ્ગીતાનું ભાષાંતર પણ નોંધ લેવા લાયક છે. પરંતુ આવાં ગણ્યાં ગાંઠયાં પુસ્તકો ઉપરાંત સાહિત્ય સમૃદ્ધિને પોષે એવાં ભાષાંતરો જૂના કાળમાં બહુ ઘણાં નથી. નર્મદ દલપતયુગના પ્રારંભ સાથે ભાષાંતર કરવાના મોહનો લગભગ પ્રારંભ થયો અને જેમ જેમ સંસ્કૃતનો પરિચય વધતો ગયો, અને ગુજરાતી ભાષામાં તે ભાષાનાં સાહિત્યને ઉતારવાની જરૂર જણાવા લાગી, તેમ તેમ હળવે હળવે ભાષાંતરો થવા લાગ્યાં. છતાં પણ ભાષાંતર માટે જે ખાસ ગુણો જોઈએ તે બહુ નહિં દેખાવાને લીધે થયેલાં

ભાષાંતરો નવીનતાના મોહને લીધે, કે ભાષાંતરકાર તરફના પક્ષપાતને લીધે, કે સંસ્કૃત સાહિત્યની જેવી મળે તેવી પ્રસાદી મેળવવાના લોભને લીધેજ ચાલુ રહેવા લાગ્યાં. સંસ્કૃતના મહા કાવ્યોમાંથી તો કોઇનું ભાષાંતર સાહિત્ય ભંડારમાં ઉમેરો કરી શકે તેવું હજી સુધી થયું નથી. ખંડ કાવ્યોમાંથી

મેઘદૂત

મેઘદૂતનું ભાષાંતર પાંચ છ લેખકોએ કરેલ છે, તેમાં નવલરામનું અને સમશ્લોકી તરીકે કિલાભાઇ ઘનશ્યામ ભટ્ટનું એ બે નોંધ લેવા લાયક છે.' બંનેમાં કાલિદાસને બને તેવી સારી રીતે ઉતારવા પ્રયત્ન થયા છે, અને જો કે કાલિદાસે ગુજરાતીમાં લખ્યું હોત તો તો આ બેમાંથી એકેના જેવું–કે લગભગ તેના જેવું–થાત એમ તો કહી શકાતું નથી, તો પણ તે બંને પ્રયાસ પ્રશંસાપાત્ર, અને સાહિત્ય ભંડારમાં લાયક ઉમરો કરે તેવા થયા છે. જાગ્રતિયુગના કવિ ન્હાનાલાલે પણ મેઘદૂતનું ભાષાંતર કર્યું છે, ભાવ ગ્રહણમાં અને કવિત્વ અંશમાં એ ભાષાંતર ઠીક હોવા છતાં તેમાં છંદની જે તોડફૂટ થઈ છે તેથી કાવ્યની ઘણી મજા ઉડી જાય છે. મૂળ મેઘદૂતમાં જે જે ઊંચા ગુણો છે તેમાં તેના છંદનો અસ્ખલિત, મધુરો, કોમળ, સરળ પ્રવાહ એ એક ખાસ ઊંચો ગુણ છે. એ છંદમાધુર્ય બાદ કરીએ તો તેનો એક ખાસ ગુણ ઘટાડી દીધો ગણાય. ન્હાનાલાલના ભાષાંતરમાં મંદાક્રાન્તાના માપમાં જે છૂટ લેવાઈ છે તે નિભાવી શકાતી નથી, અને તેથી મજા કમી થાય છે.

ભાષાંતર તરીકે એકે અવાજે પ્રશંસા પામેલા સાક્ષર શ્રી કેશવ હર્ષદ ધ્રુવ કૃત અમરૂ શતક તથા ગીત ગોવિંદ એ બંનેમાં મૂળના બધા ગુણો બહુ સારા પ્રમાણમાં જળવાઈ રહેલા માલમ પડે છે.

સંસ્કૃત નાટકોમાંથી 'પ્રબોધ ચંદ્રોદય' નાટકનો કાવ્યરૂપ તરજુમો હરિલીલા ષોડશ કલાવાળા ભીમે કરેલો છે. ત્યારપછી નાટકો વિસારેજ પડયાં જણાય છે. સ્વ. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિકે શાકુન્તલનો તરજુમો કર્યો ત્યાર પછી જ નાટકો તરફ ગુજરાતી ભાઇઓનું લક્ષ ગયું જણાય છે.

નાટકો

સારાં ગણતાં સંસ્કૃત નાટકોમાંથી ઘણાંનાં ભાષાંતર થઇ ગયાં છે એ એક નોંધ લેવા લાયક વાત છે. કાલિદાસનાં શાકુંતલનાં તો ત્રણ ચાર થયાં છે. તે બધામાં કાંઇક પણ ઠીક કહેવાય તેવું બળવંતરાય કલ્યાણરાય ઠાકોરનું છે. વિક્રમોર્વશીયનાં બે થયાં છે અને બંને નોંધ લેવા લાયક છે.

ભવભૂતિનાં નાટકોમાંથી ઉત્તરરામ ચરિત અને માલતી માધવ એ બંનેના ભાષાંતર મણિલાલ નભુભાઈએ કરેલાં છે; અને જો કે ભવભૂતિને સંપૂર્ણ રીતે ઉતારવા જેવું તો બન્યું નથી, તોપણ તે બંને ભાષાંતરો મૂળને માટે માન ઉત્પન્ન કરાવે તેવાં તો છે જ.

સંસ્કૃત નાટકોમાંથી બીજાંનાં પણ ભાષાંતર થયાં છે, પરંતુ સાહિત્ય પ્રવેશિકામાં નોંધ લેવા જેવાં તો કેશવ હર્ષદ ધ્રુવનાં કરેલાંજ ગણાશે. 'વિક્રમોર્વશીય' ની નોંધ લેવાઇ છે; તે ઉપરાંત મુદ્રારાક્ષસ, સ્વપ્નવાસવદત્તા, મધ્યમ અને પ્રિયદર્શના એ નાટકોનાં ભાષાંતર બહાર પડયાં છે; એ ઉપરાંત પ્રતિજ્ઞા યૌગંધરાયણ 'વીસમી સદી' માસિકમાં શરૂ થયું હતું.

કેશવ હર્ષદ ધ્રુવ

કેશવ હર્ષદ ધ્રુવ સંસ્કૃતના સારા વિદ્વાન છે, જુના ગુજરાતીના ઉંડા અભ્યાસી છે, પ્રાચીન કવિઓના ઊંચા પ્રશંસક છે, અને નવીન લેખકોની સારી કદર કરનારા છે. તેમણે ગુજરાતી ભાષાના પાંડિત્યભર્યા અભ્યાસના પરિશીલનમાં પોતાના ઘણા સમયનો

ભોગ આપ્યો છે, અને 'સંસ્કૃતમાંથી ગુજરાતીમાં ભાષાંતર કરવાની ઈશ્વરદત્ત શકિતને બહુ સુંદર રીતે કેળવી નમુનારૂપ ભાષાંતરોનો સારો જથો ગુજરાતી ભાષા સાહિત્યને અર્પી રહ્યા છે.

**છ. હ. પંડયા**

સંસ્કૃત ગદ્ય પુસ્તકોમાંથી કાદમ્બરી, દશકુમાર, અને વાસવદત્તા ત્રણેનો તરજુમો ગુજરાતીમાં થયો છે. તે બધામાંથી આંહિં ખાસ નોંધ લેવા લાયક છગનલાલ હરિલાલ પંડયા કૃત કાદમ્બરી છે. કાદમ્બરી એ ગદ્યકાવ્ય છે. તેનું ગદ્ય એટલું સમાસપ્રચુર, અને શ્લેષાદિથી ભરપૂર છે કે તેનું ભાષાંતર કરવાનો વિચાર કરવો એ પણ એક સાહસ જેવું લાગી આવે. છતાં તેવા ગદ્યકાવ્યનો બહુ શ્રમપૂર્વક, અને બહુ તાદૃશ, ગુજરાતી ભાષાને પણ કેળવી, મેળવી, સુંદર સ્વરૂપમાં બતાવી આપે તેવો તરજુમો છગનલાલ પંડયાએ કર્યો અને ઉત્તમ સફળતાથી કર્યો, એ હકીકત ભાષાંતર કારને બહુ માન અપાવે તેવી છે.

બીજાં ભાષાંતરોમાં કથાસરિત્સાગર, હિતોપદેશ, પંચતંત્ર, મહાભારત, રામાયણ, ભાગવત પુરાણ વગેરે અને ષડ્ દર્શન સમુચ્ચય, તર્કશાસ્ત્ર, વગેરે જૂદા જૂદા વિષયના સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતર ઘણાં છે. પરંતુ ભાષા સાહિત્યમાં જેની ગણના કરવી જોઈએ તેવાં તે બધામાંથી થોડાંજ નીકળે. શંકરાચાર્યના શાંકરભાષ્ય તથા રામાનુજાચાર્યના શ્રી ભાષ્યનું ભાષાંતર પ્રતિષ્ઠિત પંડિતોએ કરેલ છે. શ્રી ભાષ્યનું ભાષાંતર આનંદશંકરે,

**કમળાશંકર ત્રિવેદી**

અને શાંકરભાષ્યનું રાવબહાદુર કમળાશંકર પ્રા. ત્રિવેદીએ કર્યું છે. રા. બ. કમળાશંકર ત્રિવેદી સંસ્કૃતના નિષ્ણાત પંડિત છે અને ગુજરાતીમાં પણ પ્રસંગોપાત કાંઈ કાંઈ લખે છે. શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્ત્વો એ તેમણે લખેલો શિક્ષકોપયોગી ગ્રંથ છે અને બાળકો

માટે હાલમાં વાંચનમાળા તેઓ પોતાના પુત્ર સાથે મળી લખે છે. તેમની મોટામાં મોટી સેવા તો વ્યાકરણ ગ્રંથો ગણાશે એમ લાગે છે. બૃહત્ વ્યાકરણ એ ગુજરાતી પંડિતના હાથે લખાયેલો પહેલોજ વ્યાકરણ ગ્રંથ છે; ગુજરાતી ભાષાની સેવામાં તે એક વિચારણીય પ્રયત્ન છે, અને ગુજરાતે જેને માટે લેખકનો ઉપકાર માનવો જોઈએ તેવી તે સેવા છે.

## બંગાળી, હિન્દી, મરાઠી.

સંસ્કૃતને ગુજરાતીની માતા ગણીએ તો મરાઠી, હિન્દી, કે બંગાળી એ બ્હેન ગણી શકાય. સંસ્કૃતમાંથી કાંઇ ભાષાંતર થયાં છે એમ કહી શકાય તેવું છે, પણ મરાઠી, હિન્દી, કે બંગાળી જે ત્રણે ભાષાઓ ઠીક ઠીક કેળવાયેલી અને સાહિત્ય પુસ્તકોથી સમૃદ્ધ છે તેમાંથી ગુજરાતી સાહિત્યમાં ઉમેરો કરે તેવાં ભાષાંતર તો ભાગ્યેજ માલુમ પડે છે. બંગાળી ભાષામાં તો ઘણા સમય થયાં ઊંચું ગણાય તેવું સાહિત્ય લખાઈ રહ્યું છે, અને જો કે નવલકથાના તરજુમાઓ થોડા ઘણા થયા છે, તો પણ કાવ્ય કે સાહિત્ય પુસ્તકોની પ્રસાદી ગુજરાતીને હજી મળી નથી-મળી છે તે ઘણી થોડી છે. વિશ્વવિખ્યાત કવિ રવિન્દ્રનાથ ટાગોરની ગીતાંજલિના ભાષાંતર માટે પ્રયાસો થયા છે, પણ તે માત્ર પ્રયાસ જ છે, તેમના પુસ્તકોમાંથી ભાષાંતર સારૂં કહેવાય તેવું તો માત્ર મહાદેવ હરિભાઈ દેશાઈકૃત 'ચિત્રાંગદા' જ છે. બંગાળીમાંથી 'મેવાડપતન' નામના નાટકનો તરજુમો ભાઈ ચુનીલાલ મૂળજીભાઇ મોદીએ કરેલો છે. તે તરજુમો પણ એક સારા પ્રયાસ તરીકે સ્વીકારી શકાય તેવો છે. માત્ર તેમાં મૂકેલાં ગીતો વધારાનાંજ છે. તે વધારો ન થયો હોત તો પુસ્તકના ગૌરવમાં કાંઇ ઓછપ ન આવત, બલ્કે ગીતો બહુજ સામાન્ય કૃતિ હોઈ પુસ્તકની કદરમાં કાંઈક ઊણપ આણતાં લાગે છે. આવોજ એક બીજો પ્રયાસ સૌ. ભાનુમતી ત્રિવેદીએ,

'મિસર કુમારી'થી કર્યો છે. બંગાળી ભાષાને ઉતારવામાં તે બાઇએ જે વિજય મેળવ્યો છે તેથી એમ આશા રાખી શકાય છે કે તેમના તરફથી તે જાતના પ્રયાસ ચાલુ રહેશે તો ગુજરાતીમાં બંગાળી નાટકોની પ્રસાદી કાંઇક સારા પ્રમાણમાં મળી શકશે.

બંગાળીમાંથી હાલ હાલમાં ભાષાંતર ઠીક ઠીક થાય છે. પરંતુ તે ભાષાંતરો ઘણે ભાગે સીધા બંગાળી પરથી નહિં, પણ બંગાળી પરથી હિન્દીમાં જે ભાષાંતર થયાં હોય તે ઉપરથી ગુજરાતીમાં ઉતારાય છે. આવું થવાથી સ્વાભાવિક છે કે મૂળ બંગાળી લેખકની પ્રસાદી આપણને કાંઇક વિકાર પામ્યા પછીજ મળતી હશે.

વાર્તા અને નવલ કથાનાં ભષાંતર ઠીક ઠીક પ્રમાણમાં થયાં છે. આવાં પુસ્તકોમાંથી નોંધ લેવા લાયક રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી કૃત 'ઔરંગજેબ અને રાજપૂતો' સૌ. વિદ્યા શારદાકૃત 'સુધાહાસિની', સાહિત્ય પરિષદ બંડોળ કમીટી તરફથી બહાર પડેલ 'રજની' વગેરે કોઇ કોઇ સારાં પુસ્તકોની યાદીમાં સ્થાન પામે તેવાં છે.

બંગાળીમાંથી પુષ્કળ ભાષાંતરો કરનાર સ્વ. નારાયણ હેમચંદ્રની નોંધ આગળ લેવાઈ ગઇ છે.

નારાયણ હેમચંદ્ર

પુરૂ વિક્રમ નાટક, અશ્રુમતી નાટક, તથા જીવન પ્રભાત, જીવન સંધ્યા, સંન્યાસી, કૃષ્ણુલાલનું વિલ વગેરે ઘણાંને ગુજરાતી રૂપ તેઓ આપી ગયા છે.

મરાઠીમાંથી કોઇ કોઇ નવલકથાનું ભાષાંતર થયું છે. તેવીમાં ઉષ:કાલ કાંઇ નોંધ લેવા લાયક છે, અન્ય પુસ્તકોમાંથી

તો 'અમારા જીવનની યાદગીરી 'ની અંદરના વિષયને લઈને નોંધ લેવી ઘટે છે. ન્યાયમૂર્તિ રાનડેનાં ધર્મપત્ની બાઈ રમાબાઈએ મરાઠીમાં લખ્યું છે, અને તેનું ભાષાંતર પણ એક દક્ષિણી બાઈએજ કર્યું છે.

અંગ્રેજીઃ-

યુરોપીય ભાષામાંથી તો માત્ર અંગ્રેજીમાંથીજ ભાષાંતર થયાં છે, પણ સાહિત્યકૃતિ તરીકે સ્વીકારાય અને અંગ્રેજી સાહિત્યકારની સારી પિછાન આપે તેવાં ભાષાંતર જૂજ છે. નવલકથા અને નાટકમાંથી કાંઇ થયાં છે. નાટકમાં તો નવલરામનું આનંદચંદ્રા એ ઠીક અનુકરણ છે. તે ભાષાંતર તો નથીજ, પણ મૂળ ફ્રેન્ચ વસ્તુના અંગ્રેજી અનુવાદ પરથી સારી ઘટના કરવામાં આવી છે. નવલકથાઓ તો પુષ્કળ ભાષાંતર પામે છે, પણ રા. મણિશંકર રત્નજી ભટ્ટ કૃત 'એક દેવીનું આત્મ વૃત્તાંત 'ના જેવી કૃતિ બહુ જૂજ છે. શેકસપીયરનાં જે ભાષાંતર થયાં તે નથી શેકસપીયરને માન આપે તેવાં, કે નથી ગુજરાતી સાહિત્ય ભંડારમાં સ્થાન પામે તેવાં.

અંગ્રેજી કાવ્યનો તરજુમામાં બહુ કામ થયેલું જણાતું નથી. જો કે ઇ. સ. ૧૮૫૯ ની સાલ જેટલો વહેલો ભાઈ હીરાલાલ વિ. ઉમયાશંકરે ગોલ્ડસ્મિથના 'ટ્રૅવેલર' નો તરજુમો બહાર પડયો હતો. ત્યારપછી તેજ 'ટ્રૅવેલર'નો તથા 'ડિઝર્ટેડ વિલેજ'નો તરજુમો થયો છે, તથા ભાઇ સત્યેન્દ્રરાવ દિવટિયા તરફથી 'લેડી ઓફ ધી લેક 'ના થોડા ભાગનો તરજુમો બહાર પડયો છે. કવિ નર્મદાશંકરે અંગ્રેજીમાંથી એકાદ બે કવિતાનો તરજુમો કર્યો હતો, પણ સાહિત્ય ગૌરવવાળો પહેલો તરજુમો તો 'મેઘ'—શેલીના 'ધી કલાઉડ' નો નરસિંહરાવે કર્યો છે તેજ છે. ત્યારપછી ટેનીસન, વર્ડસ્વર્થ, શેલી, શેકસપીઅર

અને બીજા કવિના એક કે બીજા લખાણમાંથી છુટક છુટક લીટીઓનો તરજુમો જૂદા જૂદાં લેખકોને હાથે થયેલો જોવામાં આવે છે. આવા છુટક છુટક પાંચ પંદર નાના કાવ્યખંડોમાંજ અંગ્રેજી કવિતાને ગુજરાતીમાં ઉતારવાના પ્રયાસો સમાપ્ત થાય છે.

ભાષાને સમૃદ્ધિ આપવા, નવીન વિચારોનો પ્રવાહ રેલાવવા, વિદેશી સાહિત્યકારોની પિછાન આપવા, ભાષાંતરો બહુ ઉપયોગી છે. પણ છતાં સારાં ભાષાંતરો કરવાની વૃત્તિ હજી પણ કાંઇ જોસ મેળવી શકી હોય એમ લાગતું નથી.

---

## પ્રકરણ ૨૪



### અગંભીર વૃત્તિ અને નર્મહાસ્યના લેખો.

સાહિત્યનો મોટામાં મોટો ઉદ્દેશ કહીએ તો તે આનંદ આપવાનો છે. આનંદની આછી ઘેરી છાયા હોય; આનંદ આપનારાં કારણો જૂદી જૂદી પ્રતિનાં હોય; આનંદ લેનારાં પાત્રોની ભિન્નતા પ્રમાણે આનંદ દેવા લેવાનાં સાધનોમાં તફાવત રહે; એકને આનંદ આપે તેની તે કૃતિ બીજા ઘણાને ક્રોધ, ક્લેશ, ઉદ્વેગ કરાવે; આમ વ્યક્તિ વ્યક્તિની આનંદ સમજવા માણવાની ભિન્ન ભિન્ન યોગ્યતા પ્રમાણે આનંદ આપનાર કૃતિમાં ભિન્નતા રહે; અને તેથી આનંદ આપનારી સાહિત્ય કૃતિમાં બહુ ઉચ્ચાવચતા દૃષ્ટિગોચર થાય.

ગાંભીર્ય, પ્રૌઢતા, વૈવિધ્ય વગેરે ગુણોના પ્રમાણમાં સાહિત્ય કૃતિઓની કદર થાય, તેની કિમ્મત અંકાય. ગુરુજન પેઠે ગંભીર મુખ રાખીને, ડહાપણભર્યો બોધ અખંડ ધારાથી આપનારી સાહિત્યકૃતિમાં ગાંભીર્ય હોય, પ્રૌઢતા હોય, પરંતુ તેમાં જો

વૈવિધ્ય ન હોય અને 'સાહિત્યનો' આનંદ આપવાનો ઉદ્દેશ લક્ષ બહાર રહી જાય, તો તેની મજા ઘણી ઓછી થઈ જાય. તેમજ ઊંચી ઉમદા કલ્પનાના સ્વર્ગીય વિહારમાં જ મસ્ત બની રહેલી સાહિત્યકૃતિ પણ જો વૈવિધ્યવાળી નથી હોતી તો તેમાંથી મળતો આનંદ પણ ઓછો થઈ જાય છે. ગાંભીર્યમાં કે ગાંભીર્ય પછી, વચમાં વચમાં કાંઇક હળવી વૃત્તિ–કાંઇક અગંભીરતા–કાંઈક મજા–કાંઈક વિનોદ–કાંઈક મનુષ્ય સ્વભાવની ઉપરછલ્લી પ્રકૃતિનાં દર્શન-એવું કાંઈક નથી આવતું, તો તે ગંભીરતા ખુંચે છે, તેનાથી જરા દૂર રહેવાનું મન થાય છે, અને આનંદ આપવાનું લક્ષ્ય સાધી શકાતું નથી. નહિં કે બધાં ગંભીર લખાણમાં આવી ઘટના અનિવાર્ય છે; પરંતુ ગંભીરમાં ગંભીર લખાણ પણ, જો તે એક કલાવિધાયકની કૃતિ હોય છે, તો તેમાં કાંઈક વિસામા પોતાની મેળેજ આવી જાય છે. ઊંચેને ઊંચે લઈ જનારાં પગથિયાંઓની શ્રેણીમાં થોડે થોડે અંતરે વિસામા હોય છે; ગાળા જરા ટુંકા અને વિસામા વધારે હોય છે તો ઊંચે ચડવામાં સરળતા વધે છે. સાહિત્ય કૃતિમાં પણ વિસામા હોય એ ઇચ્છવા જેવું છે. મનુષ્ય સ્વભાવમાંજ એવી વિસામા વૃત્તિ પ્રકૃતિથીજ વસી રહેલી છે, અને તેથી જે જે ઉમદા કૃતિઓ થઇ છે તે બધીમાં કાંઇ કાંઈ વૈવિધ્ય નૈસર્ગિક રીતેજ, આવી ગયેલું માલમ પડે છે.

થઈ ગયેલા લેખકોની વાત કરીએ, તો જોઈ શકાશે કે ઘણા મહાલેખકોમાં ગંભીર લખાણ સાથે સાથે, ઉપર કહી તેવી હળવી, વિનોદી વૃત્તિની કૃતિ અમુક અંશે જોવામાં આવશે. તેવી કૃતિથી મહાલેખકોની ન્યૂનતા ગણાતી નથી, એથી તો મહાલેખકોની મહત્તા ઉલટી વધે છે. જે લેખક મનુષ્ય સ્વભાવને બરાબર પારખી શકયો છે તે મનુષ્ય સ્વભાવમાં રહેલી ગંભીર વૃત્તિ સાથે અગંભીર વૃત્તિને પણ જોઈ શકયો હોય છે. મનુષ્ય સ્વભાવમાં તો છીછરી, છીછરી,

તોફાની, દ્વેષી વૃત્તિ પણ હોય છે, પરંતુ મહાલેખક તેવી વૃત્તિનો લાભ લેછે તો પણ કોઇ મહાહેતુને માટેજ. જે 'અગંભીર વૃત્તિ'ની વાત કરવામાં આવેછે તે આવી વૃત્તિ નહિં; પરંતુ તે તો મનુષ્યની એક સંસારી તરીકે તેને વળગી જતી માયા જાળની સ્વાભાવિક, અનુચ્ચ, વૃત્તિ છે. તે વૃત્તિને મહાલેખક કોઇ કોઈ વખત બહુ સરસ રીતે પ્રત્યક્ષ કરી આપેછે, તેના નૃત્યને સમજાવેછે, તેનો લાભ લઈ વાચકને અત્યંત પ્રસન્ન કરી શકે છે. વાચકને કાયમની અસર કરવામાં પણ આ 'અગંભીર વૃત્તિ'ને કેળવવાની કળા બહુ ઉપયોગી થઈ પડેછે. તે જાતનું લખાણ ગુજરાતી લેખકોએ એક કે બીજી રીતે કરેલું જોઇ શકાયછે. લેખક લેખકની તે તે જાતના લખાણની આવડતમાં અને શક્તિમાં તફાવત હોયછે. જાણીતા થોડાક લેખકોને ઉદ્દેશી જરા વિસ્તાર કરીએ.

નરસિંહ મ્હેતા

નરસિંહ મ્હેતાથી શરૂ કરીએ તો તેમાં 'જળ કમળ છાંડી જાને બાળા' વાળાં ભજનમાં બાળકને લાંચ આપવામાં, 'તારી માતાએ કેટલાક જન્મ્યા તેમાં તું અળખામણો' એવી સમજાવટમાં, 'ચરણુ ચાંપી મૂછ મરડી નાગણે નાગ જગાડિઓ' એ વર્ણનમાં, એમ કડીએ કડીએ મનુષ્ય સ્વભાવની અતિ સ્વાભાવિક પણ જેને આંહિં 'અગંભીર વૃત્તિ' કહી છે તેવી વૃત્તિની કેળવણી માલુમ પડેછે. અને આ નાનું સરખું ભજન શા માટે એટલું બધું લોકપ્રિય થયુંછે એ વિચારીશું તો માંલુમ પડશે કે માનુષી સ્વભાવની આ અગંભીર વૃત્તિને બહુ તાદૃશપણે આ લેખવાની કળા, એ તે લોકપ્રિયતાનું એક મુખ્ય કારણ છે. સુદામા ચરિત્રમાં પણ અહિં તહિં વ્યાપી રહેલ તેવીજ 'અગંભીર વૃત્તિ'ની કેળવણી માલુમ પડશે. મનુષ્યના સ્વભાવમાં એવું કાંઈક અનામધેય વૈચિત્ર્ય રહેલું છે કે કલ્પનાના ઉંચા વિહારો, તરંગોની અજબ મનોગમ પરંપરા, કવિત્વની પ્રકાશભરી, પ્રસાદભરી પ્રતિભા

કે પાંડિત્યની ઉચ્ચત્તમ કોટિ એ ગુણો એકલા હોય તો તેથી મનુષ્ય હૃદય પરિતૃપ્ત થતું નથી. તેવા લેખો મનુષ્ય સ્વભાવને જે સાહિત્યાનંદ અર્પી નથી શકતા, તે સાહિત્યાનંદ, કલ્પના, તરંગવૃત્તિ, કવિત્વ, અને પાંડિત્યના સાધારણ અંશની સાથે જો 'અગંભીર વૃત્તિ'ની કાંઈક મેળવણી થયેલી હોય–'અગંભીર વૃત્તિ'ની કેળવણીની આવડત મળેલી હોય–તો તે આપી શકે છે.

પ્રેમાનંદના પ્રેમાનંદ — આખ્યાનોમાં પણ આ આવડત બહુ પ્રકટપણે દેખાઇ આવે છે, અને જ્યાં જ્યાં યોગ્ય મર્યાદા ઓળંગી તે આવડત પ્રતિષિદ્ધ પ્રદેશમાં પ્રવેશ કરતી માલુમ પડે છે ત્યાં ત્યાં પ્રેમાનંદની લેખક તરીકેની ક્ષતિ પણ જણાઈ આવે છે. 'સુભદ્રાહરણમાં' દ્રૌપદી જેવીને એક ક્ષણ ભર પણ પર પુરૂષ માટે વિચાર કરતી વર્ણવવી, એ આ 'અગંભીર વૃત્તિ'ની કેળવણીની ભૂલ કહેવાય. તેવીજ ભૂલ હરિશ્ચંદ્ર આખ્યાનમાં પણ છે. તારામતીને ઉતાવળી ચલાવવા માટે ડંડિકાનો પ્રહાર કરવાની હલકી પરાકાષ્ઠા બતાવવી, અને તે પણ ઋષિ જેવા પાત્રમાં, એ પોતાના શ્રોતાઓની વૃત્તિને અનુસરવા જતાં 'અંગભીર વૃત્તિની' અણુસમજ જ કહેવાય. આ ' અગંભીર વૃત્તિને ' કેળવવી એ હુશિયારીનું કામ છે. પ્રેમાનંદે ઘણી વાર તેવી હુશિયારી બતાવી છે. મામેરામાં જે યાદી કરવામાં આવી છે તે, નરસિંહ મહેતાની વેલનું વર્ણન કરવામાં આવ્યું છે તે, અભિમન્યુ આખ્યાનમાં સુભદ્રાને ફોસલાવવા ભેગી મળેલી ભાભીઓની ફોસલાવ્યા પહેલાંની અને પોતાનું કાર્ય સાધી લીધા પછીની જે વર્તણુક છે તે, આ બધામાં તે ' અંગભીર વૃત્તિ ' ની કેળવણી સારી કળાથી કરવામાં આવી છે.

અખા અને શામળના લખાણમાં જૂદો પ્રકાર દેખાય છે.

અખો, શામળ

અખાએ મનુષ્ય સ્વભાવની ખામીઓ જોઈ છે. પ્રેમાનંદે પણ ખામીઓ જોઈ છે, પણ પ્રેમાનંદ તે ખામીઓને એવી માનુષી નિર્બળતાના સ્વરૂ-માં બતાવે છે કે આપણે તે નિર્બળતાને મનુષ્ય સ્વભાવમાં ામાન્ય રૂપે જોતા હોઈએ એવું લાગે અને તેથી તે ખામી રફ આપણે હસીએ, જરા ગમ્મત મેળવીએ, પણ તેના ારફ આપણો તિરસ્કાર કે અણગમો ન ઉપજે. અખો એવી ખામીઓ જુએ કે તુર્ત તેના તરફ અણગમાની નજર ખે અને તેને એવા કડક શબ્દોમાં બતાવી આપે કે આપણને સવું આવે તોપણ તે હસવામાં તિરસ્કાર ભળેલો લાગે. અખાએ ાગંભીર વૃત્તિમાં હૃદયનો અણગમો અને નિરાશા ભેળવી દીધેલાં , તેથી અખાનું લખાણ આપણને ડંખવાળું, ચીપટીઓ લેતું ાગે, અને છતાં તે ખોટું કહે છે કે ખરાબ કહે છે એમ તો જ લાગે. અખાને જગતની માયાના માયાવી સ્વરૂપથી વિરાગ ત્પન્ન થયો. તેના લખાણમાં અગંભીર વૃત્તિ છે, પણ તે કડક ાબ્દોમાં, તાણા મારવાના સ્વરૂપમાં છે, અને ટુંકા પણ સચોટ ાાવમાં અવતાર પામી છે.

શામળનું લખાણ પણ અગંભીર વૃત્તિને સારી રીતે સેવતું ાવા છતાં પ્રેમાનંદ અને અખા બંનેનાં લખાણથી જૂદીજ પ્રતિનું . અખા જેવો ડંખ તેનામાં નથી, પણ તેમ પ્રેમાનંદ જેવું ુશીલપણું, તેના જેવી ઠાવકાઈ, પણ નથી. પ્રેમાનંદ અચ્છી ળાથી, અનુકૂળ પ્રસંગોમાં, પોતાનાં પાત્રોદ્વારાજ અને બહુ ુશળતાથી, ઝીણી ઝીણી સાધારણ બાબતોને શોધી કાઢી, ઠાવકાઈ ર્યા આનંદન ઝઘડાઓ કરાવે છે, અને એવી રીતે મનુષ્ય સ્વભાવની નિર્બળતાઓ બતાવે છે. શામળ અહિં તહિં કાંઈક નવું, મજાનું, કાંઈક મનુષ્ય સ્વભાવની વૃત્તિને ગમ્મતના

સ્વરૂપમાં બનાવી શકે તેવું, ઘુસાડવાં પ્રયત્ન કરે છે. રાવણ મંદોદરીના સંવાદમાં રાવણને સમજાવવા અઢારે વર્ણને પૂછવાનું સૂઝ્યું, તે મૂળ ઉદ્દેશને તો માત્ર આડકતરી રીતેજ સાધનારૂં કહેવાય. પણ મનુષ્ય સ્વભાવની મર્યાદાઓનું રમુજી ચિત્ર આપવાની પોતાની ઇચ્છા, તે દ્વારા શ્રોતાઓને સામાન્ય મનુષ્યની ટુંકી બુદ્ધિનું ભાન, સાથે સાથે પોતાનું ચાતુર્ય અને લોકોની વિનોદપ્રિય વૃત્તિ, એ બધું બતાવવા માટે તેણે આ પ્રસંગ ખાસ ઉપસ્થિત કર્યો. તેવીજ રીતે ઠેકઠેકાણે છપ્પાઓ અને સમશ્યાઓ દાખલ કરવામાં પણ વસ્તુની કેળવણીની જરૂરીયાત કે યોગ્યતા અયોગ્યતાનો ખ્યાલ તેણે ઘણીવાર રાખ્યો નથી. તેવું હોવા છતાં શામળના લખાણમાં આ 'અગંભીર વૃત્તિ' ઠીક ઠીક દેખાય છે. વાચકને ગમ્મત આપવામાં અને રસ જાળવી રાખવામાં તે વૃત્તિ મદદરૂપ થાયછે એમ પણ લાગે છે.

'અગંભીર વૃત્તિ' શું છે તે સમજી પણ નથી શકતા એવા કેટલાક લેખકો મનુષ્ય સ્વભાવની ખામીઓ જોઈ તેને માટે ઝાટકણી જ કાઢવા મંડી જાય છે. ભોજાના ચાબખા એવી જાતનું લખાણ છે. કેટલાક તો સીધી ગાળ દેવા જેવું જ કરે છે, અને માને છે કે 'ખૂબ કરી'. આવા લેખકો આવી ભૂલો કરે છે, કારણ કે તેમના સમજવામાં નથી આવતું કે સીધી ઝાટકણીથી જે હવા ઉત્પન્ન થાય છે તે લેખકને પોતાને ગુંગળાવી નાંખે તેવી છે. વાંચનારાઓ કોઇ પર સીધો પ્રહાર પસંદ કરતા નથી. સીધા પ્રહારો વાંચવા તો ગમે છે, પણ તેવો લેખ ઝાઝી અસર કરી શકતો નથી. મનુષ્ય સ્વભાવની નિર્બળતાઓ કે તેમાં રહેલી અરૂચિકર વૃત્તિઓ જો વાચકોને રમુજ પડે તેવી રીતે જણાવવી હોય તો તેમાં મુખ્ય વાત તો એ ધ્યાનમાં રાખવી જોઇએ કે તેમાં અંગત ટીકા ન હોવી જોઇએ, કે સીધું લખાણ ન હોવું જોઇએ, વ્યક્તિને ઉદ્દેશીને લખવું ન જોઈએ. વ્યક્તિ વગર

ખાણુ ન થાય એ બરાબર છે, પરંતુ તે વ્યક્તિ તે અમુક એકજ જણુ એવું ન થઇ જવું જોઇએ. અમુક ગુણુ કે અવગુણુવાળા અનેક જણો ાંથી ગમે તે હોઇ શકે એવી અનિશ્ચિતતાજ રહેવી જોઇએ. વ્યક્તિ હિં પણ અમુક જાતિની વ્યક્તિઓ ઉપરથીજ જો લખાણુ રવામાં આવ્યું હોય તો તે વાંચવું ગમે છે, કોઇને સીધો ડંખ તું નથી, સઘળાને રમુજ મળે છે, અને લખનારનો હેતુ સરે છે. આવી તે મનુષ્ય સ્વભાવની ખામીઓ, વિચિત્રતાઓ, અને કયાંઇ યાંઇ મળી આવતી ગુણાવગુણુની ઝીણી મોટી ગુંથણીઓઃ આવું ગજજનને જણાવી, બતાવી, તે દ્વારા રમુજ આપી, લોકોને વી ભૂલોથી દૂર રાખવા, અનુરંજવા અને આનંદ આપવા બગંભીર વૃત્તિ' ખરેખર બહુ ઉપયોગી થઇ પડે છે.

આ વૃત્તિ કવિઓમાંથી કોઇ કોઇ એક કે બીજે રૂપે ખાડે છે, અને દયારામ સુધીના લેખકોમાં કયાં કયાં દેખાય છે નો ઉલ્લેખ આગળ કર્યો છે. તે સિવાયના બીજા લેખ- ામાં ઓછાવત્તા પ્રમાણુમાં અને કોઈ કોઇ પ્રસંગે તે વૃત્તિનું ર્શન થઈ જતું હશે. પરંતુ તે વૃત્તિ લખાણુમાં સારી રીતે યાપી રહેલી, અને લેખકોના એક ગુણુ જેવી, કંઈક અંશે સ્વભાવ વી, થઇ ગએલી તો ઉપર ગણાવ્યા છે તેટલા લેખકમાંજ ાલુમ પડે છે.

ર્મદ દલપત યુગ

નર્મદ દલપત યુગમાં તે વૃત્તિના એક બીજા સ્વરૂપે અવતાર લીધો હતો. મનુષ્ય સ્વભાવમાં સામાન્ય રીતે વ્યાપી રહેલી ખામીઓ અને વિચિત્રતા- ઓનું રમુજ આપે તેવી રીતનું બ્યાન કરવું, એ રૂપ આપણે પહેલું જોયું છે. મનુષ્ય માત્રની વાત નહિં કરતાં, નુષ્યના જૂદા જૂદા સમુદાયોમાંથી અમુક પ્રતિના સમુદાયની અંદર હેતી ખામીઓ અને વિચિત્રતાઓનું દર્શન અને બ્યાન કરવું એ

તેનું બીજું સ્વરૂપછે. મનુષ્યત્વને નહિં, પણ મનુષ્યની જાતિઓના જૂદા જૂદા સમુદાયોને લઇ તેમને વિષે રમુજી વર્ણનો આપવાં એ આ બીજું સ્વરૂપ છે. દલપતરામનું વિજયક્ષમા કાવ્ય આ બીજા સ્વરૂપના દૃષ્ટાન્તરૂપ છે. તેની 'પુરી એક અંધેરીને ગંડુરાજા' કે 'અંગ ઉધારનો ઝઘડો' એ કવિતાઓ પહેલા સ્વરૂપનાં દૃષ્ટાંત છે, જ્યારે વિજયક્ષમામાં ગામડિયાઓ કેવી વિચિત્ર પ્રકારની ભૂલો, પોતાના સ્વભાવના દોષથીજ કરે છે એ બતાવેલું છે. મનુષ્ય માત્ર નહિં, પણ મનુષ્યોમાંના 'ગામડિયાઓ' ના ઉપનામથી ઓળખાય તેવાનેજ ઉદ્દેશીને વિજયક્ષમા કાવ્ય લખાયું છે. 'પૂરી એક અંધેરી' કે 'અંગ ઉધારનો ઝગડો' તો મનુષ્ય માત્રમાં રહેલી નિર્બળતા અને વિચિત્રતાના નિદર્શન રૂપ છે. દલપતરામે આ બીજા સ્વરૂપના લખાણોનો સારો જથો આપ્યો છે. કોઇ વાર એક છંદમાંજ, કોઈ વાર એક દેશીમાં કે કોઇ વાર નાના સરખા કાવ્યમાં દલપતરામે આ વૃત્તિ સારી સફળતાથી કેળવી છે, અને બંને પ્રકારનાં લખાણનાં દૃષ્ટાન્તો ટાંકવાં હોય તો દલપતરામમાંથી પુષ્કળ મળી આવે એવું છે. આવી જાતના લખાણની એક આવશ્યક ખુબી એજ હોવી જોઇએ કે તેથી અમુક એક વ્યકિતનો નિર્દેશ નજ થવો જોઈએ. જો તેવું થાય તો અગંભીર વૃત્તિ બીજી વૃત્તિમાં જ ફેરવાઇ ગઈ કહેવાય. અગંભીર વૃત્તિની ખાસ ખૂબીજ એ છે કે તે પ્રહાર કરેછે; સફળ પ્રહાર કરેછે, પણ તે પ્રહાર કોઈ વ્યક્તિને લાગતો નથી.

નર્મદાશંકર તો તે જાતનું લખાણ કરી શક્યાજ નથી. તેમણે હાસ્ય રસનાં લખાણ કરવા પ્રવૃત્તિ કરી હતી, પણ તે વિષે નવલરામે બરાબર જ કહ્યું હતું કે 'તમે (નર્મદાશંકર) હાસ્યરસ શું છે તે સમજતાજ નથી.' જેમ હાસ્યરસ નહોતા સમજતા તેમજ અગંભીર વૃત્તિની પણ કાંઈ સમજ તેમનામાં હોય એવું તેમનાં લખાણ પરથી જાણી શકાતું નથી.

નવલરામ 'અગંભીર વૃત્તિ'ના સમર્થ લેખક હતા વિવેચનમાં, અને સાધારણ ચર્ચામાં તેમણે તે વૃત્તિની પોતાની સમજ સારી રીતે સદૃષ્ટાન્ત કરી છે. તેમણે આ વૃત્તિને આડકતરાં લખાણોથી પોષણ આપવાનો પણ સારો લાભ લીધો. દલપતરામે તે પ્રતિનાં લખાણ કર્યાં હતાં. 'જવાસા શીદને મરે છે સુકાઇ' 'મંકોડાને વળ મૂકી દેવા માટે કરેલો બોધ,' અને એક રીતે 'હુન્નર ખાનની ચઢાઇ'નું આખું રૂપક, એ આ પ્રતિનાં લખાણના દાખલાઓ છે. નવલરામે પણ તે પ્રતિનું લખાણ 'જાન જનાવરની મળી' એ એકજ ગરબીથી કર્યું છે. તે એટલું સફળ થયું છે કે ગુજરાતી ભાષા ચાલશે ત્યાં સુધી તે આનંદ અને ગમ્મતથી આડકતરો સદ્બોધ આપ્યાજ કરશે. નવલરામના ગદ્ય લખાણમાં જે મજાનો પ્રવાહ ઠેકાણે ઠેકાણે વહી રહેતો માલુમ પડે છે, તે વિનોદભરી મીઠી રમુજની મજા આપનારી ઘણીજ આછી આછી 'અગંભીર વૃત્તિ'થી ઉત્પન્ન થતો અને પોષાતો જણાય છે. પુસ્તકની સમાલોચના કરતાં તેનો ટુંકો સાર જ્યાં જ્યાં આપ્યો છે ત્યાં ત્યાં આવી વૃત્તિથી કેવું સારૂં લખાણ કરી શકયા છે એ જોઈ શકાય છે.

જાગ્રતિ યુગ

તે યુગના લેખકો પછી જાગ્રતિ યુગમાં 'અગંભીર વૃત્તિ'ના લખાણમાં પોતાની ખાસ શક્તિનું દર્શન કરાવનારા એકાદ બે લેખકો નીકળી આવ્યા છે. ગંભીર લખનારાઓમાં અગંભીરવૃત્તિ કશો પણ સમાસ કરી શકી નથી. આગળના યુગોમાં તો ગંભીર લખનારાઓના લેખોમાં યથાસ્થાન 'અગંભીરવૃત્તિ'નાં દર્શન થાય છે, અને તેવાં લખાણથી ગંભીર લખાણની કિમ્મત પણ વધારે અંકાય છે. આ જાગ્રતિયુગના લેખકોમાં જે વિદ્વાન પ્રતિભાશાળી લેખકો ગંભીર વૃત્તિજ સેવી રહ્યા છે તેમનાં લખાણ પોતપોતાની ઊંચી કોટિના પ્રવાહમાંજ વહ્યાં જાય છે, અને

રા. રમણભાઇ પણ જ્યારે ગંભીર લખાણ કરવા બેસે છે ત્યારે તેમની 'અગંભીરવૃત્તિ' બહુ ડોકિયાં કરતી જણાતી નથી. આ પ્રમાણે જાગ્રતિ યુગમાં અગંભીરવૃત્તિનાં લખાણ જોકે વધ્યાં છે, તો પણ ગંભીર અને અગંભીર એ બે વૃત્તિઓના સીમાડાઓ કાંઇક જૂદા પડતા હોય એવું જણાય છે. અને એવું થવાની સાથે 'અગંભીર વૃત્તિ' માત્ર અગંભીર વૃત્તિ જ નથી રહેતી, પણ તેની અંદર કાંઈક 'બીજાં' તત્ત્વો ભળે છે. શામળનાં લખાણ અને દલપતરામના કોઈ કોઈ રૂપકદ્વારા થયેલા લખાણમાં જે તત્ત્વો હતાં તે કાંઇક જૂદી રીતે પ્રકટ થતાં દેખાય છે. એક ચાલુ લેખમાં સ્વાભાવિક્તા પ્રકટાવવા કે ગાંભીર્ય તથા પ્રૌઢતાના વાતાવરણને જરા હલકું કરવા, કે મનુષ્ય સ્વભાવની તાદૃશતા બતાવવા, સારા સાથે ભૂલભર્યા અંશોનું ચિત્ર પાડવા, કે એવા કોઇ હેતુથી અગંભીર વૃત્તિ જ સેવવાને બદલે સ્વતંત્ર રૂપેજ લેખો લખાવા લાગ્યા—તેવા લેખો બીજા લેખમાં કાંઈ હેતુપૂર્વક દાખલ કરવાને બદલે તેવા લેખો માત્ર વિનોદ અને આનંદના હેતુ સાથે મનુષ્યની ખામી અને વિચિત્રતાઓ બતાવી લોકોને રંજન કરવા, જરા નર્મહાસ્ય વહેતું કરવા. 'ઘડીક 'ગમ્મતની' મોજ ઉડાવવા, સ્વતંત્ર રીતેજ લખાવા લાગ્યા. શામળે આવા લેખ લખ્યા છે, પણ તે બીજાં લખાણમાં ઘુસાડીને. દલપતરામે પણ કાંઇક આ પ્રતિનું લખાણ કર્યું છે, પણ તે પણ ચાલુ વાતમાં ભેળવીનેજ. તેમના 'મિથ્યાભિમાન નાટક' તથા કેટલીક ગરબીઓ સ્વતંત્ર રીતે લખાયેલા લેખો છે ખરા, પણ જે જાતની ગમ્મત, જે જાતનું નર્મ હાસ્ય, જે જાતનો રસિકભોગ્ય વિનોદ ગુજરાતી લખાણમાં પાછળથી દાખલ થયેલ છે તે જાતના લેખો દલપતરામની કલમ લખી શકી નથી. નવલરામનું ભટ્ટનું ભોપાળું' એ એકજ અપવાદરૂપ ગણી શકાય તેવો લેખ છે.

તેવી જાતના લેખો સ્વતંત્ર રીતે લખનારાઓમાં પહેલ કરનાર રમણભાઈ છે. રમણભાઇનું ઠાવકું મર્મદર્શી લખાણ વિનોદ આપનારૂં, જરાક નર્મ હાસ્ય વહેરાવતું અને સ્વભાવને સમજી તાદૃશતા લાવનારૂં છે. તે લખાણ મર્મદાહક તો ભાગ્યેજ બને છે; અને તેથીજ તેમના લેખો આવી જાતના લખાણમાં ઊંચી કોટિના ગણી શકાય તેવા છે. હાસ્ય મંદિરમાં સંગ્રહ કરેલા લેખોમાંથી એકે એવો નહિં બતાવી શકાય કે જે વાંચીને કોઈપણ અમુક ચોકસ વ્યક્તિને ઝાંખા પડવાનું કારણ મળ્યું હોય. નવી ઇસપનીતિની વાતોનો રસ લખનારના હૃદયમાં કાંઇક અનૌદાર્ય વસી રહેલું હોય તેવી જાતનો કોઈક વાર થતો જણાય છે; તેમના ભદ્રંભદ્રથી કોઈ કોઈ વ્યક્તિને ગુસ્સો ચઢયો જણાયો છે; અને ભદ્રંભદ્રના પહેલા છ પ્રકરણ પછી તેનો રસ બદલાઇ ગયેલો પણ લાગે છે. પછીના ભાગમાં અમુક અમુક વ્યક્તિને ઉદ્દેશી તેજ લખાણ થયું હોય એવું માની શકાય તેવી સ્થિતિ છે; અને તેથીજ ગુસ્સો અને મનદુઃખ થાય એ બનવા જોગજ છે. પરંતુ ભદ્રંભદ્રના પહેલા છ પ્રકરણમાં નર્મહાસ્યનો જે પ્રવાહ સફળ અને સુંદર રીતે વહી રહ્યો છે તે ત્તે લખાણના વિજયની ખાતરી પૂરે એવો છે.

રમણભાઈ

રમણભાઇનાં તે જાતનાં લખાણમાં અમુક પુરૂષો, અમુક પ્રસંગો અને બાહ્ય જીવનને લગતીં બાબતો પર વધારે ધ્યાન રહ્યું છે. મનુષ્યના હૃદયની પિછાન અને તે પરથી જન્મ પામતા લેખો તેમના લખાણમાં થોડા હશે. તેમના લેખમાં મનુષ્યના ગૃહજીવનની ઝાંખી થોડીજ દેખાયછે. આવી ઝાંખી કરાવનાર કનૈયાલાલ મુનશીએ સાંસારિક અને ગૃહજીવનની બાબતોને સમર્થ કળાથી આલેખી છે. 'ગોમતિ દાદાનું ગૌરવ,' 'હું શું કરૂં'' વગેરે વાર્તાઓ મનુષ્ય હૃદયની અચ્છી પિછાન આપવા સાથે વિચિત્ર સંજોગોની એવી રસભરી

કનૈયાલાલ મુનશી

ગુંથણી કરી નર્મ હાસ્ય ઉત્પન્ન કરે છે કે તેથી કોઈ એક વ્યકિતને ખોટું લગાડવાનો પ્રસંગ આવ્યા વિના, તેવી જાતની જાતિનું ઘણુંજ આબેહુબ ચિત્ર રજુ કરી, તે જાતિને તિરસ્કારપાત્ર નહિં, તો પણ હાંસીપાત્ર અને દયાપાત્ર તો બતાવે છેજ. તેમની નવલકથાઓમાં પણ આ જાતનું લખાણુ યથાસ્થાન માલુમ પડે છે. અને તે બધામાં મનુષ્ય સ્વભાવની, મનુષ્ય હૃદયની, ઝીણી ઝીણી ક્ષતિઓ અને ખામીઓ કેવી અજબ રીતે જીવનમાં પરોવાઇ રહેલી હોય છે એ સુંદર રીતે તેઓ પ્રકટ કરી શકે છે.

આજ પ્રતિના લેખોના એક બીજા લખનારા ધનસુખલાલ કૃષ્ણ-
ધનસુખલાલ મ્હેતા
લાલ મહેતા છે. તેમના લેખોનો આધાર કાંઇક કાંઇક અંગ્રેજી લેખકોના ટુચકા પરથી લેવાયેલો છે એમ તેઓ જાતેજ કહે છે. પરંતુ તેમનું પોતાનું આપેલું સ્વરૂપ એવું સુઘડ અને સંપૂર્ણ ગુજરાતી હોય છે કે એટલો સ્વીકાર કર્યો ન હોય તો ભાગ્યેજ આધાર હોવાની કલ્પના કરી શકાય. ધનસુખલાલની કૃતિમાં એક નોંધ લેવા લાયક વાત એ છે કે તે આપણી હરહમેશની જીંદગી માંથીજ પ્રસંગો શોધી કાઢે છે અને આપણા રોજના જીવનનીજ વાતો કરે છે. લખાણુ બહુ ઘરગથ્થુ અને સરળ, પ્રસંગો સ્વાભાવિક, અને રસ સાદો અને સતત વહેતો હોવાથી તેમનાં લખાણુ પરિચિત થતાં પ્રિય બની જવાનો ઘણો સંભવ છે.

અગંભીર વૃત્તિ એ મીઠા હાસ્યની જનેતા છે, વિનોદ આપનારી છે, ગંભીર જીવનમાંથી જરા હળવા હલકા બનાવી આનંદથી નચાવનારી છે. પણ તે હાસ્યરસ નથી. હસાવવું એ તેનો મુખ્ય ઉદ્દેશ નથી. મગજને જરી રમુજ આપી, મુખ મુદ્રાની નસોને જરા સંકોચાવે, આંખની કીકીઓને હસાવે, અને ઝીણું અધુરૂં સ્મિતહાસ્ય પ્રસરાવે, પણ તે ખડખડાટ હસાવે નહિં. ખડખડાટ હાસ્ય ઉત્પન્ન કરાવનારૂં સાહિત્ય જૂદી પ્રતિનું હોય છે.

તેમાં તો અણુધાર્યાં પરિણામો, આકસ્મિક સંજોગો, એક ધાર્યું હોય ત્યાં બીજાનો પ્રવેશ, અત્યંત વિરોધી પ્રસંગોની કેમ જાણે સ્વાભાવિક રીતેજ એક સાથે ઘટના થઇ ગઇ હોય તેવું અદ્દભુત ચાતુર્ય, એવી એવી જૂદી જૂદી જાતની કરામતનું કામ પડે. તેવું સાહિત્ય ઘડીક ગમ્મત આપનારૂંજ હોય છે; તેવાંને સાહિત્ય સમૃદ્ધિમાં કાંઇ હિસ્સો ભાગ્યેજ આપવાનો હોય છે. પરંતુ હાસ્યરસ નહિં ઉત્પન્ન કરવા છતાં, તેના કાંઇક અંશો એક જુદા પ્રકારના લખાણમાં આવે છે. તે લખાણમાં પણ ખામીઓ અને વિચિત્રતાઓ જોવાય છે; પણ તે સમુદાયની નહિં, પણ અમુક વ્યકિતઓની. વ્યક્તિનાં અમુક કાર્યને પસંદ નાપસંદ કરવું કરાવવું હોય ત્યારે તે કાર્યની કે કાં તો તે કાર્યના કરનારની–તેનું ખરાબ સ્વરૂપ પ્રકટ રૂપે બહાર દેખાઈ આવે એવી રીતની–ટીકા કરવામાં આવે છે કે અનુકરણરૂપ ચિત્ર દોરવામાં આવે છે.

ન્હાનાલાલની માપમેળ વિનાની રચના પસંદ કરવા લાયક નથી એમ બતાવવા 'પ્રભાતનો તપસ્વી' તથા 'કુકકુટ દીક્ષા' એ એ લેખો લખાયા એ ઉપર જણાવી તેમાંથી ટીકા કરવા રૂપ જે રીત કહી તે માંહેના લેખો છે. તેમ 'સરજતરાયની સુષુપ્તિ' એ બીજી–અનુકરણરૂપ ચિત્ર–શબ્દમય ચિત્ર દોરવાની–રીતનો લેખ છે. આ બંને પ્રતિના લેખોમાં અમુક વ્યક્તિ જ ધ્યાનમાં રાખવામાં આવે છે, અને તે વ્યક્તિના ગુણ અવગુણને કળાથી પ્રકટ કરવામાં બને ત્યાં સુધી તે તે વ્યક્તિની જ પદ્ધતિ, શૈલી, ભાષા વગેરેનો આશ્રય લેવામાં આવે છે.

**ઓલ્યાજોશી**

આવીજ પ્રતિના પણ હાસ્યના અંશો કાંઇ વધારે પ્રકટપણે દર્શાવનારા, અવગુણો કે ખામીઓની જ નોંધ લઈ, કટાક્ષરૂપ બનનારા ઘણી જાતના લેખો 'ઓલ્યાજોશી' એ લખેલા છે. હકારવાળી જોડણીને ઉદ્દેશીને તથા સાહિત્યમાં જે જે છૂટો લેવામાં

આવે છે તેવીમાંથી બધાને સ્વીકાર્ય લાગે તેવી તેવી બાબતોને ઉદ્દેશીને ' એ ઉપકાર ગણી ઇશ્વરનો હરખ હવે તું હિંદુસ્થાન ' એ લીટીને જરા ફેરવી સાહિત્ય છૂટની જે મજાકભરી ગમ્મત કરી છે એ ખરેખર વિનોદી વૃત્તિનું સુંદર સ્વરૂપ ખડું કરે છે. એજ પ્રમાણે ' પાડો ચડયો પીપળે ' વાળી અતિ જૂની ઉક્તિઓનો ઉપયોગ કરી ' કવિ ' બનવાની વૃત્તિને જે હાસ્યજનક સ્વરૂપ આપ્યું છે તે પણ નર્મહાસ્યની વૃત્તિને સરસ રૂપે પ્રત્યક્ષ કરે છે. ' બોલ્યાજોશી ' તરફથી જૂદા જૂદા લેખો લખવામાં આવ્યા છેઃ કોઇમાં માત્ર ઘડીક ગમતનો જ ઉદ્દેશ છે, કોઇમાં સમર્થ ટીકા, તો કોઈમાં ઉગ્ર કટાક્ષ માલુમ પડે છે.

પરંતુ આવા લેખો બધા લેખકો સરખી ફત્તેહથી લખી શકે નહિં. દરેકમાં કાંઇ કાંઈ ખાસીયતો હોય. એવા બધા લેખકો તથા લેખો વિષે અવલોકનરૂપ વિસ્તૃત લખાણથી લાભ થાય એવું છે. છતાં તેવા લેખોના સંગ્રહ માત્ર એકાદ બે જ થયેલા છે, અને તેવા લેખકો હજી બહુ જૂજ છે, અને છે તે પણ લખવામાં નવરાશ અને પ્રસંગનો લાભ મળે ત્યારે જ પ્રવૃત્ત થાય છે, એટલે તેવા બધા લેખો વિષે વિસ્તાર કરવાનું અત્યારે શકય નથી. આવી જાતનાં લખાણોના અવલોકન ઉપરથી ગુજરાતી સાહિત્યમાં તે જાતના લખાણનું શાસ્ત્રનિષ્પન્ન કરવું એ પણ જરૂરનું છે. પરંતુ જૂના સંસ્કૃત શાસ્ત્રપુસ્તકોનો અભ્યાસ કર્યા વિના નવી ચર્ચા કરવી એ ઠીક નહિં એ એક, અને બીજું તેવા શાસ્ત્રની ચર્ચા કરવા જેટલા લેખો લેખકો કે ચર્ચાકરો પણ નથી, એ બે કારણને લીધે તે વિષે તો આટલો જ ઉલ્લેખ બસ ગણવો પડે છે.

---

# પ્રકરણ ૨૫

## ઉપસંહાર.

ભાષા સાહિત્યના ઇતિહાસની રૂપરેખા પૂરી થઈ. પ્રવેશ પોથીમાં માત્ર રેખાઓજ આપવાની હતી, તે રેખાઓ પણ સંપૂર્ણ કે સુસ્પષ્ટ નહિં, પરંતુ મોટી મોટી બાહ્ય રેખાઓ માત્ર આછી આછી પીંછીએ આલેખવાની હતી. જાણીતા થઇ ગયેલા લેખકોની પિછાન ઉપર ઉપરથીજ અપાઈ છે. નવો વિદ્યાર્થી પણ નરસિંહ પ્રેમાનંદ જેવાનું કાંઈક જ્ઞાન મેળવી ચૂકયો હોય એવું વાતાવરણ તો હવે થઈ ગયું કહેવાય. રેખાચિત્રમાં ઘણે ભાગે પ્રાથમિક પિછાન આપવાનુંજ ધાર્યું હતું; ગુણ દર્શન ઠીક ઠીક, દોષ દર્શન માત્ર ઇસારાથીજ કરવાનું હતું; તેમાં પણ તદ્દન સમકાલીન લેખકોની પિછાન તો માત્ર એકતરફીજ અપાઈ હોય તો સારૂં. પ્રતિષ્ઠિત સુજ્ઞાત લેખકો માટે પ્રશંસક લેખની જરૂર ન ગણાય, અને તેવા લેખક માટે કાંઇક કાંઇક સમગ્ર દર્શન માટે છૂટ પણ લેવામાં આવી છે. આ પ્રમાણે આપેલી રેખાઓનું ચિત્ર યોજના પ્રમાણે સંપૂર્ણતાએ પહોંચ્યું. હવે ઉપસંહાર કરતાં જરા સિંહાવલોકન કરી જઇએ.

ભાષા સાહિત્યની ખીલવણી અને સેવા વિષે વિચાર કરતાં પ્રથમજ દૃષ્ટિ નરસિંહ મ્હેતા પર પડતી આવી છે, અને હજી પડે છે. 'વસંત વિલાસ' અને 'કહાનડદે પ્રબંધ' નરસિંહ મ્હેતાના સમયમાં કે તેની કાંઇક આગળ લખાયેલાં હતાં, તે બંને કાવ્ય જાણીતાં પણ છે, છતાં તે બેમાંથી એકેના કર્તા 'સાહિત્યકાર' નું ઉપનામ પામે તેવી તેની કૃતિ સ્વીકારાઇ નથી. એક કે બે સુંદર કૃતિ કર્યાથી તેનો લેખક માનવંત લેખકની, પ્રતિભાવાન લેખકની પદવી પામે; તેની કૃતિ માન પામે; ચિરંજીવ રહે; પરંતુ સાહિત્ય કાર તરીકે ગણાવા માટે હૃદયનો ઉભરાતો જુસ્સો, કાર્યની મગજમાં

ઘેલછાભરી લગની, અને પોતાના મગજમાં ઘુમી રહેલી વાત આખા જગતને કહ્યાજ કરવાની, જગતને તે રૂપ બનાવવાની અતિ બળવાન વૃત્તિ હોવી જોઇએ. જ્યાંસુધી તન્મયતા, તદ્રૂપતા અને તે એકજ ધૂનમાં સાર્વત્રિક પ્રવૃત્તિ નથી હોતી, ત્યાંસુધી સાહિત્યકાર થવાતું નથી. ધર્મોપદેશકમાં, નવા ધર્મના પ્રવર્તાવનારમાં, રાષ્ટ્રજેતાઓમાં, અને નવી નવી શોધખોળ માટે મંડયા રહેતા મહાપુરૂષોમાં આવી તન્મયતા જોઇ શકાય છે. ઘેલા માણસોમાં પણ તેવી તન્મયતા હોય છે. પરંતુ મહાપુરૂષોની ઘેલછામાં અને ઘેલા માણસની ઘેલછામાં આકાશ પાતાળ જેટલું અંતર હોય છે. તોપણ મહાકાર્ય કરનારાઓમાં અમુક પ્રતિની ઘેલછા હોવીજ જોઈએ —તેને ઘેલછા નામ આપવું એ યોગ્ય ન કહેવાય–તે ઘેલછા તે ઉત્તમ પ્રતિની તન્મયતા છે, અડગ અથાગ શ્રદ્ધા છે, અખૂટ કાર્યોત્સાહ છે, देहं पातयामि वा अर्थं साधयामि એવો દૃઢ નિશ્ચય છે. સાહિત્યકારોમાં પણ આવી તન્મયતા, આવી શ્રદ્ધા, આવો કાર્યોત્સાહ, આવો નિશ્ચય નથી હોતો તો તે લેખક સાહિત્યના ઇતિહાસમાં સ્થાન પામતો હોવા છતાં સાહિત્યકાર નામ તો નજ પામે. બધા મહાપુરૂષોમાં જેમ અપેક્ષા છે તેમજ સાહિત્યકારમાં પણ પ્રભુની પરમ કૃપાની અપેક્ષા તો છેજ. તે ન હોય, તો બધા પ્રયાસ સાધારણ પ્રતિના જ રહે, ફળ પણ તેવું જ મળે. પરંતુ કૃપા પ્રભુથી મળેલી હોવા ઉપરાંત, ઉપર કહી તેવી તન્મયતાની પણ જરૂર છે. તેવી તન્મયતાવાળાજ સાહિત્યકાર નામને મેળવી શકે છે. આ રીતે જોતાં નરસિંહ મ્હેતો, મીરાંબાઈ, અખો, પ્રેમાનંદ, શામળ, દયારામ, દલપતરામ, નર્મદાશંકર, નવલરામ, મણિલાલ, ગોવર્દ્ધનરામ એટલાનાં નામ ગણાવીએ એટલે ગુજરાતી સાહિત્યકારોની નામાવલિ પૂરી થઈ ગઇ જણાય છે. સાંપ્રત સમયના લેખકો માટે તો હજી અભિપ્રાય આપવાનું મુલતવી રાખવું પડે.

નરસિંહ અને મીરાંની જે અનન્ય ભકિત હતી—એકે
સ્ત્રી પુત્રાદિક સર્વ જાતના સુખને જતું કરી
નરસિંહ અને પ્રભુમય જીવન ગાળ્યું, બીજીએ રાણાજીના
મીરાં આવાસને તજવામાં ઉત્તમ આનંદ માન્યો,
તે હૃદયની અજબ તન્મયતા વગર આવી શકે
નહિં. લોકો તેને ગમે તે અર્થમાં ઘટાવે, પરંતુ એ તો સ્વતઃસિદ્ધ જ છે કે નરસિંહના અને મીરાંના હૃદયમાં જે અકલ્પ્ય ભકિતમત્તાએ વાસ કર્યો હતો, તેમના જીવન જેવાં પ્રેમમય બની ગયાં હતાં, તેમનો સંસાર જે એકરાગી થઈ ગયો હતો, તે ઉત્તમમાં ઉત્તમ ભાવનાઓ વગર બની શકેજ નહિં. તેનો અર્થ એવો નથી કે નરસિંહ મ્હેતામાં પત્નીપ્રેમ નહોતો કે મીરાંબાઈમાં પતિપ્રેમ નહોતો. સાગરમાં સમાઈ જતી નદીઓની સાગરમાં હયાતી નથી એમ કહી શકાશે? પટરૂપે વણાઇ ગયેલા સૂત્રની પટમાં હયાતી નથી એમ કોણ માનશે? નરસિંહ અને મીરાંનાં હૃદયોમાં પ્રેમનું જે વિશાળ સ્વરૂપ સમજાઈ ગયું હતું તેમાં સર્વ પ્રેમનો સમાવેશ થઇ જતો હતો. બીજા પ્રેમ ક્ષણિક, ચંચળ, પામર, અતિ સામાન્ય લાગી ગયા હતા; પરમ, શાશ્વત, ઉન્નત, અસામાન્ય પ્રેમમાં તે બધાનો સમાવેશ થયો હતો. આવી લગનીવાળાં હૃદયો જે ગાણાં ગાય તે સાહિત્યમાં સર્વકાલીન બની રહે, તે સાહિત્યને ઘડનારાં અને શોભાવનારાં બની રહે તેમાં શી નવાઇ? હૃદયમાંથી વહેતા ભાવોને સરળ, સુંદર સુકોમળ ભાષા આપોઆપજ મળી જાય, અને તેમની કૃતિ સાહિત્યમાં ઊંચા નમુના તરીકે ચિરંજીવ રહે એ તદ્દન સ્વાભાવિક જ પરિણામ છે. તેજ વખતમાં પદ્મનાભે લખ્યું, ત્યાર પછી ભાલણે લખ્યું, ભીમે લખ્યું—ભાલણે તો સારૂં કામ કર્યું—કાદમ્બરી જેવા લેખને ભાષાંતર રૂપે ઉતારવો એ કાંઇ દિલ્લગી વગર ન બને—છતાં તે માત્ર રૂપાંતરજ હતું અને

તેથી તેની કદરમાં સમય લાગ્યો. છતાં તે ખરા ભાવથી અમુક ઉચ્ચ કાર્ય સ્વસંતોષાર્થે—દૃઢ આગ્રહથી, કરવામાં આવ્યું હતું, તેથી તેટલા પૂરતી તે કૃતિ પણ સાહિત્યકૃતિ તરીકે સ્વીકારાય છે. બીજાઓએ સાહિત્ય સેવા કરી, લખાણુ કરીને ગુજરાત પર ઉપકાર કર્યા, પરંતુ સાહિત્યકારમાં ગણના થાય તેવું તો તેમનું હૃદય નહોતું. ત્યાર પછીના લેખકોમાં નાકરને પાછી હૃદયની તાલાવેલી લાગી, કાંઇક કરૂં એવો ઉમળકો, ઊંડો ઉમળકો ઊઠી આવ્યો, અને ખરા દિલથી તેણે કાંઇક સેવા કરી. પછી તો પાછા કોઇ મહાનુભાવના જન્મ માટે અખા અને પ્રેમાનંદ સુધી રાહ જોવાની રહી. જગતના ખાશ અનુભવથી અખાને સંસાર પર અત્યંત અભાવ આવી ગયો—માયાના અત્યંત ગર્હણીય પડછાયાનો અંધાર પિછાડો ઓઢીને પડેલા સંસારને સુધારા પર લાવવા તેણે લખ્યાજ કર્યું. નરસિંહ મીરાંને પ્રભુપ્રેમે પ્રેરણા કરી હતી, અખાને સંસારની માયાએ પ્રેરણા કરી—સંસારમાં ઘણા ઘણા સુધારાની જરૂર હતી, સંસાર આમને આમ ચાલ્યા કરે એનો અર્થ શો ? પોતાથી બને તેટલું કરી માયાની, સંસારની અધમતાની, પ્રવર્તી રહેલ જીવનના પોકળની, ચોમેર સડતા બગાડની ઝાટકણી કાઢવી એ અખાના હૃદયની એક ઊંચી ભાવના. હાલના સંસાર સુધારકોને પણ શરમાવે તેવી દિલલગીથી અને તેવા દિલઉકાળાથી અખાએ ભાષાદ્વારા પોતાનું કાર્ય કર્યાં કર્યું. પ્રેમમય હૃદયોમાંથી સુંદર, સુકોમળ ભાષા નીકળે, પણ માયાના દ્વેષભર્યા, સંસાર માટે તિરસ્કારભર્યા હૃદયમાંથી તો તીક્ષ્ણ, કડક, કર્કશ અને અગ્ન્યસ્ત્ર જેવો બાળી નાખનારી ભાષાજ નીકળે. ટુંકી, સચોટ, દાહક, અને શબ્દે શબ્દે ઠોક મારતી ભાષાથી અખાએ પોતાના હૃદયને ખાલી કરવા બહુ મહેનત કરી છે.

પ્રેમાનંદ અને શામળે પોતાનું જીવન બીજી રીતેજ ગાળવા
પ્રતિજ્ઞા લીધી હોય એમ દેખાય છે. જગતમાં આનંદ
પ્રેમાનંદ-શામળ વિનોદ અને વાર્તારસ માટે પોતાનું સર્વસ્વ અર્પનાર
પણ આ સંસારમાં કાયમની અસર મૂકી જાય છે એમ
પ્રેમાનંદ શામળનાં જીવન આપણને કહી રહ્યાં છે. આખા દિવસના શ્રમથી થાકેલા શરીરને જરા આરામ આપવા માટે માનસિક વિનોદ બહુ જરૂરનો છે. દિવસ આખો સખત મજુરી કરીને કંટાળેલાઓને રાતના બારબાર વાગ્યા સુધી બેસી રહેવાનું કેમ ગમતું હશે એવી શંકા કરનારને શરીર અને મનના પરસ્પરના થાક વિનોદ કેવી અસર કરે છે તેની સમજ જ નથી એમ કહેવું જોઇએ.

પ્રેમાનંદ શામળ સમજ્યા હતા કે શારીરિક શ્રમને ઓછો કરવા માનસિક વિનોદની જરૂર હતી. તેવો વિનોદ જો દુષ્ટ હેતુવાળો, કે અધમ ભાવવાળો હોય તો તો તે તિરસ્કારનેજ પાત્ર છે. પ્રેમાનંદે ધાર્મિક આખ્યાનો બનાવી સંભળાવી વિનોદ આપવાનું કર્યું. શામળે વાર્તારસ અને વ્યવહારકુશળતાનો મોહ લગાડી તેવો વિનોદ આપવાનું કર્યું. બંને એ અખંડ ધારાએ લેખ-પ્રવાહ વહેવરાવ્યો, પોતાનું જીવન તે કાર્ય માટે સમર્પ્યું. તે કાર્યની સિદ્ધિ માટે કેટલો શ્રમ વેઠવો પડયો હશે, કેટલી હાલાકી ભોગવવી પડી હશે? છતાં પણ પોતાનું જીવનકાર્ય તે ગણ્યું, અને તેને માટે અનવરત શ્રમ કર્યા કર્યો. પરિણામે એવું સાહિત્ય ઉત્પન્ન કરી ગયા કે જે ગુજરાતને સદા કાળ લાભ આપ્યા કરશે, અને પ્રેમાનંદ શામળનાં નામ સાહિત્યકાર તરીકે ચિરંજીવ રાખશે.

પ્રેમાનંદને સાહિત્યની ઉત્પત્તિ માટે પ્રેરણા કરનાર એક બીજું પણ બળ હતું. સંસ્કૃતના જેવા તેવા અભ્યાસથી અભિમાની બની ગયેલા, લોકોને પુરાણો પર શ્રદ્ધા હોવાથી તેનો લાભ લેવામાં

અંધ બની ગયેલા, અર્ધદગ્ધ પુરાણીઓ ગુજરાતમાં જે અંધ કાર્ય કર્યે જતા હતા તે જોઇ પ્રેમાનંદના દિલને બહુ આઘાત લાગ્યો. તે સ્થિતિમાંથી ગુજરાતને બચાવવા તેમણે ગુજરાતી દ્વારાજ આખ્યાનોનો શોખ લોકોને લગાડવાનું મનમાં ધાર્યું અને તે પ્રમાણે હૃદય પૂર્વક શ્રમ ઉઠાવ્યો. આ હૃદયની લાગણી એ સાહિત્યોત્પત્તિમાં કારણ બની હતી.

આવી કાર્યલગની ત્યાર પછી તો ઘણા જમાનાઓ સુધી જોવામાં આવી નહિં. ઘણા ઘણા જ્ઞાની, ભકત અને આખ્યાનકારો પોતપોતાની શકિત અને હૃદયબળ પ્રમાણે ભજનિયાં, જ્ઞાનપદ, અને આખ્યાનો કરતા રહ્યા છે, અને કોઇ કોઇએ તો સુવાચ્ય પદો સારી કલમથી લખ્યાં છે. ધીરાની કાફીઓ, ભોજાના ચાબખા, બ્રહ્માનંદનાં પદ, રત્નાના મહિના, રૂઘનાથનો સંદેશો, કોઇએ વૈરાગ્યનાં પદો, કોઇએ શૃંગાર, તો કોઇએ આછો વેદાન્તઃ આવાં આવાં લખાણ કરી અનેક લખનારા સાહિત્ય ગગનાંગણમાં ઝગી ગયા છે. કોઇ કોઈ તો પોતાના ચમકાર અચળ પણ રાખી ગયા છે. આવું હોવા છતાં દીલનો જોસ અને લગનીનું જોમ એ કાંઈક અંશે ધીરા અને ભોજા સિવાય બીજામાં ઝાઝા પ્રમાણમાં માલુમ પડતું નથી. માલુમ પડતું હશે તોપણ ભાષામાં એવે રૂપે ઉદ્દગીર્ણ થઈ શકેલ નથી કે તેથી તે સાહિત્યકારની કોટિએ પહોંચી શકે.

ધીરો ભોજો. ધીરાએ ગુરુ શિષ્યના સંવાદથી, અવળ વાણીથી, અને યોગ વિષેના પોતાના અભ્યાસને ઉતારવાના વિચારથી ઠીક ઠીક લખાણ કર્યું છે. ભોજાના ગામડીયા હૃદયમાં સંસાર પર ક્રોધ એટલો બધો ભરાઈ ગયો હતો, તેને મતે સંસારી જીવન એવું તો ગુન્હાઈત ઠરી ચુકયું હતું, કે દોષિતને સજા કરનારા સિપાઇ તરીકે તેણે ચાબખા ઉપર ચાબખાજ માર્યા કર્યા છે, અને ખરેખર, કોઈ કોઇ ચાબખો તો એવા ક્રોધથી અને જોસથી મારવામાં આવેલો જણાય છે કે મીઠાના પાણીમાં બોળીને

મારેલા ચાબખાની પેઠે આરોપીની ચામડીજ લઇને ઉખડતો લાગે છે. ભોજાનું જીવન કાંઇક વધારે સંસ્કાર પામ્યું હોત, તેનો યોગનો અને બીજો અભ્યાસ સારા વિદ્વાન ગુરુ પાસે થઇ શકયો હોત, તો ભોજો પણ અખાના જેવુંજ કાંઇક આપી જઇ શકત. તેવું નહિં હોવાથી ભોજાની કૃતિમાં હૃદયનો ઉકાળો લાગે છે, પ્રમાણિક અને જીવનભરની તન્મયતા લાગે છે, પણ સંસ્કાર નથી, જ્ઞાન નથી, સમતોલપણું નથી; અને તેથી સાહિત્યકાર તરીકે તેની ગણના કરી શકાય એવું લાગતું નથી.

દયારામ

આવા ઘણા તારાઓના પ્રકાશ પડયા કર્યા પછી આખરે દયારામ ઉગી આવ્યો-જે ભકિતપરાયણ હતો, જેણે શ્રવણ પ્રિય અવાજે મન ગમતી ગરબીઓ ગાઇ ગુજરાતીઓને રીઝવવામાં કશી કચાશ રાખી નથી, જેણે પોતાનું જીવન પ્રભુભકિતના પુષ્ટિમાર્ગનાં રહસ્યો સમજવા સમજાવવામાં, અને તે સંપ્રદાયનાં કીર્તનો કરવામાં સમર્પ્યું હતું-તે દયારામ બધી રીતે લાયકાત ધરાવતો હોવા છતાં તેની ગણના નરસિંહ મીરાં અને અખા પ્રેમાનંદ શામળના જેટલી ઉંચી થઇ શકતી નથી. તેના જીવનની કેટલીક વિચિત્રતાઓ તો આવા મત માટે કારણરૂપ થતી નહિં હોય ? નરસિંહ મીરાં અખો એ ભકત કહેવાય, ધીરો ભોજો અને નિરાંત બાપુ વગેરે જેવાને પણ ભકત ઉપનામ એકદમ અપાય; ત્યારે દયારામને તે નામ સર્વાનુમતે એકદમજ કેમ નહિં અપાયું હોય? પોતે પોતાને ભક્ત નથી કહેરાવતા, તેથી દુનિયાએ પણ તેને તે નામ આપવા હિમ્મત નહિં ધરી હોય? બીજી રીતે વિચારતાં, તેને નરસિંહ મ્હેતાનો અવતાર તો ગણવામાં આવતો. પણ કયાં નરસિંહની સંસાર પરની ઉદાસીનતા, અને કયાં દયારામની સંસારના મોહ માટેની લગની! કયાં નરસિંહનો અનન્ય પ્રેમભાવ, અને કયાં દયારામનો ભક્તિ વખતનો જ પ્રેમ? આવા ભેદને લીધે દયા-

રામની જગત પરની અસર કાંઈક શિથિલ, કાંઈક ઓછી પોચી થઇ હશે? ગમે તે હો, પણ લેખન અને ભજન એજ તેણે પોતાના જીવનનું મુખ્ય કર્તવ્ય ગણ્યું, સુંદર મધુરી ગરબીઓથી, સદ્બોધ અને સુવિચાર ભરેલાં કેટલાંક પદોથી અને બીજી પણ નાની મોટી સાહિત્ય કૃતિથી ગુજરાતી લખાણમાં નોંધવા લાયક ઉમેરો કર્યો. તેની ભાષા, એવી રસભરી અને અસરકારક હોવા સાથે દિલ હલાવનારી અને લાગણીઓને પીગળાવનારી છે કે તેને સાહિત્યકાર તરીકે ગણ્યા વિના ગુજરાતને ચાલે તેવું નથી.

દલપતરામ, નર્મદાશંકર, અને નવલરામ ત્રણેએ જેટલું જેટલું કર્યું છે, જેજે કર્યું છે, તે બધુંજ એક અગર તો બીજી રીતે ગુજરાતી ભાષા સાહિત્યને ઘડનારૂં, સ્વરૂપ આપનારૂં, જોમ આપનારૂં, જીવન આપનારૂં થયું છે. તે ત્રણેયે પોતપોતાનાં જીવનનો બધોજ ભાગ એક અગર તો બીજી રીતે ગુજરાતની સેવામાંજ ગાળ્યો હતો. દલપતરામે નોકરીમાં રહીને પણ સાહિત્યની સેવા કર્યા કરી હતી, સાહિત્યની નોકરી કરવા અર્થે સરકારની નોકરી મૂકી દીધી હતી. નર્મદાશંકરે તો નોકરી થોડો વખત માત્ર કરી હતી, સાહિત્ય સેવા ખાતર જોખમો વ્હોર્યાં હતાં. નવલરામે નોકરીમાં ચાલુ રહ્યા છતાં ભાષા સાહિત્યનાં વિવેચનમાં, સમવલોકનમાં અને સમાલોચનમાં પોતાનો ઘણો વખત ગાળ્યો હતો. જો કે દલપત નર્મદે જે પ્રમાણમાં સાહિત્ય સેવામાં પોતાની સર્વ શકિત સમર્પી હતી તે પ્રમાણમાં તો ન કહેવાય, તોપણ નવલરામે સાહિત્યની એવી સેવા બજાવી છે કે તેને પણ સાહિત્યકાર તરીકે ગણવામાં આનાકાની કરવાનો અવકાશજ ન ગણાય—નામાવલિમાં તેનું નામ મૂકયા વિના ચાલે નહિં.

દલપતરામ
નર્મદાશંકર
નવલરામ

આ ત્રિપુટિ પછી તો ગુજરાતનું જીવન એવું ફરી ગયું કે સાહિત્યને જીવન સમર્પણ કરનાર, અગર તો પોતાના અમુક

નિશ્ચિત મેં તત્ત્વોને ગુજરાતમાં પ્રસારવા માટે તનતોડ મહેનત કરનાર ઘણાજ થોડા નીકળી શકયા. સાહિત્યકાર્ય એ બીજા શ્રમમાંથી મુક્તિ મળે ત્યારે, અગર તો બીજા શ્રમનો થાક ઉતારવા માટે ફામફેર કરવાના હેતુથી હાથ ધરવામાં આવ્યું. ઘડીક વિનોદ, અને આનંદ સાથે સાહિત્યવાચનલેખનમાં પ્રવૃત્તિ થઈ શકે તેવો સમય આવી લાગ્યો. કોઈ મહાહેતુની સિદ્ધિ માટે કે અત્યંત દિલ બળતરાને કાંઇક શાંત કરવા માટે એકજ કામમાં લાગ્યા રહેવાની ઘેલછા જાગ્રતિ યુગમાં ઘણા થોડાનેજ પરવડી શકે, અને તેથી જો કે સામાન્ય લખાણ ઘણા વધ્યાં, વિચાર કરનારા વધ્યા, વાંચનારા વધ્યા, અને સશ્રમ લખનારા પણ વધ્યા, તોપણ સમર્થ લખનારા કે જેણે સાહિત્ય સેવાને પોતાના જીવનનું એક મુખ્ય કાર્યજ માની લીધું હોય તેવા તો ઘણા થોડા થયા.

મણિલાલ ગોવર્દ્ધનરામ

જીવન્ત કાર્યકરોને બાદ કરીને કહીએ તો મણિલાલ નભુભાઈ અને ગોવર્દ્ધનરામ સિવાય બીજા કોઇએ તેમના જેટલી તન્મયતા કે તેમના જેટલો પ્રયાસ કર્યો હોય એમ ભાગ્યેજ કહી શકાશે. વરસાદમાં જેમ ઠેકઠેકાણે ઘાસ ઉગી આવે તેમ સુધારાના વિચાર, રોપ્યા વગરના, ખેડયા વગરના, ઘાસની પેઠે ટપોટપ ઉગી નીકળવા લાગ્યા, અને તેના મોહમાં ફસાયેલા ખુવાર થવા લાગ્યા. એ અનર્થથી જેનું દિલ બળી ઉઠયું હતું તેવા બે વિચારકો સુધારાના પુકારોમાં જ્યાં જ્યાં પોકળતા માલમ પડે ત્યાં ત્યાં બતાવવા મથી રહ્યા. પશ્ચિમનું બધું સારૂં નથી. પૂર્વમાં સુરૂઢ થઈ ગયેલા વિચારો ક્ષણમાં ઉગી નીકળેલા નહોતા, પણ જમાનાના જમાના થયાં જેનાં મૂળને પોષણ મળ્યાં કર્યું હતું તેવા મહાન વૃક્ષ જેવા હતા. કુહાડાથી તેને કાપી પાડી નાખવા હશે તો તે કામ સહેલું છે, પણ તેને ફરી ઉગાડવા હશે તો પાછા સેંકડો જમાનાઓ જોઇશે—જરા શાંતિથી

અભ્યાસ કરો, શ્રદ્ધાથી તુલના કરો; અને પછી નિર્ણય કરો તે સાચું એવો તે બંને લેખકોનો પોકાર છે; સુદર્શનદ્વારા આત્મનિમજ્જનનાં ગીતો દ્વારા, સિદ્ધાંતસાર દ્વારા એમ અનેક રીતે કર્યા કર્યો. બીજાએ સરસ્વતીચંદ્ર દ્વારા જૂના નવાની તુલના કરવાનું સુઝાડી, કેવી જાતનો અભ્યાસ અને કેવી જાતનું વાચન ગુજરાતીઓ માટે ઇષ્ટ હતું તે બતાવવા પ્રયત્ન કર્યા. તે બેમાંથી એકેને મતે જૂનું તે સારૂં અને નવું તે ખોટું એવું હતું જ નહિં. સુધારાનાં જે જે મંતવ્યો હતાં તેમાંથી ઘણાં તેઓને માન્ય હતાં. સ્ત્રીકેળવણી, પવિત્ર જીવન, ઉદ્યોગની જરૂર, દુષ્ટ રિવાજોનો ત્યાગ એ બધાં મંતવ્યોમાં ઝાઝો મતભેદ હતો નહિં માત્ર તેનાં મૂળ કારણ, અને સુધારો કરવાની રીતો એ બેમાંજ મતભેદ દેખાતો હતો. જૂનાના શ્રદ્ધાપૂર્વક અભ્યાસથી તે બંનેએ એમ સિદ્ધ કરવા ઇચ્છયું હતું કે આપણું જીવન નવીનતાના નિશામાં ચકચૂર બની ધુળધાણી કરી નાખવા જેવું નથી. નવો પવન બધુંજ સારૂં કરશે એમ માનવું એ ભૂલ ભરેલું નહિં, તોપણ શંકાની નજરે જોવા જેવું તો છે. હજારો વર્ષ થયાં જે જીવન ઘડાતું આવ્યું છે તેના સિદ્ધાંતો અને પરિણામો રૂપી બંધાયલા પૂલો તોડી પાડવાથી પાછા ફરવાનો વિચાર થશે તો પછી મુશ્કેલી પડશે. આવાં પોતાનાં મંતવ્યો સાહિત્યદ્વારા સુપ્રચલિત કરવા માટે તે બંને લેખકોએ જીંદગીભર પ્રયત્ન કર્યા, અને પોતાથી બની શક્યું તેટલું કરી ગયા. તેમના લેખનની એક અસર તો ગુજરાત જોઈ શકેલ છે કે નવાનો જેટલો ખોટો મોહ હતો તે હળવે હળવે ઓછો થતો ગયો અને ગુજરાતમાં સુધારાની આવશ્યકતા છે એમ સ્વીકારતાં છતાં કાંઇક વિચારપૂર્વક સુધારો કરવાની જરૂર છે એમ જોઈ શકાયું. આ જાતની તેમની સેવા સાહિત્યકાર વર્તીઓની તેમની [illegible] કરવામાં સાધનરૂપ થઈ છે. અંગ્રેજી અને [illegible] કેળવણીના

સંસ્કારથી ખીલેલાં થયેલા એ બંને લેખકોની ભાષા અને કલમ-બંધી ભાષાસાહિત્યમાં છાપ પાડનારી, માન માગનારી–અને પ્રતાપ પાડનારી છે એટલું તો સકળ ગુજરાત સ્વીકારે છે.

સાંપ્રત સમયમાં ગુજરાતીમાં લખનારા ઘણા છે. કેટલાક તો ઉંચા ગુણો ધરાવનારા પણ છે. પરંતુ સાહિત્યસેવા એ તેમના જીવનમાં ઘણુંમાંનું એક કાર્ય બની રહેલું હોઇ, કોઇનો આત્મા હાલમાં સાહિત્યમાંજ ઉતરી રહ્યો હોય એવું લાગતું નથી. વિદ્વત્તા વધી છે, સંગીન અભ્યાસ વધતો જાય છે, પ્રભુદત્ત શકિત પણ કાંઇક ઠીક પ્રમાણમાં માલુમ પડે છે; પણ જે અનન્ય રાગ અને અદ્વિતીય પ્રેમને લીધે જીવન સાહિત્યમય થઇ જવું જોઇએ તે નહિં હોવાને લીધે, સાહિત્યકાર્ય એ હમણાં એક આનંદ આપનારો વિલાસ છે, કીર્તિ આપનારૂં કાર્ય છે, અને જેવો બને તેવી સેવા કરવાનો ભાવ–ફૂલ નહિં, તો ફૂલની પાંખડી આપવાનો ભાવ, યથાશકિત પૂરો કરવાનું એક ઠીક સાધન છે.

બંગાળી, ફારસી તથા અંગ્રેજીમાંથી ભાષાંતર રૂપે, ફારસી સાહિત્ય અને સાહિત્યકારોની પિછાન આપવા

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

રૂપે, પ્રસંગે પ્રસંગે સ્વતંત્ર નિબંધ અને લેખ રૂપે, અને સૌથી વિશેષ તો 'ધી મોડર્ન રીવ્યુ' (The Modern Review) નામના અંગ્રેજીમાં પ્રકટ થતા વિશિષ્ટ હિન્દી માસિકમાં ગુજરાતી પુસ્તકોની ટુંક નોંધ લઈ ગુજરાતી લેખકોને સકળ હિન્દના વાચકો આગળ રજુ કરવાના ચાલુ પ્રયાસ રૂપે શ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, પોતાની અત્યંત જવાબદારી વાળી ફરજોમાંથી જે સમય ગુજરાતીની સેવામાં કાઢે છે એ ધન્યવાદને પાત્ર છે. તેમના 'Milestones' ની નોંધ પ્રસ્તાવનામાં લેવામાં આવી છે–ગુજરાતી લેખકોની ઐતિહાસિક અને પ્રાસ્તાવિક નોંધ લેનાર એ પહેલુંજ પુસ્તક છે. તેમના 'ઔરંગઝેબ અને રાજપુતો' ની નોંધ પા. ૨૧૫ મે લેવાયેલી છે. તે ઉપરાંત 'આદર્શ

સુધારક દયાનંદ સરસ્વતી' 'મોહસિનીનાં નીતિવચનો, 'કૃષ્ણ ચરિત્ર' ઇત્યાદિ પણ જાણીતાં પુસ્તકો છે. અનેક દુઃખોના બોજા નીચે દબાયેલા હોવા છતાં, જેમના મનમાં સેવાભાવ વસી રહ્યો હોય છે તેઓ થોડું થોડું કરતાં પણ ઘણું ઉપયોગી કામ કરી શકે છે એ એમના જેવા બાવાભક્તોની કૃતિઓથી જાણી શકાય છે.

હરિલાલ, બાલાશંકર, કલાપી, કેશવલાલ હરિરામ, રણજીતરામ વગેરે ઘણા ઘણા પોતપોતાની સાહિત્યસેવા ગુજરાતને ચરણે અર્પી ગયા છે, અને નરસિંહરાવ, ન્હાનાલાલ, ખબરદાર, લલિત, બોટાદકર, ઠાકોર, તથા કેશવલાલ, આનંદશંકર, રમણભાઈ, ઉત્તમલાલ, કમળાશંકર, કનૈયાલાલ, વાડીલાલ મોતીલાલ શાહ, રામમોહનરાય, ચંદ્રશંકર વગેરે પોતપોતાની અંજલિઓ સાહિત્ય દેવીની પૂજામાં સમર્પી રહ્યા છે—એ બધામાંથી દરેકે દરેક અને તેના જેવા બીજા અનેક, ગુજરાતી સાહિત્યના માનવંત સાહિત્યકારનું માન પામો એમ કોણ નહિં ઇચ્છે ? સાહિત્યલેખનમાં પોતાનું જીવનસર્વસ્વ અર્પણ કરનાર, સાહિત્ય દ્વારા અને અન્ય રીતે દેશસેવામાંજ પોતાના આત્માને સોંપી દેનાર ગુજરાતીઓ, ગુજરાતનેજ શોભા આપનાર નીકળે એટલુંજ નહિં પણ ગુજરાતને હિન્દમાં અને સકળ વિશ્વમાં પણ સગર્વ બનાવે એવા ગુજરાતીઓ, સત્વર નીકળે એવી અંતિમ પ્રાર્થના છે.



